માર્ગ ધારીએ તેટલા મોકળા નથી હોતા આ સત્ય સંસ્થાઓ ચલાવનાર સહુ કોઈ જાણે છે. સામાન્ય વાચનાર—માત્ર ગુજરાતી જ ભણેલા અને જેને આમવર્ગ કહેવામા આવે છે તેનાઓને જ્ઞાનક્ષેત્રમા આગળ આણવા માટે તેમને લાયકના પુસ્તકો તેમ જ લેખોની જરૂર રહે છે. સાથે સાથે ઉચ્ચ વર્ગનુ—વિદ્વાનોને આકર્ષે તેવુ સાહિત્ય પ્રસિદ્ધ કરવાનો અભિલાષ પણ હોવો જોઇએ, કારણ કે તે વડે જ ભાષાની અભિવૃદ્ધિ થઇ જનતા આગળ વધી શકે આ બન્નેનો સમન્વય કરવો એ ધારીએ તેટલુ સહેલુ નથી એકને રીઝવતા બીજા નિરાશ થાય છે આ સ્થિતિમા જેટલુ કામ થાય તેટલું કરવાનો પ્રયત્ન કરવામા આવે છે. સોસાઇટીને નાણાની પુષ્કળ છુટ છે એમ ઘણીવાર માનવામા આવે છે, તેમા પણ કાંઇક ભ્રમ થાય છે લાખો રૂપીઆના ટ્રસ્ટફંડો છે તે તો તેના નિર્દિષ્ટ ઉદ્દેશ માટે જ વાપરી શકાય છે અને સોસાઇટીના પોતાના નાણા અઢળક નથી પોતાની મર્યાદામા રહી જેટલુ કાર્ય થાય તેટલુ કરવા સોસાઇટી હમેશ તત્પર છે અને તેને માટે જેટલી સૂચનાઓ થાય તે આવકારદાયક લેખાશે

છેલ્લા કેટલાક વર્ષથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ વ્યાખ્યાન-માળાઓ, પુસ્તકાલય પ્રવૃત્તિ વગેરે કાર્યો હાથમા ધર્યા છે અને બીજા હાથ ધરશે તેની ઉમેદ છે આસિસ્ટન્ટ સેક્રેટરી ભાઈ હીરાલાલ પારેખ જણાવે છે તેમ સોસાઇટીને પોતાનુ એક છાપખાનુ હોવાની અગત્ય છે. વિશેષમા સારા પ્રુફ વાચનાર રાખી વેપારની નજર ન રાખતા સુઘડ છપાઇનુ કામ કરવાની ધારણા રાખવાની અગત્ય છે. તે ઉપરાંત ગુજરાતી ભાષાની જોડણીની બાબતમા ગુજરાત વિદ્યાપીઠના જોડણી કોશનું ધોરણ સ્વીકારી એકસરખી જોડણીનો પ્રચાર કરવા માટે આગ્રહ કરવો ઘટે છે પોતાનું છાપખાનું અને સુશિક્ષિત પ્રુફ તપાસનાર વગર આ કાર્ય બને તેમ નથી ભાઇ હીરાલાલે દર્શાવ્યુ છે તેમ ચાર પાંચ માનદ પગારદાર વિદ્વાનોના હાથમા આ સંસ્થાનું કામ સોંપાય તો તેની પ્રગતિ અનેકગણી થાય એ સાચુ જ છે નાણાનો અને બીજો વહીવટ જમાનાને પ્રમાણમા હોવાથી એક મોટું સર્જન નહિ આપી શકે અથવા હમેશા સભામા નિષ્ણાત મળી શકશે એ પણ શક્ય નથી. બીજા બધા પ્રાંતોની પ્રાંતીય સંસ્થા કરતા અમારી આ સંસ્થા જુનામા જુની છે અને તેને આદર્શ સંસ્થા બનાવવા સર્વ ગુજરાતી ભાઈબહેનો બહારથી મદદ કરે એ માગુ છું.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પાસે કેળવણી વિષયક, તેમજ સાહિત્ય વિષયક ટ્રસ્ટ ફંડો પુષ્કળ છે અને હજી હરદમેશ નવા આવ્યે જાય છે, ને એ સંસ્થાનું મહત્ત્વપણું, તેની પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતાના સૂચક છે ગુજરાતમાં ઘણા લોકો કેળવણી માટે દાન આપવાનું મહત્ત્વ હવે સમજ્યા છે, અને માત્ર શ્રીમંતો જ નહીં પણ મધ્યમ વર્ગના લોક પણ યથાશક્તિ આ દિશામાં દાન કરતા થયા છે એની નોંધ લેતા સાથે દાનવીર સજ્જનોને અમારી બે વિનતિઓ છે એક તો હવે એ દાનનુ ક્ષેત્ર માત્ર જ્ઞાતિના બાળકો માટે સંકુચિત ન રાખતા, લાયક અને સાધનહીન સર્વ વિદ્યાર્થીઓને લાભ મળે તેવી ગોઠવણ કરવાનો સમય આવી લાગ્યો છે, તે લક્ષમાં લે. બીજી એ છે કે દિન પર દિન સ્ત્રી શિક્ષણનો પ્રચાર થાય છે તેમ કન્યાઓને માટે સ્કૉલરશીપોની જરૂરીઆત જણાય છે તે ધ્યાનમાં રાખી કન્યાઓ માટે પણ શિષ્યવૃત્તિઓ સ્થાપે

એસીથી વધારે વર્ષ થયા શુભ નિષ્ઠાથી કામ કરનારી સંસ્થા સંવર્ધિત થઈ પોતાનો ઇતિહાસ—જે તેની પ્રગતિનું દિગ્દર્શન કરાવે છે—પ્રકટ કરે તે ખરેખર સંતોષજનક છે છેવટ લગભગ પચીસ વર્ષથી તેના આસિસ્ટન્ટ સેક્રેટરીએ સંસ્થાની તરફ નિસીમ પ્રેમ રાખી તેનુ હિત હૈયે રાખી જે મુગી સેવા કરી રહ્યા છે તેનો ઉલ્લેખ ન કરૂં તો ખરેખર તેમને અન્યાય થાય આ વિભાગમાં જે એક પ્રકરણ મને નથી ગમ્યુ તે પણ સ્પષ્ટ કરી દઉં માત્ર પોતાને લગતુ પ્રકરણ, રા ભાઈ પારેખે મુક્યુ છે, જેમાં ખુશામત બીલકુલ જોતી નથી, માત્ર એમનો સન્માન અને મારી તરફનુ મમત્વ છે પરંતુ એક વ્યક્તિની ઘણી નજીક હોઇ એ બાબત ભવિષ્યના કોઇ સમય પર રાખી હોત તો વધારે ઠીક પડત

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સદા આગળ વધતી રહે એ શુભેચ્છા અસ્થાને નહીં ગણાય

વિદ્યાબ્હેન ર. નીલકંઠ.

# પ્રસ્તાવના.

આ ત્રીજા વિભાગ સાથે સોસાઇટીનો ઇતિહાસ સન ૧૯૩૩ ના અંત સુધી આવી પહોંચે છે.

બુદ્ધિપ્રકાશની છેલ્લા પચાસ વર્ષની અનુક્રમણિકા તેમજ સોસાઇટીના ઇતિહાસના ત્રણ વિભાગોની સમગ્ર સૂચી ત્રીજા વિભાગના છેડે આપવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ પ્રસ્તુત વિભાગ ધાર્યા કરતા બહુ મ્હોટો થવાથી એ યોજના પડતી મૂકવી પડી છે પણ તેનો સમાવેશ એક વધુ પુસ્તક "પુરવણી" વિભાગ કાઢી તેમા કરવામા આવશે.

જે સંસ્થાની સેવામા હું જોડાયલો છુ, તેનો ઇતિહાસ આલેખવાની, અને તેમા પણ મારી કારકિર્દીનુ વૃત્તાંત લખવાની અણધારી તક મને સાંપડી છે એને મારૂ સદ્‌ભાગ્ય સમજુ છુ.

સદરહુ કાર્યમા કારોબારી કમિટીની અને ઑન. સેક્રટરી લેડી વિદ્યાબ્હેનની સહાયતા અને એ સૌનો મારામા વિશ્વાસ, એ મને બહુ મદદગાર નિવડ્યા છે, અને તેઓનો હુ આ સ્થાને ઉપકાર ન માનુ તો કૃતઘ્ન જ થાઉં.

શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટ અને સોસાઇટીના સ્ટૉફે પણ, વખતે કવખતે જે કાંઇ મદદ મેં માગી છે, તે તેમણે વિનાસંકોચે આપી છે, તે બદલ તેમનો પણ હું બહુ આભારી છું.

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ.
તા. ૨૪-૯-૧૯૩૪.

હીરાલાલ ત્રિ. પારેખ

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|



---

*આ પ્રકરણનો આંક બેવડાયો છે, તેથી તે પ્રકરણ ૧૯ અ એ પ્રમાણે દર્શાવ્યું છે.

# છબીઓ

# ચિત્રો

# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી
નો
# ઇતિહાસ

## વિભાગ ૩

### સન ૧૯૦૯ થી ૧૯૩૩

### જીવન પરિવર્તન

" In the study of the nations' history a new orientation is taking place. Between the extremes of utter contempt for the past and unreasoning glorification of it, we are settling down to the view that during the chequered history of centuries there were achievements of which we might reasonably feel proud. The errors of outlook and of organisation which made for our weakness are recognised; the need for fresh effort to gather up all that is best and most vitalising is also felt; every Indian thinker of to-day draws his main inspiration from the past of the race, while he is ready to profit from the experience of other nations old or new. × × × ×

To those that can discern; the modern tendency in India, in politics and economics, in art and literature is towards a higher synthesis of matter and spirit. × × × ×

The Indian renaissance is full-blooded. Its facets are many and of remarkable splendour. The final fruition of our hopes, the realisation of the dreams of our prophets and poets is yet in the future. But, thought is power: great things are achieved in idea even before they are achieved in fact. To will and to plan greatly, to dream great dreams and see splendid visions-this is the auspicious beginning as well as the first condition of all advance.

*Triveni, p. 336.*
*( Vo. V, No. 4-Jan.-Feb. 1933. )*

સોસાઈટીના ઇતિહાસના ત્રણ વિભાગો, જાણે કે ગુજરાતી પ્રજાની જાગૃતિ, ગુજરાતી પ્રજાનેઃ જીવનવિકાસ અને જીવન પરિવર્તનને તેઓ અનુસરતા કે બંધબેસતા ન હોય, એમ અણુજાણે અને અનાયાસે પડી ગયા છે અને એક રીતે તે યોગ્ય થયું છે, કે જેથી ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિની પ્રગતિ અને ખીલવણી અર્થે, તેમજ કેળવણી, જ્ઞાનપ્રચાર અને સમાજસુધારણાનાં કાર્યમાં, સોસાઇટીએ શા શા અને કેવા સંજોગોમા પ્રયાસ કરેલા છે અને કેટલો હિસ્સો આપેલો છે, તે યથાસ્થિત જોઈ વિચારી શકાય અને તેનું બરોબર મૂલ્યાંકન થઇ શકે.

સોસાઇટીની સ્થાપના કરવામાં આવી ત્યારે આપણો આખોય સમાજ છિન્નભિન્ન વિખેરાયલો, ભયગ્રસ્ત, જાનમાલની ચિંતાભર્યો, અજ્ઞાન અને વહેમના ગાઢ તિમિરમાં છવાયલો હતો અને તેનું જીવન પણ એકધારૂં, સંકુચિત, રૂઢિચુસ્ત અને સ્વાર્થી બની ગયું હતું.

પરંતુ ઉષા પ્રકટતાં આશા અને આનંદ ઉદ્ભવે છે તેમ દેશમાં બ્રિટિશ અમલ દ્રઢીભૂત થઇને, શાંતિ, સલામતિ અને સુવ્યવસ્થા અને સમાન ન્યાયનું વાતાવરણ પ્રસરતાં, પ્રજાજીવન આહ્લાદિત બન્યું અને તે સાથે પ્રજામાં આરોગ્ય, શહેર સુધરાઈ, કેળવણી અને જ્ઞાનપ્રચાર સારૂ સરકાર અને લોક ઉભયના એકત્ર પ્રયાસ અને સહકારથી વિવિધ પ્રયત્નો થવા માંડ્યા, જેના પરિણામે પ્રજા જાગૃત થઈ અને તેનામાં સ્ફૂર્તિ આવી. એ જે હિલચાલ શરૂ થઈ તેમાં સોસાઇટી અને તેના કાર્યવાહકો કો

અને કેવો ભાગ ભજવ્યો છે, એનો વૃત્તાંત આપણે પાછલા બે ભાગોમા અવિસ્તર અવલોકી ગયા છીએ.

શરીરમા સ્ફૂર્તિ આવતા આપણે કામ કરવાને સતેજ થઇ જઇએ છીએ. એવી રીતે આપણી પ્રજાને નવી કેળવણીનો લાભ પ્રાપ્ત થતા અને કેળવણીના સંસ્કાર તેના પર પડતાં, પ્રજાની આંખ આગળથી અજ્ઞાન અને વહેમના પડળ ખસી ગયાં અને પ્રકાશના કિરણો પ્રથમ નિહાળતાં આપણે આનંદાશ્ચર્ય પામીએ છીએ તેમ નવશિક્ષિત વર્ગ પશ્ચિમના નવા તેજમા અંજાઇ ગયો અને તે તેજપર મોહિત થઈ પડયો.

એ ખરૂ છે કે તેજના અંબારમાં આખ સામેની વસ્તુ પૂરી અને પ્રમાણસર જોઈ શકાતી નથી. એ તેજના ખેંચાણ અને પ્રભાવથી આખ અંજાઇ જાય છે અને તેના પરિણામે આસપાસની સ્થિતિનો ખરો ખ્યાલ લક્ષમા આવતો નથી પાશ્ચાત્ય સંસ્કૃતિનું નવુ દર્શન થતા આપણા કેળવાયલા વર્ગની એવી જ વિપરિત સ્થિતિ થઇ પડી હતી. પશ્ચિમનું સઘળું આપણને તે સમયે ઝળહળતુ, પ્રકાશિત, પ્રગતિમય અને ઉન્નતિસાધક જણાવા લાગ્યુ; અને તેનુ અનુકરણ કરવામાં જીવનનુ સાર્થકય દિસ્યું હતુ. એ વિચાર પ્રવાહના અવરોધક કેટલાક પ્રતિબંધક બળો—જેવા કે આર્યસમાજ, થિઓસોફી, રામકૃષ્ણ મિશન વગેરે સંસ્થાઓ ઉપસ્થિત થઇ ન હોત તો આપણે આપણુ આર્ય પ્રજા તરીકેનુ જુદું વ્યક્તિત્વ જરૂર ગુમાવી બેઠા હોત. એ સમયની આપણા મનની સ્થિતિ નીચેના અંગ્રેજી લખાણમા યથોચિત ચિતરેલી જણાય છે.—

"For a century and more the minds and hearts of Indians had been turned to England. English literature, English institutions, English modes of thought and experession exercised a strange fascination. The West meant England and whatever light from other land found its way here, was invariably coloured by the English prism." †

આ દૃશ્ય પ્રથમ દોષ તરીકે જણાતુ જ નહોતું. આપણા કેટલાક આગેવાન દેશનેતાઓ હિન્દ અને બ્રિટન વચ્ચેના સંબંધને એક દૈવી સંયોગ માનતા હતા અને અંગ્રેજોના હસ્તે હિંદનુ શ્રેય થયલું છે અને

† Triveni Vol. V, No. 4, Jan-Feb. 1933, p 333

થશે એમ માનનારો હજી પણ એક વર્ગ બંને દેશોમાં મોજુદ છે. હમણાંજ પ્રસિદ્ધ થયેલાં થોમસ અને ગેરેટનાં "Rise and Fulfilment of British Rule in India" પુસ્તકની સમાલોચના કરતા લંડન ટાઇમ્સનો વિવેચક લખે છે,—

"The moral and social prestige lost to the West by the war can never be recovered; but there is no reason why a far healthier relationship should not develop and the great sub-continent of India form part of a noble comity of nations within the British commonwealth."*

અને ઉપરોક્ત વિચારનું સ્પષ્ટીકરણ કરવામાં આવતું ન હોય એમ લંડનના ઓબ્ઝર્વર સાપ્તાહિકમાં, એજ પુસ્તક અવલોકતાં લોર્ડ લોધીઅન લખે છે,

"Yet even so, powerful as the new forces are becoming, it is certain that India cannot yet maintain its unity without British help. Can we Englishmen adapt ourselves to the political facts of the present age as we have done so often before? Can young India abandon its persuit of political illusionism and get its feet back on reality? If so the stupendous problems which confront both countries may be solved, and the glorious hopes implicit in the historic Montague Declaration of 1917 may yet be fulfilled. §

આ રસિક પણ ચર્ચાસ્પદ વિષયનો ઉલ્લેખ માત્ર બસ છે; તેના ગુણ દોષમાં અહિં ઉતરવાની જરૂર નથી.

નવયુગનાં પ્રકટીકરણની જાણે કે વાટ જોતાં ન હોય એવી રીતે આગલા ઓગણીસમા સૈકાના સુધારા સાથે જેમનું ઉજ્જવળ નામ જોડાએલું છે, એવા જહાં સામ્રાજ્ઞી મહારાણી વિક્ટોરિયા ૧૯૦૧નું વર્ષ બેસતાં અવસાન પામ્યાં

* Weekly Times of the 7th June 1934 p. 070.

§ Observer, 3rd June, 1934, p. 4

અને તે ૫છી એકના હિંદુસ્તાનમાજ નહિ પણ સમસ્ત જગતમા એવી પ્રચંડ ક્રાતિ થવા પામી છે કે નવો સમાજ કેવુ સ્વરૂપ ધારણ કરશે એની હાલ તુરત કલ્પના કરવી, એ પણ કઠિન કાર્ય થઇ પડ્યુ છે

વિક્ટોરિયન યુગ તેની ગભીરતા, દાવફાઇ, શિષ્ટાચાર, આમન્યા, સુખ સગવડ અને મિલ્કત હક્ક અને તેની માલિકીની સલામતી માટે જાણીતો છે, અને સમૃદ્ધિ અને વૈભવસુખ પુષ્કળ વધી પડતા સમાજ પ્રગતિની ટોચે પહોચ્યો છે, વા પહોચે છે, એવી સામાન્ય માન્યતા બધાઇ, પ્રજામા જડ વાદનુ પ્રાબલ્ય જામ્યુ હતુ તે પછી અને ખાસ કરીને યુરોપીય મહાન યુદ્ધના પરિણામે સમાજજીવનમા, પ્રજાના આચાર વિચારમા, અભિલાષ અને આદર્શમા એવુ પ્રબલ પરિવર્તન થવા પામ્યુ છે, જે પૂર્વની સમાજ રચનાને ઉથલાવી દે છે એટલુજ નહિ, પણ એ પ્રલયમાથી નવી સમાજરચના અને વ્યવસ્થા ઉદ્‌ભવશે તે, ઉપર જણાવ્યુ તેમ, ચોક્કસ રીતે ભાખવુ કપરી કામગીરી કરના છે, તોપણ એ પ્રલયના અવશેષોમાથી, જગતમા જુદે જુદે સ્થળે જે જબરજસ્ત અખતરાઓ થઇ રહ્યા છે તે જોતા ભાવિ આશાભર્યું નિવડશે એમ હાલના સમયે સમજાય છે.

આપણો હિન્દ દેશ પણ આ જગવ્યાપી પ્રલયકારી અસરમાથી બચ્યો નથી અને તેથી તેનુ સૂચક, આ પ્રકરણનુ મથાળુ અમે 'જીવન પરિવર્તન' એ પ્રમાણે રાખ્યુ છે.

મહારાણી વિક્ટોરિયાનો રાજ્ય અમલ હિન્દ અને બ્રિટનને સોનાની સાકળરૂપે જોડનારો, સુખ અને શાતિ અર્પનારો હતો, અને એ પુણ્યશાળી મહારાણીનો પ્રભાવ પણ હિન્દી પ્રજાપર બહોળો પડ્યો હતો, એ મહારાણીનો સન ૧૮૫૭ નો ઢંઢેરો હજી ઉપકારપૂર્વક યાદ કરવામા આવે છે પણ એમના અવસાન બાદ એ પ્રતાપી પ્રભાવ ઓસરવા માડયો, અને રાજ્ય કર્તાઓની રીતિનીતિ હિન્દના હિત કરતા, બ્રિટનના અને સામ્રાજ્યના લાભ અને ઉપયોગ માટે મુખ્યત્વે પ્રવર્તે છે, એ પ્રજાની નજરે ખુલ્લુ થઇ ગયુ

બ્રિટિશ સામ્રાજ્યનો ગોરદમામ અને સત્તનો દાબ હિન્દી પ્રજા પર બરોબર બેસે એવા આશયથી લોર્ડ કર્ઝને સમ્રાટ સાતમા એડવર્ડ ગાદી નશીન થતા સન ૧૯૦૨મા દિલ્હીમા એક મ્હોટો દરબાર ભર્યો હતો તે પહેલા દેશ એક ભારે દુકાળમાથી પસાર થયો હતો, એટલે પ્રજા તો નિશ્વાસ નાખીને તે તમાસો જોઇ રહી હતી, આ દેખીતા વૈભવથી પ્રજાની આખ છેતરાઇ નહિ અને તેને દેશની પરિસ્થિતિ કાઇક તેના યથાર્થ સ્વરૂપમા આવી

આછી જણાવા લાગી તેમાં કેટલાક સંજોગો ભેગા આવી મળતા પ્રજાની દૃષ્ટિ સ્વતઃ ઉઘડી ગઇ.

એ સમયે હિન્દનો હાકેમ લોર્ડ કર્ઝન હતો. તે એની સાર્વભૌમ સત્તાની રાજનીતિ ( Impriallistic Policy )નો હાંકો ધરાવતો હતો; એટલુંજ નહિ, પણ સ્વભાવે તુમાખી અને દુરાગ્રહી હતો; પોતાનુંજ ધાર્યું કરનારો હતો; કોઇનો પ્રતિબંધ એને પસંદ પડતો નહિ; અને એવી એની મનસ્વી નીતિરીતિ અને અહંતાભરી પ્રકૃતિને લઇને હિન્દનો એનો કારભાર નિષ્ફળ નીવડ્યો હતો; અને ઇંગ્લેન્ડમાં પણ પછીથી એ નામદાર વિદેશી ખાતાના પ્રધાન તરીકે નિષ્ફળ જવામાં અને ઈંગ્લાંડના વડા પ્રધાનનું પદ ગુમાવવામાં ઉપલુંજ કારણ હતું, એમ હમણાં પ્રસિદ્ધ થયેલ હેરલ્ડ નિકલ્સન રચિત Lord Curzon–the last phase–લોર્ડ કર્ઝન ધી લાસ્ટ ફેઝ એ પુસ્તક વાંચતાં ખાત્રી થાય છે.

કલકત્તા યુનિવરસિટિના ચાનસેલરની ખુરશીએથી એ નામદારે ભાષણ આપતા હિન્દી પ્રજા પર તે અસત્યપ્રિય છે, એવો અઘટિત આક્ષેપ કર્યો હતો, તેથી પ્રજા તેની પ્રતિ પ્રથમ છેડાઈ પડી હતી; તેમજ યુનિવરસિટી સુધારણાનો કાયદો પસાર કરીને શિક્ષિત વર્ગમાં એ સાહેબે ભારે અસંતોષ પેદા કર્યો હતો; અને એટલી ઉશ્કેરણી બસ ન હોય એમ બંગાળનાં બે વિભાગ પાડતાં સમસ્ત દેશ ખળભળી ઉઠયો હતો; અને સન ૧૯૧૨ માં લોર્ડ હાર્ડિંજની ડાહી રાજનીતિને લઇને એ પ્રદેશનું સંધાન થયું ત્યારે ફરી પ્રજામાં શાન્તિ થવા પામી હતી. એ વર્ષોથી, અહિં નોંધવું જોઇએ કે, રાષ્ટ્રીય હિલચાલ મજબુત બની અને પ્રજામાં ઐક્યની ભાવના દૃઢ થઇ, જો કે હિન્દી મહાસભાની સ્થાપના છેક સન ૧૮૮૫થી થઈ હતી.

હિન્દી પ્રજા ઉપરના સંજોગોમાં ઉશ્કેરાયલી મનોદશામા હતી, તેને તે સમયે રૂસોજાપાનીઝ યુદ્ધથી નવું ઉત્તેજન અને પોષણ મળ્યું હતું. સમસ્ત એશિયા ખંડમાં એકજ અવાજ સંભળાઈ રહ્યો હતો કે એશિયા ખંડ એશિયાવાસીઓ માટે છે એમાં બહારનાનો પગપેસારો કે અધિકાર ન જોઇએ. એ વાતાવરણમાથી આપણે અહીં ઉદ્દામ પક્ષ ઉદ્ભવ્યો હતો અને સુરતની ઐતિહાસિક કોંગ્રેસ–મહાસભા તેના એક-સીમાચિહ્નરૂપ છે.

ને પછી સમગ્ર દેશે રાષ્ટ્રીય વિચારોમાં ખુબ પ્રગતિ કરેલી છે અને પ્રજાની મનોદશા એવી સ્થિતિએ પહોંચેલી છે કે હિન્દને એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વીકારવામાં આવે, અને તેને સંપૂર્ણ સત્તા પ્રાપ્ત થયેજ હિન્દી જનના મનોષ પામે એમ છે.

આ પરિસ્થિતિ આણી મૂકવામા છેલ્લા યુરોપીય મહાન યુદ્ધે ઓછો ફાળો આપેલો નથી. ગયા સૈકાના ફ્રેન્ચ વિપ્લવ કરતા પણ આ યુદ્ધની ભારે અને જબ્બર અસર થવા પામી છે. તેમા વળી યાન્ત્રિક અને વૈજ્ઞાનિક અંગોમા એટલો પ્રચંડ સુધારોવધારો થયો છે કે જે કાર્ય કરવાને અગાઉ મહિનાઓ લાગતા તે હવે અલ્પ કાળમા થઈ શકે છે. વ્યવહારના સાધનોમા તેમ સમાચાર મોકલવા મેળવવામા એટલી બધી પ્રગતિ થયેલી છે કે અખિલ જગત જાણે કે એક શહેર બની રહ્યુ છે, વાયરલેસ અને ટેલીફોને એટલી બધી મદદ કરી દીધી છે કે કોઈ પણ સ્થળના વૃત્તાંત જોતજોતામા જાણી શકાય છે વસ્તુત: જગત્ વાયુવેગે ગતિ કરી રહ્યુ છે, એમ કહેવુ ખોટુ નથી, અને એ ગતિ ક્યા જઈને અટકશે એ પણ કળી શકાતુ નથી. જાણીતો અર્થશાસ્ત્રી સર આર્થર માલ્ટર આ વસ્તુસ્થિતિ વિષે લખતા નીચે પ્રમાણે નોધ કરે છે —

"Six months of absence, with the present time scale of events, is in many respects the equivalent of a decade in the last age of stability. It is at any rate, enough to give a new perspective to familiar scenes and to make one's own country and continent, when contact is renewed again, both look a little different." *

ગોમાર્ટીનો ઇતિહાસ સમગ્ર રીતે અવલોકતા પહેલા વિભાગને આપણી બાલ્યાવસ્થાના કાળ સાથે સરખાવી શકાય, વચલો ગાળો એ આપણી કિશોરાવસ્થાનો યુગ હતો અને ત્રીજો વિભાગ એ આપણી યુવાવસ્થાનો સમય છે, એમ હાલમા દૃષ્ટિગોચર થતા સર્વ ચિહ્નો પરથી કહી શકાય યુવાનીને દીવાની કહી છે તે ખોટુ નથી, અને એટલુ જ એ પણ માન્યુ છે કે, યુવાન જેવા સ્વપ્નો સેવે છે, જેવો પુરુષાર્થ કરે છે, તેવી સિદ્ધિ તે પામે છે તેવુ તેનુ ભાગ્ય સરજાય છે.

છેલ્લા પચીસ વર્ષમા આપણે જીવનના જુદા જુદા ક્ષેત્રો જેવા કે કેળવણી, સુધારો, ધર્મ, જીવનવ્યવહાર, સાહિત્ય, પત્રકારિત્વ વગેરેમા શુ શુ પ્રાપ્ત કર્યુ છે અને આપણે અત્યારે ક્યા ઉભા છીએ એ હવે તપાસીશુ, તેથી કયે માર્ગે આપણે વિચરીએ છીએ તે ધ્યાનમા આવશે તેમ ભાવિ કાર્યક્રમ યોજવા ગોઠવવાનુ પણ સહેલુ થઈ પડશે.

---

* Observer 23rd May, 1934

લાંબા સમયના સતત પ્રયાસ પછી હમણાં હમણાં શાળાઓમાં માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનું શરૂ થયું છે અને હમણાં વર્તમાનપત્રોમાં એવું વાંચવામાં આવ્યું છે કે કલકત્તા યુનિવરસિટી અંગ્રેજી સિવાય બીજા બધા વિષયોમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષા હવેથી માતૃભાષામાં લેનારી છે; તેમજ માતૃભાષાના અભ્યાસને પાઠશાળામાં સ્થાન અપાયું છે, તો પણ તેને જે પ્રાધાન્ય મળવું જોઇએ અને સમગ્ર અભ્યાસક્રમમાં તેનું પ્રભુત્વ સ્થપાવું જોઇએ તેની તો હજુ ઊણપ જ છે. આવી વિચિત્ર પરંપરા ભાગ્યેજ અન્ય કોઇ મુલકમાં જોવામાં આવશે. પ્રસ્તુત વિષયપર વિવેચન કરતાં મદ્રાસના "હિન્દુ" દૈનિક પત્રની સાહિત્ય અને કેળવણી વિષયક પૂર્તિમાંની અગ્રનોંધનો લેખક, યોગ્ય કહે છે કે,

"It is pity that educational authorities throughout India have lacked imagination and courage in this matter. In Hydrabad the Government have from the begining, insisted upon the use of the Indian language as the medium of instruction and examination and the results have been found to be very satisfactory." †

અહિં નોંધવું જોઇએ કે માતૃભાષાના પ્રશ્નને મહાત્મા ગાંધીજીના આગ્રહભર્યા પ્રયાસ અને ચાલુ પ્રચાર કાર્યથી બહુ ઉત્તેજન અને મહત્વ મળેલું છે.

અમને બરાબર યાદ છે કે ભરૂચમાં બીજી ગુજરાત કેળવણી કોન્ફરન્સમાં, પ્રમુખપદેથી, મહાત્માજીએ પ્રચલિત પ્રથાને અવગણીને એમનું વ્યાખ્યાન ગુજરાતીમાં જ આપ્યું હતું; અને માતૃભાષાદ્વારા સઘળું કામકાજ થવું જોઇએ એ પર તેઓ હંમેશાં ભાર મૂકતા રહ્યા છે; અને તેની અસર પણ જાદુઇ નિવડી છે. આપણા ભાષાસાહિત્યને તેથી અપૂર્વ બળ અને વેગ મળ્યાં છે, એ પણ એટલી જાણીતી બીના છે.

આપણે અહિં નવી કેળવણીની શરૂઆત અમુક સંજોગોમાં થઇ હતી. નવો રાજવહિવટ સ્થાપવા સરકારને નિષ્ણાતોની જરૂર પડી તેમ તેનું તંત્ર ચલાવવાને નોકરો જોઇએ તે સઘળા અંગ્રેજી ભણેલામાંથી પસંદ કરવામાં

† 19th June, 1934, Educational & Literary suppliment to the "Hindu" Madras.

આવતા હતા, અને એ સરકારી નોકરીનુ પ્રલોભન મોટુ અને નોકરીની સ્થિરતા તેને લઇને ઉંગ્રેજી શિક્ષણ લેનાર વર્ગ વધતો જતો હતો, પણ એ શિક્ષણથી માતૃભાષાને નુકશાન પહોચે છે અને માતૃભાષાને સ્થાને સર્વ શિક્ષણ અંગ્રેજીદ્વારા અપાય છે, એથી માનસિક વિકાસને હાનિ થાય છે અને એ પ્રથા અસ્વાભાવિક છે, તે પ્રતિ, દેશમાથી બહુ થોડાકનુ લક્ષ ગયુ હતુ

પ્રચલિત કેળવણી વિરૂદ્ધ પ્રથમ પોકાર આર્યસમાજે કર્યો હતો, તે આપણી પ્રાચીન ગુરૂકુળની પરપરા પુન સ્થાપવા માગતી હતી, તેમ એ શિક્ષણમા ધર્મશિક્ષણને સ્થાન મળે એવો તેનો આગ્રહ હતો

સર સૈયદ એહેમદે અલીગઢમા એગ્લો મોહમેડન કોલેજ સ્થાપી તેનો આશય પણ મુસ્લીમ-ઈરનામી સસ્કૃતિને અને ઇસ્લામી મજહબને શિક્ષણમા પ્રાધાન્ય આપવાનો હતો

સેન્ટ્રલ હિન્દુ કોલેજ બનારસમા મિસિસ એની બિસેન્ટે કાઢી હતી, તે પણ હિન્દુ ધર્મ અને સસ્કૃતિનો પુનરૂદ્ધાર કરવા અર્થેની પ્રવૃત્તિ હતી.

પણ એમાની કોઇ પણ પ્રવૃત્તિમા પ્રચલિત સરકારી શિક્ષણ પદ્ધતિમા ફેરફાર કરવાનો ઉદ્દેશ ન હતો

પૂર્વે જણાવ્યા પ્રમાણે દેશમા રાષ્ટ્રીય જાગૃતિ આવી ત્યારે ચાલુ કેળવણી પદ્ધતિમા ફેરફાર કરવા-હિલચાલ ઉદ્ભવી હતી, દેશનુ ઐક્ય સાધવાને દેવનાગરી લિપિનો પ્રચાર વધારવા પ્રયત્ન કરવામા આવ્યો હતો હુન્નર ઉદ્યોગનુ શિક્ષણ લેવા વિદ્યાર્થીઓને પરદેશ મોકલવાનો પ્રબધ થયો હતો અને ચાલુ વ્યવહારમા માતૃભાષાનો વધુને વધુ ઉપયોગ કરવા ભાર મૂકાયો હતો

પણ એ સર્વ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનુ ચમત્કારિક પરિણામ તો એ માતૃભાષાના વિષયને મહાત્માજીએ હાથમા લીધો તે પછીથી આવ્યુ છે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના એ પ્રવૃત્તિનુ પ્રત્યક્ષ પરિણામ કહી શકાય માતૃભાષાદ્વારા શિક્ષણ અને માતૃભાષાના અભ્યાસની અગત્ય એ પ્રશ્નો હાલમા મોખરે આવ્યા છે પણ તેનો કેવી રીતે ઉકેલ આણવો એજ નિર્ણય કરવાનુ હવે રહ્યુ છે

પ્રચલિત શિક્ષણ પ્રણાલિકા બીજી રીતે પણ દોષવાળી છે એમ ઘણાને સમજાયુ છે જે શિક્ષણ શાળા-પાઠશાળામા અપાય છે, તે આમા ય રીતે સાહિત્ય વિષયક, માત્ર માનસિક વિકાસને સાધનાર છે પણ ધધા હુન્નર, ખેતી, વિજ્ઞાન વગેરે જેમાથી આજીવિકા મેળવી શકાય એવા વ્યાવહારિક જ્ઞાનનો તેમા અભાવ રહેલો છે

દિનપ્રતિદિન શિક્ષણ લેનારાની સંખ્યા વધતી જાય છે પણ તેમને જીવનનિર્વાહના સાધનો મેળવવાનુ મુશ્કેલીભર્યું થઈ પડ્યુ છે અગાઉ સરકારી નોકરીમા તેમ અર્ધ–સરકારી જેવી સાર્વજનિક સંસ્થાઓમા એ નવા ભણેલાઓનો ભાવ પુછાતો હતો, એ માગણી પણ આજે કમી થઇ ગઈ છે, અને હજારો યુવકો યુનિવર્સિટિની ઉંચી ઉપાધિઓ પામેલા, વિના રોજગારે ટગનગતિ પામે છે

આ પરિસ્થિતિ અસહ્ય થઇ પડી છે, અને કોનવોકેશન વ્યાખ્યાનોમા જુદે જુદે સ્થાનેથી ચાલુ શિક્ષણપદ્ધતિમા ઘટતા ફેરફાર અને સુધારા કરવા ઊહાપોહ શરૂ થયો છે, અને હિન્દી સરકારે તે સંબધી તાકીદે પગલા લેવા ધારે છે×

સમાજ સુધારાના ક્ષેત્રમા ખૂબ પ્રગતિ થયલી છે પહેલા છોકરાઓને ઘરેણા નહિ પહેરાવવા વિષે, શીગી વિષે, ભૂત ડાકણના વહેમો વિષે, કન્યા વિક્રય અને કજોડા વિષે, ખોટા અને દેખાદેખી ન્યાતિ ખર્ચો વિષે, ફટાણા વિષે, પરદેશગમનના પ્રતિબંધ વિરુદ્ધ અને કન્યા કેળવણી આપવા વિષે ચર્ચા અને ઊહાપોહ કરવો પડતો હતો એ પરિસ્થિતિમા હવે પુષ્કળ સુધારો થયલો છે બાળલગ્ન અટકાવવા પ્રથમ બહુ મુશ્કેલી પડતી, તે નવા પમાર થયના શારડા એક્ટથી તેના પર ખીલી ઠોકાઇ છે. પરદેશગમન કરનારને હવે કોઈ પૂછતુ નથી, અને ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ જેવી ઉંચી બ્રાહ્મણ જ્ઞાતિએ વિધવાવિવાહને ઉત્તેજન આપ્યુ છે, એ કઇ દિશાએ વાયરો વાય છે, જનતાનુ વલણ કઈ તરફ છે, તેનું સૂચક ચિહ્ન છે પહેરવેશમા પણ મ્હોટો ફેરફાર પડી ગયો છે, અગાઉ પાઘડી માથે મુક્યા વિના બહાર નિકળવુ નાનમભર્યું મનાતુ, કૉલેજમા અભ્યાસ કરના

---

× સરખાવો

"Where the educational system is at fault the avenues of employment are strictly limited, and no effort is made by the state to direct or otherwise assist the vast members that pass out of School and College into the wilderness, * * *

Co-operative action between Government (who may incidentally have to consider schemes (of unemployment, insurance), the legislature, Universities and public men as well as captains of industry"

*The Indian Review, July 1934, p 44?*

વિદ્યાર્થીઓ પણ પાઘડી પહેરીને જતા, એવી એક છબી અમે જોઇ છે. હવે તો ટોપી સામાન્ય થઇ પડી છે, થોડાકજ પાઘડી પહેરે છે, અને ઉછરતો યુવક વર્ગ તો ઉઘાડે માથે ફરવાનુ પસંદ કરે છે. એજ પ્રમાણે સ્ત્રીઓના ઓઢવા પહેરવામા ફરક પડયો છે તેઓ મર્દાનગીભરી કસરત કરવા અચકાતી નથી, અને કોઈક ભોળક યુવતી તો સૌભાગ્યના ચિહ્ન મનાતા ચુડી ચાલ્લાને તિલાંજલિ આપી એક હાથે રીસ્ટ વૉચ-કાંડા ઘડીઆળ ધારણ કરે છે, તેમ કુમારિકાઓમા બોબ્ડ હેર-કાપેલા બાલ મનની ફેશન દાખલ થવા પામી છે

સામાન્ય કેળવણીનો પ્રચાર ધીમે ધીમે વધતો જાય છે, અને તેમા ખુશી થવા જેવુ એ છે કે સ્ત્રીઓએ એ લાભ સારી સખ્યામા લેવા માડયો છે સ્ત્રી ગ્રેજ્યુએટની કલ્પના કરવી એ અગાઉ આકાશકુસુમવત્ હતુ, આજે મેકડા સ્ત્રી ગ્રેજ્યુએટો મળી આવશે વધારે આનંદજનક તો એ છે કે સ્ત્રીઓ સ્વાતંત્ર્ય મેળવવા માટે ઉત્સુક બનેલી છે સ્ત્રીઓને મતાધિકાર મળે છે, એટલુંજ નહિ પણ તેઓ મેજીસ્ટ્રેટના હોદ્દા સુદ્ધા ભોગવવા લાગી છે. પૂર્વે કુમારી સ્ત્રી શોધવી એ ચદ્ર પકડવા જેવુ હતુ, અત્યારે સારી સખ્યામા એવી આજીવન કુમારિકા વ્રત સેવનારી સ્ત્રીઓ મળશે સ્ત્રીઓ મ્હોટી ઉમ્મરે લગ્ન કરવા લાગી છે, તેની સાથે પસંદગી લગ્નની પ્રથા પણ દાખલ થઈ છે અને એ લગ્ન હવે કોમ કોમ કે જ્ઞાતિ જ્ઞાતિમા સમાઇ ન રહેતા વર્ણાન્તર લગ્નને પણ અવકાશ મળ્યો છે. "લગ્ન દિવના કે દેહના?" એ નામના નિબધની પ્રસ્તાવના લખતા શ્રીમતી ઇંદુમતિ મહેતા, એમ સબધમા કહે છે, "લગ્નજીવનનો મુખ્ય મુદ્રાલેખ સ્વાતંત્ર્ય હોવો જોઇએ એ સ્વાતંત્ર્ય છીનવી લેવામા ઉભયને દુઃખજ છે લગ્ન-જીવનમા કોઇ પણ જાતની ફરજ ન હોવી જોઇએ એના ઉપર જ પ્રેમની શાશ્વતતાનો આધાર છે. જીવનના દરેક કાર્ય કરવાની છુટ એટલુજ નહિ પણ માતૃત્વમા પણ પત્નીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય જોઇએ. સતતિ ક્યારે અને કેટલી એ સ્ત્રીનેજ નક્કી કરવા દેવુ જોઇએ એકબીજાનું શરીર તે મંદિર મનાય, અને પરસ્પર સન્માન જળવાય તો લગ્ન જીવન સુખી થઈ શકે."

તેમના પ્રશ્નમા પુષ્કળ છુટ લેવાઇ છે, પહેલાના બંધનો તુટવા માડયા છે. વિધવાવિવાહ કરનારને હવે હાડમારી વેઠવી પડતી નથી તેમજ સ્ત્રીના મિલ્કત પરના હક્કોનો સ્વીકાર થવા લાગ્યો છે.

સ્ત્રી જાતિ જેવી પરાધીન સ્થિતિ આપણા મજુર વર્ગની પહેલા હતી,

હવે કાયદાથી તેમ લોકમત જાગૃત થવાથી તેમની સ્થિતિ સુધરવા પામી છે મજુરોના મહાજનો સ્થપાવાથી તેમ એકસપથી અને સમૂહબળથી વારેના લાભ અને હક્ક મેળવવાને તેઓ શક્તિમાન થયના છે એ આ જમાનામા જ બન્યુ

નિરાશ્રિત અને રાનની પ્રજાને પશુની જેમ રાખવામા આવતી એમનો ઉદ્ધાર કરવા શ્રીયુત અમૃતલાલ ઠક્કર જેવા સમાજ સેવકો બહાર પડયા છે, અને તેમા પણ ઘણુ સગીન કાર્ય થવા માડયુ છે

પરતુ સૌથી આશ્ચર્યકારક પ્રગતિ અસ્પૃશ્યતા નિવારણ પ્રશ્ને કરી છે એના યુગજુના મૂળપર મહાત્માજીએ સખ્ત પ્રહાર કરવા માડયા છે, અને ટુક મુદતમા આપણા ઉજ્જવળ હિન્દુ ધર્મને નાશરૂપ એવી પ્રજામાથી અસ્પૃશ્યતાની ભાવના અને પ્રથા દૂર થશે એવી અત્યારની ચોતરફ પ્રસરી રહેલી પ્રવૃત્તિ જોતા લાગે છે અને ગુલામોના છૂટકારાની જેમ જતે દિવસે એ અસ્પૃશ્યતાની બદી નાબુદ થઇ માત્ર ઇતિહાસનો વિષય થઇ પડશે, એવી આશા પડે છે

પૂર્વે જાહેર કાર્યકર્તાઓ જુજબાજ મળી આવતા હતા જાહેર હિમ્મત દશાવનારા થોડાકજ નિકળતા, સૌ કોઇ જ્ઞાતિના ત્રાસથી ભડકતું, પણ એ બધનો આ યુગમા શિથિલ થઇ પડયા છે, સમાજ સેવા પણ પાશ્ચાત્ય મિશનરીઓની પેઠે સમાજની સેવા અર્થે ઠેર ઠેર નીકળવા લાગ્યા છે અને લોકોપકારી સસ્થાઓ સ્થાપી રહ્યા છે એ આપણા ઉત્કર્ષનુ આશાજનક ચિહ્ન છે

આવજા અને વ્યવહારના સાધનોમા મ્હોટો સુધારો અને ખીલવણી થવા પામ્યા છે મોટરબસે તો ગામડાઓને શહેર ભેગા કરી મૂક્યા છે વાયરલેસ, એરોપ્લેન અને ટેલીફોનથી દિક્ અને કાળનું અતર તદ્દન કપાઈ ગયુ છે, અને ટેલીવિઝન પ્રચારમા આવતા આપણે હજારો માઇલ દૂરના દૃશ્યો ઘેર બેઠા જોઈ શકીશુ.

આ વૈજ્ઞાનિક પ્રગતિએ સમાજ પર તેમ આપણા જીવન પર જબરી અસર કરેલી છે બલ્કે આપણે એમ કહી શકીએ કે એ દ્વારા આપણા જીવન પલટાઇ ગયા છે, અને પ્રજાના સુખ સગવડ, આનદ અને વિનોદના સાધનોમા, જ્ઞાન પ્રાપ્તિ અને જ્ઞાન પ્રચારમાં, આપણે કલ્પી નાકીએ નહિ એવી હેરત પમાડનારી પ્રગતિ થયની છે, પ્રશ્ન માત્ર એ જોવાને રહ્યા છે કે પ્રજા એ સર્વ સાધનસગવડનો કેવી રીતે ઉપયોગ કરે છે વા કરશે

હિન્દુસ્તાન મુખ્યત્વે ખેતીપ્રધાન મૂલ્ક છે; અને અત્યારે તેની સ્થિતિ અન્ય દેશોને કાચો માલ પૂરો પાડવામાં સમાઈ રહેલી છે. હિન્દનો ઔદ્યોગિક વિકાસ બહુ મંદ રીતે આગળ વધે છે અને વેપારની હરિફાઇ વધી પડવાથી સરકારનાં કાયદેસર રક્ષણ વિના હિન્દી વેપાર હુન્નર ટકી શકે એમ નથી. તેમાં વળી વેપારની મંદી આવવાથી અને માલના ભાવ છેક નીચા બેસી જવાથી ખેડુતો તો પાયમાલ થયા છે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે ગામડાંઓ ભાંગવા માંડયાં છે અને ગ્રામ્ય જીવનમાં સુખ, શાન્તિ કે સલામતી જેવું કાંઈ રહ્યું નથી. એનો વિચાર કરતા ગોલ્ડસ્મિથની જાણીતી પંક્તિઓનું સ્મરણ થાય છે:

*તુજ ઝુંપડાં ખંડેર ખાવા ધાય એવાં થઈ ગયાં,
ખાડા પડયા, પડખાં ખવાયાં, ભીત પર ખડ ઉગીયાં.

ડરી ત્રાસ થકી બહુ જુલ્મ થતાં, ભરવા નિજ પેટ બધાં બળનાં,
ધન તોર અને અધિકાર થકી, બચવા પરદેશ પળ્યાં કડળી.

લક્ષ્મી જે દેશમાં રેલે, પૂજા જ્યાં જડની થતી,
રીસાતી માણસાઇને, સડી ત્યાં જનતા જતી.

આફતો ઉભરાતી ત્યાં, વાસો દુઃખ તણો થતો,
ઘોર સંતાપની ઝાળે, હોમાઇ દેશ તે જતો.

રાજા અમીર ધનવાન ધરણી પર ઉગે ને આથમે.
પળ વિપળનાં એ પૂતળાં પળભર રમે પળમાં શમે.

ખેડુત જીવન દેશનું ના નાક કદી આવે ગયું,
સુણ્યું ન વીર સરલ પણ ફરી પ્રાણ દીધે સાંપડ્યું.

આમાં કરૂણાજનક તો એ છે કે શહેરી જીવનનાં આકર્ષણ અને મોહથી અંજાઇ જઇને ગામડાંમાંથી સેંકડો યુવકો શહેરમાં ધંધો શોધવાને ઘસડાઇ આવે છે, પણ પુરતી સવડ અને ધંધાને અભાવે તેમને શહેરમાં અનેક પ્રકારની હાડમારી વેઠવી પડે છે અને અહીં તેઓ રીબાઈ કચરાઇને અંતે મૃત્યુવશ થાય છે, એ થોડું શોચનીય નથી; જ્યારે ગામડાંઓ ખેતી કામમાં પૂરતા મજુરો વિના દુઃખ ભોગવે છે. એક તરફ ખેતીનો ખર્ચ અને બીજી તરફ ખેતીની પેદાશના નીચે ને નીચે ગબડતા ભાવોએ ખેડુતોને બિસ્માર સ્થિતિમાં આણી મૂકયા છે અને આપણા હુન્નર

* વનએવ વિલાસ અથવા ગ્રામ્ય ગૌરવ, પાનું-૭.

ઉદ્યોગ પણ પૂરા વિકસેલા નથી એટલે દેશમા ભુખમરાની સાથે બેકારી પણ બેસુમાર વધી પડેલી છે.

આ પ્રમાણે ખેતીના, બેકારીના અને આર્થિક સ્થિતિના પ્રશ્નોએ આપણને હાલમા ભારે મુઝવણમા નાખેલા છે એનો ખરો ચિતાર, ચાલુ વર્ષમા હિન્દુસ્થાનના વ્હેપારમડળોના સયુક્ત સમાજની દિલ્હીમા બેઠક થઇ હતી, તેના પ્રમુખસ્થાનેથી ભાષણ કરતા શ્રીયુત નલિનીરજન સરકારે, આપ્યો છે તેઓ જણાવે છે

There is a pronounced lack of equilibrium between agriculture, industry and other channels of economical activities The development of urban and rural areas is characterised by a marked disparity Low yield per acre, uneconomic fragmentations, inadequate irrigation and enormous indebtedness of peasants have made agriculture, the most important occupation of the country, and extremely uuproductive and unprofitable industry Industries are handicapped by insufficient capital resoures, inefficient Technical Service and low quality of raw materials The policy of discriminating protection has afforded many of them a small measure of security, but unless it is supplimented by a readjustment of internal freight rates and the adoption of a more sympathetic stores purchase policy their full development will always lag behind their potentialities Banking is still undeveloped and its structure ill balanced A great part of our population and a large number of our smaller towns are still ill-provided with banking facilites In the absence of Industrial, exchange and land mortgage banks our industries, foreign trade and agriculture are forced to fall back entirely upon their own resources and in many cases, face competition from foreign countries which enjoy immenselly

greater advantage in these respects Our transport system lacks co-ordination and cost of transport is far too dear. We depend for the stability of our public finance upon very limited and inelastic sources of revenue and the expansion of benificial Governmental activities is seriously hampered by the inelasticity of their revenue There is again growing unemployment which destroys the morale of the rising generation and has introduced into the economic structure germs of dangerous malady While nothing seems to be done to develop our internal trade our foreign trade is facing heavy odds and shrinking rapidly '

અને તદર્થ હિન્દી રાજ્યતંત્રમા આર્થિક શ્રેય સાધનાર મંડળ સ્થાપવા તેઓ કહે છે અને છેવટમા આર્થિક યોજના રચવાનુ સૂચવે છે, તે હાલ તુરત માટે ઉત્તમ માર્ગ જણાય છે. આપણે પ્રજા તરીકે પગભર થવુ હોય તો આપણી આર્થિક ગુંચોની ઉકેલમા જ આપણો ઉદ્ધાર રહેલો છે

ધર્મના વિષયમા બાહ્યાચાર અદશ્ય થવા માડયો છે અને અંતરની શુદ્ધિ વધે જાય છે, તેમ એક બીજા ધર્મ પ્રત્યે આદરભાવ અને સહિષ્ણુતાની લાગણી મજબુત બની છે આગળના જેવુ વૈમનસ્ય કે ઝનુન પ્રજામા હવે જણાતુ નથી ઉલટુ પરસ્પર ભ્રાતૃભાવ કેળવાતો જાય છે, નીતિ અને ચારિત્રમા પણ નવી પ્રજા અગાડી વધેલી છે નવી ઉછરતી પ્રજા ટીલા ટપકા કરતી નહિ હોય, મંદિરે જતી નહિ હોય, પોતાને કોઇ અમુક સપ્રદાય કે ધર્મના અનુયાયી કહેવડાવવાને ઉત્સુક નહિ હોય, પણ તેથી તે ધર્મ રહિત છે એમ માનવાનું કાઇ કારણ નથી તે ધર્મના હાર્દને બરોબર સમજે છે સત્ય, અહિંસા, દયા, અને પ્રેમમા દઢ શ્રદ્ધા ધરાવે છે, અંતરના અવાજને સાભળે છે અને માન આપે છે સૌ એક જ પિતાના પુત્રો છે અને ભાઇઓ છે એવી તેમની સમજ દઢ થતી જાય છે અને વધુમા તેઓ નિયમિત રીતે પ્રભુ પ્રાર્થના કરે છે, એટલુંજ નહિ પણ મનુષ્ય સેવામા તેઓ માનતા થયા છે મનુષ્યને ઈશ્વર સ્વરૂપ સમજીને તેના ઉત્કર્ષ અને ઉદ્ધારમા તેઓ તત્પર રહે છે

---

'વસન્ત' વૈશાખ સં ૧૯૯૦, વર્ષ ૩૩, અંક ૪

ગયા સૈકામાં બ્રાહ્મસમાજ, આર્યસમાજ, થીઓસોફી, શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ વગેરે સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા હતા પણ આ નવા યુગમાં એવો કોઈ નવો સંપ્રદાય સ્થાપિત થયલો જાણવામાં નથી; પરંતુ એવી બે પ્રભાવશાળી અને પ્રતાપી વિભૂતિઓ મોખરે આવેલી છે, જેઓ એમની તેજસ્વી પ્રભા અને ઉત્કૃષ્ટ સેવા કાર્યથી વિશ્વવંદ્ય થઇ પડયા છે અને સૌ કોઇ એમને પૂજ્ય માની, એમના ચરણે નમે છે.

એઓએ આપણને આ ધર્મ કે તે ધર્મનો આદેશ આપ્યો નથી, પરંતુ ઇશ્વરના અસ્તિત્વમાં છાપ બેસાડી, સૌને–મનુષ્ય માત્રને–સમાન ગણવા અને ભાઇ તરીકે સમજવા ઉપદેશ કરે જાય છે અને સર્વત્ર સુલેહ શાન્તિ પ્રસરે એવા પ્રયાસમાં તેઓ મચ્યા રહ્યા છે; અને વિશેષમાં મનુષ્યમાં રહેલું મનુષ્યત્વ પિછાની, તેને કેળવવા, તેને ઇશ્વર સ્વરૂપે પૂજા કરવાનો મનુષ્ય ધર્મ એઓએ આપણને શિખવ્યો છે. એ બે મહાન વિભૂતિઓ બીજી કોઈ નહિ પણ કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાંધીજી છે. આધુનિક સંસ્કૃતિમાં એમણે આપેલો ફાળો આગળના કોઇ પણ ધર્માચાર્યથી ઓછો કિંમતી માલુમ પડશે નહિ.

ગાંધીજીનું પ્રિય ગીત "વૈષ્ણવ જન તો એને કહીએ જે પિડ પરાઇ જાણે રે" એનું પૃથક્કરણ કરીશું તો નીતિ અને ધર્મના સઘળા ઉત્તમ તત્વોનો તેમા સમાવેશ થયલો જોવાય છે અને તે પ્રમાણે મનુષ્ય જીવન ઘટાવવામાં આવે, તે પ્રમાણે વર્તન કરવામાં આવે, તો મનુષ્ય જીવનનું સાર્થક્ય થાય અને પ્રભુનો આ જીવનમાંજ સાક્ષાત્કાર થાય એમ નિઃસંદેહ કહી શકાય. પરમાત્મા જેમ અખિલ બ્રહ્માંડમાં વસેલો છે તેમ તેનો વાસ પ્રત્યેક મનુજ હૃદયમાં છે, અને એ સંબંધમાં ગીતા વિષે પ્રવચન કરતાં પ્રિન્સિપાલ આનંદશંકરભાઇએ જે વિચારો વ્યક્ત કર્યા છે, તેમાથી એક મહત્વનો ફકરો મનનીય હોઈ અહિં ઉતારીએ છીએ.

"જનસમાજ મનુષ્ય જાણે છે કે એ પોતે રચે છે. પણ વસ્તુતઃ જેટલે અંશે મનુષ્ય સંસ્કૃતિ પ્રભુના મહાન ઉદ્દેશને સફળ કરે છે, એટલે અંશે એ પ્રભુની જ કૃતિ છે."×

. તાત્પર્ય કે મનુષ્ય સેવા એ આ યુગનું મુખ્ય લક્ષણ છે અને સાર્વજનિક સંસ્થાઓ એજ આ નવયુગનાં મંદિરો છે, એ સહજ લક્ષમાં આવશે.

× વસન્ત જેઠ સં. ૧૯૮૦, પૃ. ૧૬૧

વીસમી સદીની પહેલી પચીસીનો ઇંગ્રેજી સાહિત્યનો પ્રતિહાસ આલેખનાર મી. એ. સી. વોર્ડ એ જમાનાને પ્રશ્નયુગ ( Age of interrogation) કહે છે. કારણ કે નવીન લેખક પરાપૂર્વનુ જે કાંઈ જણાવવા-મનાવવામા આવે તે શ્રદ્ધાયુક્ત સ્વીકારતા નથી અને તેને શંકાની દૃષ્ટિએ, વિરુદ્ધતાની રીતે જુએ તપાસે છે, અને નવા જુનાના દૃષ્ટિબિન્દુમા, વિચારમા અને ભાવનામા પણ અત્યારે મ્હોટું અંતર પડી ગયેલુ દેખાય છે

એ સ્થિતિ આપણે અહીં પણ અનુભવવામા આવે છે, ત્યા જેમ ટેનીસન રસ્કીન વંચાતા ભૂલાઇ ગયા છે, તેમ અહિં દલપત નર્મદનુ વાચન કમી થયું છે; પણ સાહિત્યના પ્રકારોમા નવીનતા અને વિવિધતાની સાથે વિકાસ થયલો નજરે પડે છે, એ એમા ખુશી થવા જેવુ ચિહ્ન છે

ગુજરાતી લખાણ પર અગાઉ સંસ્કૃત સાહિત્ય અને સંસ્કૃતિની છાપ પડતી હતી અને તેના ધોરણ પર આપણા કાવ્ય નાટકો લખાતા હતા. હવે તે સ્થિતિ પલટાઈ ગઇ છે. પ્રાચીન છંદ રચના અને અલંકાર શાસ્ત્રનો અભ્યાસ કરનાર જૂજ મનુષ્યો નીકળશે. ઘણા લેખકો વિદેશી ધોરણો અને આદર્શ ગ્રહણ કરી, તેને અનુસરતુ ગુજરાતી સાહિત્ય, આપણી સમાજ સ્થિતિને બંધબેસતુ કે અનુકૂળ હોય કે ન હોય એ મર્જી જાય છે અને કહેવુ જોઇએ કે તે જનતામા વંચાય છે પણ બહોળું. પણ સમાજ પર એ નવા લખાણની શી અસર થાય છે એનો નિર્ણય કરવો હાલ તુરત શક્ય નથી. નવા લેખક જુના બંધનો તોડવા ઇચ્છે છે, નવીન ભૂમિકા તૈયાર કરવા તત્પર બન્યા છે અને તે પાછળ ભાવનાથી અને શ્રદ્ધાપૂર્વક મચ્યા રહ્યા છે. શ્રીયુત મુનશીના આદર્શો આપણને વખતે નહિ આકર્ષે, પણ એમનુ " નરસિંહ મહેતો ભક્ત હરિનો " ચરિત્ર પુસ્તક વાચવાને કોણ નહિ ખેંચાય ? વેદ્યુત્રનું એમનું " અવિભક્ત આત્મા " ગુજરાતી સાહિત્યમા એક અમર કૃતિ છે, કદાચ વાચકને એમનુ અરુન્ધતિનુ પાત્રનિરૂપણ પસંદ ન પણ પડે। શ્રીયુત બટુ ઉમરવાડિયાના નાટકો, શ્રીયુત ધુમકેતુની ટુકી વાર્તાઓ, શ્રીયુત નરસિંહરાવની વિવર્ત લીલા, શ્રીયુત રામનારાયણની દ્વિરેફની વાતો અને સ્વૈર વિહાર, શ્રીયુત વિનાયકનું નંદનકર ચરિત્ર, મેઘાણીની રસધારો, શ્રીયુત ન્હાનાલાલના નાટકો—નૂરજહાન અને શાહનશાહ અકબર તેમ દલપતરામની કાવ્ય દીક્ષા, રા. વિશ્વનાથનું વીર નર્મદનુ ચરિત્ર, કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો, શ્રીયુત મહાદેવભાઈની કૃતિઓ અને મહાત્માજીની આત્મકથા અને તેમનું "હિન્દ સ્વરાજ્ય" એ નામનુ પુસ્તક, શ્રીયુત ઇન્દુલાલનુ

"કુમારના ત્રી રત્નો"; શ્રીયુત પુરાણી અનુવાદિત અરવિંદ ઘોષના ગ્રન્થો, નવજીવન, વીસમી સદી, કૌમુદી અને કુમારનું પ્રકાશન એ સઘળું નવું સાહિત્ય કોઈ પણ ભાષાસાહિત્યમાં માનભર્યું સ્થાન જરૂર મેળવે; અને આપણે હિંમતથી કહી શકીએ કે છેલ્લી પચીસીમાં ગુજરાતી સાહિત્ય સારી રીતે ખીલ્યું છે અને સમૃદ્ધ થયું છે; અને તેનો યશ મુખ્યત્વે નવા લેખકોને પ્રાપ્ત થાય છે.

નવા કવિઓ પણ પ્રસિદ્ધિમાં આવ્યા છે, એમની રચનામાંથી ઉછીછ કવિતાની અસર કે છાપ ઓછી થયેલી છે; અને તેમાં સ્વાભાવિકતાના અંશો વધુ પ્રમાણમાં મળે છે; વળી તે કવિતા સંસ્કારી, સુશ્લિષ્ટ અને પ્રાણવંત છે. "આપણી કવિતા સમૃદ્ધિ" એ અર્વાચીન કવિતા સંગ્રહનું અવલોકન કરનાર જોઈ શકશે કે નવી કવિતાનું વહેણ હજી માર્ગ શોધતું પણ બળવાન, કિંઠાળા માગતું, જીવંત, ભાવના અને આદર્શભર્યું, અને આશાવંતુ છે.

વર્તમાનપત્રો જ આજ કાલ જનતાને ઘણું ખરું વાચન સાહિત્ય પૂરું પાડે છે; આપણા સામયિક પત્રોની સંખ્યામાં મ્હોટો વધારો થયેલો છે, એટલુંજ નહિ પણ પ્રત્યેક વિષયને ચર્ચનારું જુદું માસિક મળી આવે છે, એ થોડું આનંદજનક નથી. એ બતાવે છે કે જીવનના દરેક ક્ષેત્રમાં ગતિ થઈ રહેલી છે; અને તે પ્રવૃત્તિની પુષ્ટિના અર્થે, તેના વિકાસ સારૂ આ જાતનું વાચન સાહિત્ય તૈયાર કરવામાં આવે છે, જેને જનતા તરફથી ઉત્તેજન પણ મળે છે. નવા જમાનાના બ્રાહ્મણો–ગુરુ અને આચાર્ય–તે આપણા વર્તમાનપત્રોના લેખકો અને તંત્રીઓ છે; અને જે પ્રકારનું પ્રચાર કાર્ય–લોકમત કેળવવાનુ અને રચનાત્મક–તેઓ ઉપાડી લેશે તેવું લોકમાનસ ઘડાશે એ ચોક્કસ છે. આ યુગમાં તેમનો અધિકાર જેમ મ્હોટો તેમ તેમની જવાબદારી પણ મહોટી અને ગંભીર છે.

પ્રજા જીવનના ઘડતરમાં વર્તમાનપત્રની પેઠે, નાટક, સીનેમા અને રેડીઓ પણ હાલના સમયમાં બહુ કિંમતી હિસ્સો આપી શકે એમ છે; એ સાધનોનો સુમાર્ગે ઉપયોગ થાય તો પ્રજાનો અભ્યુદય જલદી સાધી શકાય; તે દ્વારા પ્રજાને સંસ્કારી અને નીતિ પોષક, માહિતી ભર્યું અને પ્રેરક, ઉપયોગી અને અસરકારક થઈ પડે એવું સાહિત્ય સહેલાઈથી અને આનંદ સાથે આપી શકાય; અને દેશની હાલની પરિસ્થિતિ વિચારતાં માલમ પડે છે કે જતે દિવસે આ વસ્તુઓ

મહત્વનું સ્થાન પ્રાપ્ત કરશે અને તેમાંથી ઇચ્છિત પરિણામ, યોગ્ય વ્યવસ્થા અને પ્રયત્ન થયે, મેળવી શકાશે.

સોસાઇટીના કાર્યક્ષેત્રની મર્યાદાઓ છે અને ઉપલી સઘળી પ્રવૃત્તિઓને તે પહોંચી પણ શકે નહિ. એટલાં વિશાળ અને ભરપુર સાધનો પણ સોસાઇટી ધરાવતી નથી. તો પણ સોસાઇટી નવા જમાનાને અનુસરવા બનતો પ્રયત્ન કરી રહેલી છે તે એની છેલ્લાં પચ્ચીસ વર્ષમાં વિવિધ લોકોપકારી પ્રવૃત્તિઓ અને તેનાં પ્રકાશનો પરથી માલુમ પડશે; તેમ તેના મુખ્ય કાર્યકર્તાઓ દેશનાં સાર્વજનિક કાર્યોમાં, પૂર્વવત, યથાશક્તિ ફાળો આપતા રહ્યા છે, એ પણ જોવામાં આવશે.

આપણે સો આ પ્રવૃત્તિઓની એટલા નજદિક છીએ કે તે વિષે અભિપ્રાય બાંધવામાં ભૂલ થવાનો અથવા તો પક્ષપાત કે અતિશયોક્તિથી દોરાઈ જવાનો, ભય રહેલો છે અને તેમ કરવું અમારા માટે ઉચિત પણ નથી. કારણ કે સન ૧૯૧૦ થી સોસાઇટીના તંત્રમાં અમે જોડાયલા છીએ અને તેનાં કામકાજ અને વહિવટ માટે કેટલેક દરજ્જે જવાબદાર પણ છીએ.

આ સંજોગમાં સોસાઈટીના આ પચ્ચીસ વર્ષના કાર્ય વિષે અમારા તરફથી કાંઇપણ કહેવામાં આવે તેના કરતાં અન્ય કોઈ તટસ્થ વિવેચક સોસાઇટીની વિવિધ લોકોપકારી પ્રવૃત્તિઓ અને તેની સાહિત્ય સેવા વિષે અભિપ્રાય આપે, એ અમે વધુ પસંદ કરીશું.



ઉપરોક્ત કમિટીએ સ્વીકાર્યાં હતા અને તે જોડણીના ધોરણે સોસાઈટીએ **શાળોપયોગી** ગુજરાતી કોશ રચવાનો નિર્ણય કર્યો અને સોસાઇટીના હીરકમહોત્સવ નિમિત્ત કરાવવાના કાર્યોમાં એ ગુજરાતી કોશનો સમાવેશ કર્યો હતો.

"સાગર" નામથી સારી રીતે પ્રસિદ્ધિ પામેલ મસ્તકવિ અને લેખક શ્રીયુત જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠીની, ગુજરાતી શબ્દસંગ્રહમાં નવો ઉમેરો કરવાના અને તેના અર્થ લખવાના કાર્યપર, નિમણુંક થઇ હતી. તેઓ શબ્દકોશનાં સાધનો એકત્રિત અને વ્યવસ્થિત પૂરાં કરી ન રહ્યા ત્યાં એમણે રાજીનામું આપ્યું અને તેમની જગોએ શ્રીયુત પ્રીતમલાલ ન. કચ્છીની નિમણુંક કરવામાં આવી. તેમને એ વિષયનો શોખ હતો એમ એમણે પછીથી લાંબે ગાળે સયાજી સાહિત્યમાળામાં પ્રસિદ્ધ થયેલ "તુલનાત્મક ભાષાશાસ્ત્ર" પુસ્તક પરથી માલુમ પડે છે; પણ તેઓ એ વિષયમાં ઝાઝી પ્રગતિ કરી શક્યા નહિ અને એ કામમાંથી તુરતજ નિવૃત્ત થયા હતા.

સન ૧૯૧૦માં મુબાઈનું પાણી કુટુમ્બીજનોને નહિ સદવાથી "ગુજરાતની જુની વાર્તાઓ" ના લેખક શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટ, પોતાના વતન અમદાવાદમા આવી રહ્યા અને તેઓ કોઇ સાહિત્ય પ્રવૃત્તિમા પડવા ઇચ્છતા હતા.

સોસાઇટીમા એમણે સન ૧૮૯૬ મા થોડાક માસ કામ કર્યું હતું; એટલુંજ નહિ પણ "બર્નિયરનો પ્રવાસ" એ નામના સુપ્રસિદ્ધ પ્રવાસ પુસ્તકનો સોસાઈટીને ગુજરાતીમાં અનુવાદ કરી આપ્યો હતો. એ રીતે સોસાઇટીના કામકાજથી એઓ પરિચિત હતા અને સોસાઈટીના કાર્યવાહકો પણ એમની શક્તિ અને લેખનકાર્યથી કેટલેક અંશે વાકેફ હતા.

આ પ્રમાણે બધા સંજોગો બંધબેસતા મળી આવતાં, સોસાઈટીએ શ્રીયુત મણિલાલને કોશના કાર્ય પર નિયત કર્યા ત્યારથી ગુજરાતી કોષનું કામ નિયમિત અને વ્યવસ્થિતરીતે થતું ચાલ્યું અને પ્રભુ કૃપાએ તે પૂર્ણ સિદ્ધિને પણ પામ્યું હતું.

શ્રીયુત મણિલાલ છબારામની ગુજરાતી સારા લેખકોમા ગણના થયલી છે. ગરીબાઇમાં તેમની બાલ્યાવસ્થા પસાર થઇ હતી પણ એમના મામા સ્વર્ગસ્થ ભાઇશંકર ન્હાનાભાઇની હુંફથી તેઓ કંઇક સંસ્કૃતનો અભ્યાસ કરી શકયા અને પછીથી તો સ્વાશ્રયથી આગળ વધ્યા હતા. શરુઆતથી લેખન વાંચનનો રંગ લાગેલો અને વિદ્વજ્જનોના સહેવાસમાં ઘણુંખરૂં રહેવાનું

થતુ એટલે વાચનનો શોખ વૃદ્ધિ પામ્યો અને લેખ લખવાની પણ લગની લાગી હતી, એટલે દરજ્જે કે પોતાની પાસે પુરતા સાધનો કે પૈસા નહિ તેમ છતા મિત્રો અને સ્નેહીઓની મહાયતા અને ઉત્તેજનપર વિશ્વાસ રાખી "સમાલોચક" તથા "સ્વદેશ વત્સલ" નામે બે માસિક પત્રો તેમણે ચલાવ્યા હતા, અને તે વખણાયા હતા "અનિલ દૂત" નામનુ ખંડ કાવ્ય તેમણે તે વખતે લખ્યુ હતુ, તે સારી રીતે જાણીતું છે પણ એમની ખરી નામના 'ગુજરાતની જુની વાર્તાઓ'થી થઈ, જેની જોડ હજુ બીજી મળી નથી 'પૃથ્વીરાજ ચૌહાણ' અને 'ઝાસીની રાણી'–એમની બીજી બે કૃતિઓ એગ્યે જ બહોળો લોકાદર પામી છે. એમાની પૃથ્વીરાજ ચૌહાણની વાર્તા સન ૧૯૨૯–૩૦ મા સ્કુલ લિવિંગ સર્ટિફિકેટની પરીક્ષા સારૂ મુંબાઇ યુનિવર્સિટીએ એક પાઠ્ય પુસ્તક તરીકે પસદ કરી હતી આ સિવાય એમના ગ્રથો–સ્વતત્ર અને અનુવાદિત–ઘણા છે અને તેનો સહજ ઉલ્લેખ માત્ર અહિં બસ છે

એમનુ ઘણુખરૂ જીવન પત્રકારિત્વમા વ્યતિત થયુ હતુ એટલે લખવા-ની હથોટી એમના હાથે બેસી ગઈ હતી અને એમની લેખનશૈલી સરળ અને વર્ણથ્થુ પણ એવી અસરકારક નિવડતી કે તેનુ વાચન રસમય થઇ પડતુ અને તે લખાણની વાચકપર સચોટ છાપ પડતી હતી

આનુ સાહિત્ય પ્રવાહથી આમ તેઓ પ્રથમથી સસર્ગમા હતા અને લેખન વાચનનો મૂળથી શોખ, તેથી ગુજરાતી કોશનુ સપાદન કામ તેમને માફકિ અને અનુકૂળ થઈ પડયુ હતુ

સ્વર્ગસ્થ સાક્ષરશ્રીનો ઇરાદો મ્હોટા કોશ પાછળ રહેલી અનેક મુશ્કેલીઓ ધ્યાનમા લઇને, ગુજરાતી ભાષાનો એક શાળોપયોગી કોશ, ઉપર જણાવ્યુ તેમ, તૈયાર કરાવવાનો હતો એટલે તેની સાધનસામગ્રી અને તૈયારી સર્વે મર્યાદિત હતા

કોશ જેવા ભગીરથ કાર્ય માટે એક માણસ તો શુ પણ અનેક વિદ્વાનો ઓછા પડે' તેમ તે કાર્ય માટે પુષ્કળ નાણું ખર્ચવુ જોઈએ

નાણાનો અભાવ, સાધન અને સહાયકર્તાઓની ઉણપ એ વસ્તુસ્થિતિ વિચારીને શ્રીયુત ભાવરાકરભાઇએ તે કાળે ગુજરાતી શાળોપયોગી કોશ કરવાનો વિચારો પણ સલામત અને સરળ માર્ગ અહ્વા કર્યો હતો, એ ડહાપણભર્યું પગલુ હતુ અને તે પગલુ અનુભવપરથી લેવાયુ હતુ

ગુજરાતી શબ્દ સંગ્રહની પ્રતો અગાઉ ગુજરાતી વિદ્વાનોને મોકલી સૂચનાઓ મંગાવી હતી ત્યારે "બહુજ થોડી અને એકબીજાથી વિરૂદ્ધ પક્ષની સૂચનાઓ આવી હતી" અને ગુજરાતી સ્વર વિભાગની નકલો અભિપ્રાય માટે મોકલી અપાતા, એવોજ કડવો અનુભવ પ્રાપ્ત થયો હતો.

સ્વર વિભાગની પ્રતો જે અભિપ્રાય માટે મોકલી અપાય તેમાં સુધારાવધારા કે ફેરફાર સૂચવવાનું લેખકને સવડભર્યું થઈ પડે તે કારણે તે ભાગ એક જ કોલમમાં છાપી તેની ડાબી માર્જિન કોરી રાખી હતી, અને તેની સાથે નીચે મુજબ પત્ર લખી મોકલવામાં આવ્યો હતો:

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી,
અમદાવાદ

રા. રા.

મુકામ

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઓનરરી સેક્રેટરીની સલામ વિ. વિ. કે આજરોજ જુદા બુકપોસ્ટથી સોસાઇટી તરફથી તૈયાર થતા ગુજરાતી ભાષાના નવા 'સ્વર વિભાગ'ની પ્રૂફ કોપી મોકલી છે અને તેમાં સુધારા વધારા - ઉમેરા કરવા સૂચવવાનું ફાવે તે સારૂ આડેથી બાજુ કોરી રાખી છે. આપને જે સૂચનાઓ અને ફેરફાર કે સુધારા વધારા કરવા ઇષ્ટ જણાતા હોય તે આપની અનુકૂળતાએ જેમ બને તેમ જલ્દી મોકલી આપવાને વિનંતિ છે. તમામ સૂચનાઓ આવ્યા બાદ તે ઉપર ઘટતું ધ્યાન આપીને નવેસરથી ગોઠવવાનું કામ ચાલશે તે આપને વિદિત થાય.

જે સૂચનાઓ કે સુધારા વધારા સૌથી પહેલા સોસાઇટીને મળશે ને ખાસ કમિટીને યોગ્ય જણાય તે પારિતોષિક આપવામાં આવશે.

લી૦

**લાલશંકર ઉમિયાશંકર**
ઓનરરી સેક્રેટરી.

લાલશંકરભાઈ એટલે વ્યવહાર કાર્યદક્ષ પુરુષ, અને એમની પ્રકૃતિ એવી ચિવટભરી કે એકવાર ચિંતવ્યું કાર્ય તે પાર ઉતારે ત્યારે તેઓ જંપે અને સંતોષ પામે

ગુજરાતી કોશ સંપૂર્ણ થયલો જોવાને તેઓ હ્યા નહિ; પણ સ્વર-વિભાગ જોઇને એમને આનંદ થયો હતો.

તે વિષે અનેક દષ્ટિએ સૂચનાઓ લખાઈ આવે એ આશયથી સ્વર વિભાગની પ્રતો ગુજરાતી ભાષાના અભ્યાસીઓને અને ગુજરાતી પત્રો તેમજ માસિકોના તંત્રીઓને એમણે છૂટથી મોકલી આપી હતી; પણ પાંચ ૭ વિદ્વાનોએ જ તે પ્રત સુધારીને પાછી મોકલવા મહેરબાની કરી હતી.

તે પછી કોશનું કામ પૂર્વવત્ જે જૂજબાજ સૂચનાઓ લખાઇ આવી તે લક્ષમાં લઇને, ચાલુ રાખવામાં આવ્યું હતું.

તે કોશ કેવી રીતે તૈયાર થતો તેની હકીકત કંઇક ઉપયોગી થશે એમ સમજીને આંહી આપીએ છીએ.

શ્રીયુત મણિલાલ પ્રથમ તો જે અક્ષર લેવાનો હોય તેના મળી આવે તેટલા શબ્દો એક કોરી નોટબુકમાં ઉતારી લેતા. સોસાઇટીનો શબ્દ સંગ્રહ તેની ભૂમિકારૂપ રહેતો; તે પછી નર્મકોશ, રાણીનાનો કોશ, બેલસરેનો કોશ, લલ્લુભાઇ પરેખનો કોશ એ સર્વ કોશનાં પુસ્તકો તેઓ તપાસી જતા અને પોતાના વાચનમાં જે શબ્દો આવ્યા હોય તે નોંધી, કાચું ખોખું તયાર કરતા. તે પછી શબ્દોના અર્થ લખતા અને તે અર્થો યથાશક્તિ જેટલા સૂઝી આવે તેટલા આપતા હતા.

શબ્દોની વ્યુત્પત્તિનું કામ મૂળે કઠિન છે; અને તે કામ એકલે હાથે બરોબર થઇ ન શકે એ દેખીતું છે. તે કાર્ય સારૂ જુદી જુદી ભાષાના વિદ્વાનોનો સહકાર અને મદદ જરૂરનાં છે. તે કાર્ય એક વ્યક્તિને નહિ પણ વિદ્વાનોના જુથ–સંઘને સુલભ હોઈ શકે.

બીજું જે તે શબ્દોના અર્થો–ક્રમસર, તેના અર્થમાં થતા જતા ફેરફાર સાથે, સૈકાવાર, ઉદાહરણ સહિત અપાય એજ અગત્યનું અને એજ ધોરણ સર્વગ્રાહ્ય અને પ્રમાણભૂત થઇ પડે.

પણ તે માટે ઘણી ઘણી તયારીઓ આપણે હજુ કરવાની છે. ઓક્ષફર્ડ ન્યુ ઇંગ્લિશ ડિક્ષનેરી આપણા આદર્શરૂપ કોશ ગ્રંથ રહે. એવો ગુજરાતી કોશ તૈયાર થવા માટે એકલું પુષ્કળ નાણું જ નહિ પણ મોટી સંખ્યામાં વિદ્વાનોએ એકત્ર મળીને પ્રયાસ કરવો જોઇએ છીએ. એમાંની કેટલીક વસ્તુ સાધ્ય છે. પણ તે કાર્ય સહકાર વડે થઇ શકે એમ છે.

ગુજરાતી ભાષાનો મધ્ય આદ ભાગમાં સોસાઇટીએ આપ્યો છે, તે સાળા ઉપયોગી હોવા છતાં સંપૂર્ણ છે એવો તેના પ્રયોજક ના પ્રકાશક કોઈ પણ દાવો કરતા નથી. તે દોષવાળો છે, એટલુંજ નહિ પણ તેમાં પુનરુક્તિના દોષો, ભૂલો, અપૂર્ણતા વગેરે ખામીઓ છે અને તેથી તે દૂર કરવા સોસાઇટીએ એ કોશના શિવિઝનનું–સુધારણાનું કામ ફરી આરંભેલું છે.

ઉપરોક્ત કોશ પરત્વે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટે, એકલે હાથે, મર્યાદિત સાધનો વડે, બહારના નડતર વિના, જે કાર્ય યથાશક્તિ અને યથામતિ કર્યું છે તે જરૂર અભિનંદનને પાત્ર છે, અને એ અભિપ્રાય સાથે, અમારું માનવું છે કે, એ વિષયમાં જે કોઇએ થોડું ઘણું કાર્ય કર્યું છે કે કરે છે, તે સૌ સંમત થશે.

સોસાઈટીના પ્રમુખપદે દી. બા. કેશવલાલભાઇ નિમાયા પછી નવા કોશનો પ્રશ્ન તુરતજ એમણે હાથ ધર્યો હતો. એક સારા ગુજરાતી કોશની ઉણપ ઘણા સમયથી એમને સાલ્યા કરે છે એટલુંજ નહિ પણ તે માટે તેઓ સતત્ ચિંતન કર્યા કરે છે.

પ્રથમ એ પ્રશ્ન મેનેજીંગ કમિટીમાં રજુ થયો અને યોગ્ય ભલામણો સહ આવતા તે પ્રશ્ન સોસાઈટીની બુક–કમિટીને સોંપાયો હતો. બુક–કમિટીએ તે કાર્ય કેવી રીતે કરવું એ વિષે વિગતવાર રીપોર્ટ તૈયાર કર્યો, તે નીચે ઉતારવામાં આવે છે. તે પરથી એ આખાય માર્ગની રૂપરેખા નજરમાં આવશે.

## બુક કમિટીનો રીપોર્ટ

બુક કમિટીની એક બેઠક તા. ૫ મી નવેમ્બર સન ૧૯૨– ને સોમવારને દિવસે સાંજના ૪॥ વાગે સોસાઇટીની ઑફીસમાં મળી હતી તે વખતે નીચેના સભ્યો હાજર હતા અને નીચે મુજબ નિર્ણય મેનેજીંગ કમિટીમાં રજુ કરવા થયો હતો.

હાજર

રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ
મિ. કેખુશરૂ અરદેશર બાલા
રા. ગ. હાથીભાઇ પીતાંબરદાસ દેગામરી
રા. રા. કૃષ્ણલાલ નરસીલાલ દેશાઈ
પ્રિન્સિપાલ આણંદશંકર બાપુભાઇ ધ્રુવ

## ઠરાવ

સોસાઈટી તરફથી તૈયાર થતો ગુજરાતી ભાષાનો કોશ સંપૂર્ણ રચાઈ પ્રસિદ્ધ થયો છે. કોશની પ્રતો લાઈફ મેમ્બરોને ભેટ આપવા પૂરતીજ છપાવવામાં આવતી હતી, અને તેની બધી યોજના અને વ્યવસ્થા કામચલાઉ હતા. હાલમાં તે કોશ માટે બહારથી પુષ્કળ માગણી થાય છે. શાસ્ત્રીય અને ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતી ભાષાનો કોશ તૈયાર કરવાને ઘણો વખત જોઈશે, ત્યાં સોસાઈટી પાસે જે સાહિત્યસામગ્રી તૈયાર છે. તે પરથી એક વિશ્વાસપાત્ર, ચોક્કસ, અને તેટલો સંપૂર્ણ, સર્વોપયોગી કોશ, જૂની આવૃત્તિ, જે હાલ પૂરી થઈ છે તે પરથી સુધારા વધારા અને ઉમેરા સાથે એક નવી આવૃત્તિ રૂપે સોસાઈટી તરફથી તૈયાર કરાવી બહાર પાડવી.

(૨) ગ. બા. કેશવલાલ ધ્રુવે આ નવી આવૃત્તિનું સામાન્ય તંત્રીપદ સ્વીકારવા ઇચ્છા પ્રદર્શિત કરી છે તે બદલ કમિટી તેમને અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે.

(૩) તે સંબંધમાં કેટલીક માર્ગદર્શક નોંધ અહિં રજુ કરવામાં આવે છેઃ—

(અ) પ્રસ્તુત આવૃત્તિમાં લગભગ બધા પ્રચલિત શબ્દોનો સમાવેશ થઈ જાય તે માટે સંવત્ અઢારમા શતકથી આધુનિક શિષ્ટ અને પ્રસિદ્ધ કવિઓ અને લેખકોના ગ્રંથો ફરી તપાસી તેમાંથી શબ્દ ભંડોળ તૈયાર કરાવવો, અને તે બદલ કામ કરનારને યોગ્ય વળતર કે પારિતોષિક આપવું.

(બ) પ્રસ્તુત કોશની જોડણી બનતાં સાહિત્ય પરિષદે નિર્ણીત જોડણીને અનુસરીને કરવી.

(ક) જે જે શબ્દોની વ્યુત્પત્તિ ચોક્કસ જણાય ત્યાં તેની નોંધ કરી દેવી.

(ડ) શબ્દોનો ક્રમ અંગ્રેજી કોશોને અનુસરીને રાખવો.

(ઇ) [illegible]

(ગ) [illegible] ઉતારા (કોટેશન) [illegible]

(ઘ) [illegible]

(एच) વિચાર, સલાહ અને અભિપ્રાય માટે મદદરૂપ થાય એવાં મંડળો, સ્થાનિક અને સામાન્ય નીમવાં, અને તેમાંના સભ્યોને જરૂર પડે તો યોગ્ય પારિતોષિક પણ આપવું.

સ્થાનિક મંડળો માટે નીચેનાં નામો સૂચવવામાં આવેલાં છે.

(૧) મી. નુરાનુદ્દિન અબ્દુલ્લામિયાં કુરેશી

(૨) મી. અમીરૂદ્દીન હમદુમિયાં ફારૂકી.

(૩) મુનિશ્રી જિનવિજયજી.

(૪) પ્રો. વીરમિત્ર ભીમરાવ દીવેટીઆ.

(૫) શ્રીયુત ખરે, સંગીત શાસ્ત્રી સત્યાગ્રહ આશ્રમ

(आइ) સામાન્ય તંત્રીને તે જણાવે તે પ્રમાણે પગારદાર લેખક સ્ટાફ આપવો

(जे) જ્યાં જ્યાં ગુજરાતી વ્યાકરણને લગતા પ્રત્યય, શબ્દ પ્રયોગ વગેરે મળી આવે તેનું એક ટાંચણ કરવું

રમણભાઈ મહીપતરામ નીલકંઠ
ઑન સેક્રેટરી

દી. બા. કેશવલાલભાઈએ એનું કામ પ્રસ્તુત રીપોર્ટ મેનેજીંગ કમિટીમાં મંજુર થતાં, ઉલટ અને ખંતથી ઉપાડી લીધું હતું. બહારની મદદ એમને ઝાઝી મળી નહિ પણ આપ બળ પર અને પોતાની પાસેની સાધન તયારી પર અવલંબી 'ए' અક્ષર એમણે પૂરો કર્યો અને તે છપાવ્યો પણ ખરો. તેની પ્રતો કેટલેક સ્થળે સૂચના અને અભિપ્રાય માટે મોકલી અપાઈ પણ તેનો પ્રોત્સાહક ઉત્તર મળ્યો નહિ. તેમ છતાં દી. બા. કેશવલાલ એ કામમાં વળગ્યા રહ્યા અને સ્વર વિભાગના પ્રથમ अ, आ અને इ, એ ત્રણ અક્ષરોની પ્રેસ કોપી તૈયાર કરી હતી. તે પછી આંખે મોતીઓ ઉતરવા માંડ્યાથી તેમજ કૉલેજના અધ્યાપક તરીકે વધુ સમય આપવો પડતો હોવાથી તે કામ, બીજી કોઈ સગવડભરી વ્યવસ્થા થતાં સુધી મુલતવી રાખ્યું જે સ્થિતિમાં તે હજુ પડેલું છે.

એ ધોરણે આખોય કોશ સુધારવાની એઓ ઉમેદ રાખે છે અમે ઈચ્છીએ છીએ - પ્રભુ એમની એ ઉમેદ પાર પાડો, જો કે 'ए' અને સ્વરના ત્રણ અક્ષર તૈયાર કરી આપીને ક્યા ધોરણે અને કવી રીતે તે

કામ આગળ કરવું તે માર્ગ દી. બા. કેશવલાલભાઈએ સરળ અને સ્પષ્ટ કરી મૂક્યો છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કોશ સુધારણાનું કામ ચાલતું હતું તે સમયે કૉલેજમાં એમને 'નંદશંકરનું જીવનચરિત્ર' શિખવવાનું ચાલતું હતું. એમાં આવતા ઉર્દુ અને ફારસી શબ્દોના બરોબર અર્થ સમજવા તેઓ પ્રસંગોપાત્ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના રીટાયર્ડ શિક્ષક મી. અમીરમીઆં હમદુમીઆં ફારૂકીને બોલાવતા હતા. મી. ફારૂકીને શબ્દકોષનો શોખ હતો. કેટલાક વખત સુધી 'ગુજરાત શાળાપત્ર'માં એમણે ગુજરાતીમાં વપરાતા ફારસી અરબ્બી શબ્દોનો સંગ્રહ પ્રગટ કર્યો હતો. દી. બા. કેશવલાલભાઈએ એ વખતે પ અક્ષરનું સંપાદન કાર્ય આરંભેલું હતું તેથી તેમને પ અક્ષરવાળા શબ્દો એકઠા કરી આપવાનું સુચવ્યું; તે સારૂ કેટલાક ગુજરાતી પુસ્તકો ફરી વાંચી જવાની એમને ભલામણ કરી અને એ વિષયની ચર્ચામાંથી ફારસી અરબ્બી ગુજરાતી કોશની યોજના ઉદ્ભવી હતી.

એ કોશ સોસાઇટીએ બે વિભાગમાં છપાવ્યો હતો. તેમાં મૂળ શબ્દો આપવા ખાસ કાળજી રખાઈ હતી. ગુજરાતી કોશમાં સુધારણાની પ્રવૃત્તિના અંગે આપણને આમ અનાયાસ એક સારો ફારસી અરબ્બી કોશ પ્રાપ્ત થયો છે અને તે સારૂ આપણે ગુજરાતીઓએ મી. ફારૂકીને ઉપકાર માનવાનો છે.

ગુજરાતી શબ્દકોશનું કામ પૂરૂં થયું તે વખતે એ કોશની પ્રવૃત્તિ આગળ ચાલુ રાખવા નર્મ કથાકોશ જેવો એક નવો કથાકોશ તૈયાર કરાવવાનો વિચાર સોસાઇટીના કાર્યકર્તાઓને સ્ફૂર્યો હતો; અને અભ્યાસીઓ તરફથી એવા એક સારા કોશની માગણી પણ થતી હતી. દી. બા. કેશવલાલભાઈની સલાહ પૂછતાં, એ કાર્યમાં રહેલી મુશ્કેલીઓનો ખ્યાલ આપી, મૂળ સંસ્કૃત સાધનોનો શાસ્ત્રીય અને ઐતિહાસિક ધોરણે ઉપયોગ કરી જાણનાર યોગ્ય માણસ મળશે કે કેમ એ વિષે એમણે શંકા દર્શાવી, એટલે એ વિષય આગળ વધ્યો નહોતો.

દરમિયાન રા. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરીના હાથમાં ઘણાં વર્ષોપર જોયલો અને વાંચેલો પ્રાચીન ઐતિહાસિક કોશ મરાઠીમાં લખેલો આવ્યો; અને તેમને તે ગુજરાતીમાં ઉતારવાનું મન થઈ આવ્યું.

શ્રીયુત ડાહ્યાભાઈ બહુશ્રુત વિદ્વાન છે; સારા કવિ છે. એમના 'બુલબુલ' કાવ્યે કોને મુગ્ધ કર્યા નથી? તેમ એક સાહિત્યકાર તરીકે

એમણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી છે. એમણે સંપાદન કરેલું "કહાન્ડદે પ્રબંધ" કાવ્ય તો જુની ગુજરાતીનો એક સુંદર નમુનો છે અને એક ઐતિહાસિક કાવ્ય તરીકે તેનું મૂલ્ય મ્હોટું છે. તે એક પાઠ્ય પુસ્તક તરીકે વંચાય છે. એમની વિદ્વત્તાથી સુપરિચિત છે અને એમની લેખનશૈલીની વિશિષ્ટતા એ છે કે ગમે તેવા શુષ્ક વિષયને પણ તેઓ રસિક અને સરળ કરી શકે છે.

પ્રસ્તુત 'પૈરાણિક કોશ' એ કાંઇ મૂળ મરાઠી ગ્રંથની નકલ નથી; પણ બહોળા સુધારા વધારાવાળું એક નવું પુસ્તક છે. એ વિષે તેઓ જણાવે છે:—

'આ કોશ કેવળ ભાષાન્તર નથી; તેમાં ઠેકાણે ઠેકાણે ઇષ્ટ ફેરફાર અને ઉમેરણ કરવામાં આવ્યું છે. ભાષા ગુજરાતી વાચકવૃંદને સુરૂચિકર થાય એમ રસભર કરવા તરફ ખાસ લક્ષ રાખ્યું છે. એ કોશમાં ન આપેલાં એવાં પુષ્કળ અવતરણો મૂળ સંસ્કૃત ગ્રંથોમાંથી આ કોશમાં દાખલ કર્યાં છે. એ બધાની સાથે કોશના વસ્તુને વિસ્તૃત કર્યું છે. ઓધાર તરીકે લીધેલા કોશમાં માત્ર ૬૧૨૧ વ્યક્તિઓની હકીકત આપેલી છે. તેની જગાએ આ કોષમાં ૧૦૭૯૯ વ્યક્તિઓની હકીકત આપી છે, એટલે વસ્તુ પરત્વે ગ્રન્થ લગભગ બમણો બન્યો છે, એટલું જ નહિ પણ ઘણી અગ્રગણ્ય વ્યક્તિઓની હકીકતમાં ઓર વધારો કર્યો છે. ગ્રન્થ છપાઈ ગયા પછી પણ ભાગવત વગેરે અન્ય સ્થળેથી વધારે વ્યક્તિયોનો ઇતિહાસ આપવાની લાલસા થઇ આવતાં વધારાના શબ્દો નવ ક્રમાની પુરવણીમાં સંગ્રહ્યા છે. ટુંકામાં ગ્રંથને પરિપૂર્ણ કરવા તરફ બનતું કર્યું છે. આવા ગ્રન્થો કાંઈ કાવ્ય કે નવલકથાની પેઠે વાચન તરીકે સાદ્યન્ત વંચાતા નથી. ઉપયોગી અને જરૂરની હકીકત સારૂ ખપનું હોય તેટલુંજ વંચાય છતાં ફુરસદની વખતે વાંચન તરીકે વાંચી શકાય એવી રીતે ઘણાં ચરિત્રો તૈયાર કરવા તરફ ખાસ લક્ષ આપ્યું છે. આશા છે કે એમ છુટક છુટક વાંચીને પણ વાંચકવૃંદ આનંદ મેળવશે."*

પૈરાણિક કથાકોશનો થોડોક ભાગ તૈયાર કરીને શ્રીયુત ડાહ્યાભાઇએ સોસાઈટીને પ્રસિદ્ધિ માટે મોકલી આપ્યો. તે કાર્ય પસંદ પડવાનો પ્રશ્ન નહોતો. શ્રીયુત ડાહ્યાભાઈ જેવા સંસ્કારી અભ્યાસીએ તે કામ કર્યું હતું; અને તેની અગત્ય વિષે બે મત નહોતો એટલે તેનું પ્રકાશન તુરતજ શરૂ કરવા ઠરાવ થયો હતો. આમ એ પુસ્તક લાંબા સમયની ખોટ પૂરી પાડે છે,

* પૈરાણિક કથા કોશ, પૃ. ૧૦-૧૧.

એટલું જ નહિ પણ એક રેફરન્સ પુસ્તક તરીકે સાહિત્યના અભ્યાસીઓને તે અતિ ઉપકારક ગ્રંથ થઈ પડશે.

વિજ્ઞાનની પરિભાષાનો પ્રશ્ન લેખક અને વાંચકને લાંબા કાળથી મુંઝવે છે. સાહિત્ય, ઈતિહાસ, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, તત્વજ્ઞાન વગેરે વિષયોમાં આવતા ઈંગ્રેજી શબ્દોના અર્થ ગુજરાતીમાં ઉતારવાનું કાર્ય ઓછી વિટંબણાભર્યું નથી. જુદા જુદા લેખકોએ, પ્રસંગોપાત્ લેખ લખતા જે અઘરા શબ્દો માલુમ પડેલા તેના અર્થવાહક પર્યાય શબ્દો યોજેલા; અને તેમાંનાં થોડાક ચલણી સિક્કાની પેઠે માન્ય થઇ પ્રચારમાં પણ આવ્યા છે. જ્યારે કેટલાક અણવપરાયલા લખાણમાં ઢંકાઈ રહ્યા છે. શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટ ઑનર્સ ગ્રેજ્યુએટ છે; ઈંગ્રેજી અને ગુજરાતી સાહિત્યના સારા અને માર્મિક અભ્યાસી છે, અને આપણું ગદ્ય સાહિત્ય બહુ ઝીણું અને વિવેચકની દૃષ્ટિએ વાંચ્યું વિચાર્યું છે, તેમને એ વાચન દરમિયાન જે જે ઇંગ્રેજી શબ્દોના અર્થ ગુજરાતીમાં નવા વપરાયલા જોવામાં આવ્યા તેની નોંધ કરી, નમુના દાખલ કેટલાક શબ્દો "વસન્ત"માં પ્રસિદ્ધ થવા મોકલ્યા હતા. એ લેખ પ્રસિદ્ધ થતા, એ શબ્દ સંગ્રહની ઉપયોગિતા તરફ સૌનું લક્ષ ગયું હતું અને તંત્રી મહાશયે પણ તેની અગત્ય પર ભાર મુક્યો હતો. તે શબ્દ સંગ્રહ સોસાઈટીએ પ્રગટ કરવો જોઇએ એવો વિચાર સ્ફુરી આવતા અમે શ્રીયુત વિશ્વનાથને તે સંગ્રહ સોસાઇટી પર મોકલી આપવા સુચના કરી અને કમિટી સમક્ષ તે કામ રજુ થતાં, તે સંગ્રહ પુસ્તકરૂપે છપાવવાનો નિર્ણય થયો હતો.+

શ્રીયુત વિશ્વનાથે એ કોશની પ્રસ્તાવનામાં આ પ્રકારના કોશ વિષે ચિંતનભર્યું વિવેચન કર્યું છે, તેમાંથી સદરહુ કોશની સંકલના પુરતો ભાગ અહીં ઉતારીએ છીએઃ—

---

+ વૈજ્ઞાનિક પારિભાષિક કોશનો પ્રારંભ આપણે અહિં પહેલવહેલો સ્વર્ગસ્થ પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરે તે સમયે વડોદરા કલાભુવનના પ્રિન્સિપાલ હતા-કર્યો હતો અને તે કાર્ય સારૂ ઘણી સાધન સામગ્રી એકઠી કરી હતી.

અમારા સાંભળવા પ્રમાણે તે પારિભાષિક કોશની બાકીની હસ્તલિખિત ચોપડીઓ સાર્વજનિક ખાતાના દફતરમાં પડેલી છે.

રાજ્ય તરફથી એક વૈજ્ઞાનિક પારિભાષિક કોશની બારેક વર્ષ ઉપર બહાર પડયો હતો તેની નવી આવૃત્તિ ઉપરોક્ત લખાણનો ઉપયોગ કરી, સુધારા વધારા સહિત બહાર પાડવામાં આવે એ તે ખાસ ઈચ્છવા યોગ્ય છે.

"અંગ્રેજીદ્વારા પાશ્ચાત્ય સાહિત્ય સંસ્કૃતિના સંસર્ગમાં આવતાં જે અનેક વસ્તુઓ, રીતભાતો, સંસ્થાઓ, ભાવનાઓ આદિ નવીન પદાર્થોનો પરિચય થયો છે તેને માટે યથાર્થ પદો તો ગુજરાતીમાં શોધ્યાં પણ જડતાં નથી આથી માતૃભાષા પરત્વે તો આપણા મોટા ભાગના શિક્ષિત વર્ગની દશા મૂંગાને સ્વપ્ન થયું હોય એવી લાચાર બની ગઈ છે ને તેમાંનો જે નાનો ભાગ આ પરિસ્થિતિથી પર થઈને ભાષાન્તર, મૌલિક લેખન કે સ્વતંત્ર ચર્ચા માટે પશ્ચિમનું જ્ઞાન આપણી ભાષામાં ઉતારવા મથે છે તેમના માર્ગમાં આવા પારિભાષિક શબ્દો પદે પદે મોટી મુશ્કેલી ઊભી કરે છે એટલે કોઈ વ્યક્તિ અંગ્રેજી મારફતે અમુક વિષયનો પાર પામેલ હોય ને ગુજરાતીમાં પોતાનું એ રીતે મેળવેલું જ્ઞાન ઠાલવવાની ઇચ્છા પણ હોય છતાં, ત્યાં આવા પારિભાષિક શબ્દોની મુશ્કેલીને કારણે હાથ જોડી બેસી રહેવું પડે, એવા પ્રસંગો પણ આપણા દેશની વિદ્વત્તાના ઇતિહાસમાં વિરલ નથી તેથી પરિભાષા વિષયની આ મુઝવણ ટાળવા માટે આ પ્રમાણેના સઘળા અંગ્રેજી શબ્દો એકઠા કરી તે દરેકને માટે અર્થવાહક પર્યાયો ગુજરાતીમાં યોજી એક સંગ્રહ પ્રકટ કરવાની ઘણા વખતથી અગત્ય જણાઈ છે આ અગત્યને પૂરી પાડવાનો આ કોશ એ એક યત્કિંચિત યત્ન છે આમાં એવા સંગ્રહ કરતાં ભિન્નતા એટલી છે કે આમાંના પ્રતિશબ્દો કોઈ એકજ વ્યક્તિએ યોજેલા નથી તેમ એકી સપાટે પણ યોજેલા નથી, પરંતુ આખા ગુજરાતના છેલ્લા પોણોસો વરસ જેટલા ગાળાના જુદા જુદા પ્રતિષ્ઠિત લેખકોએ પોતપોતાના લખાણમાં જરૂર પડતાં જે જે પર્યાયો પ્રસંગોપાત્ત યોજેલા તે સઘળા તેમની કૃતિઓમાંથી તારવી અહીં એકઠા કરવા યત્ન કર્યો છે આ યોજનામાં બે લાભ રહ્યા છે એક તો એ કે એક જ વ્યક્તિ, મંડળ, કે સંસ્થા ઘડતરમાં જે મનસ્વિતા, અવિવિધતા, જડતા કે તરંગીપણું આવી જવાનો ભય રહે છે તેને માટે આમાં અવકાશ નથી, ને બીજો એ કે એક કરતાં વધુ લેખકના પર્યાયો સાથોસાથ મુકેલા હોવાથી વિવેકપૂર્વક પસંદગી કરવાનું મહોળું ક્ષેત્ર ખુલ્લું રહે છે એટલે એક રીતે આ કોશ ગુજરાતી પર્યાયોનો સંગ્રહ તેમ ઇતિહાસ ઉભય છે, ને તેથી પરિભાષા રસિકોને તે બેવડી રીતે ઉપયોગી થઈ પડશે એવી આશા છે"*

આ કોશની મહત્તા ઉપર દર્શાવ્યા પ્રમાણે એ છે કે એમાં સંગ્રહેલા

* પારિભાષિક કોશ, પ્રસ્તાવના, પૃ ૩-૪

પર્યાય શબ્દો જે તે જાણીતા લેખકના ગ્રંથ કે લેખમાથી ઉદ્ધૃત કરેલા છે; અમે તેમ નવા શબ્દો એક હસ્તના યોજીને ભરણું કરવામાં આવ્યું નથી.

શ્રીમંત મહારાજા સર સયાજીરાવને સદરહુ પારિભાષિક કોશ સાદર કરતાં એઓશ્રીએ એજ મુદ્દા પર ખુલાસો ઇચ્છયો હતો કે પર્યાય શબ્દોની પસંદગી કેવી રીતે કરવામાં આવી છે; તદ્દન નવા પર્યાય શબ્દો યોજીને કે તે વર્તમાન સાહિત્યમાંથી સંગ્રહીને ? અને તે સંબંધી સમજુતિ આપતાં, તેમાંના ધોરણ પ્રતિ મહારાજા સાહેબે પોતાની પ્રસન્નતા દર્શાવી હતી.

પારિભાષિક કોશનુ કામ વિષયવાર હાથ ધરાય એવી વ્યવસ્થા કરવાની યોજના વિચારવામાં આવી હતી અને તે ધોરણે આગળ કામ ચાલુ રાખવા શ્રીયુત વિશ્વનાથભાઇને સૂચના કરવામાં આવી હતી; પણ કેટલીક અંગત અને વ્યવહાર અડચણોને લઇને તે વિષે હજુ કાંઇ ચોક્કસ નિર્ણય પર આવવાનું બની શક્યું નથી; પણ એ યોજના વિચારાતાં ગુજરાતી પર્યાય શબ્દોનો સંગ્રહ તયાર કરાવવાનું નક્કી થયું હતું. સુભાગ્યે, એ વિષયમા રસ લેતા ભાદરણનિવાસી શ્રીયુત ચતુરભાઇ પુરુષોત્તમભાઈ પટેલે એ કાર્ય કરી આપવાની તત્પરતા બતાવી.

'બુદ્ધિપ્રકાશ'માં "નાનાર્થ શબ્દો" એ શિર્ષક હેઠળ એ વિષેનુ એમનુ લખાણ વખતોવખત પ્રકટ થયેલું છે. તેઓ ગ્રેજ્યુએટ છે; અપભ્રંશ અને જુની ગુજરાતીનો સારો અભ્યાસ ધરાવે છે અને ગોધરા સાહિત્ય સભા તરફથી 'જુની ગુજરાતી' પર હરિફાઈ નિબંધ મંગાવવામાં આવ્યો હતો તેમાં એમનો નિબંધ ઇનામને પાત્ર જણાયો હતો.

આવો શબ્દ સંગ્રહ "શબ્દાર્થ ભેદ" એ નામથી સન ૧૮૯૪ મા સ્વર્ગસ્થ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે બહાર પાડયો હતો. તે પછી એ જાતના પુસ્તકની જરૂર બહુ વધી પડેલી છે.

ઇંગ્રેજીના લેખક વાચકને રૉજેટનો થીસારસ, (Roget's Thesaurus) નામનો શબ્દકોશ કાયમ ઉપયોગનો થઇ પડયો છે.

આ નવો પર્યાય કોશ તે ધોરણે તૈયાર થાય તો ગુજરાતી ભાષાના અભ્યાસી અને લેખકને તે બેશક ઘણો ઉપકારક થઇ પડે.

# પ્રકરણ ૩

## ઇતિહાસ-ગ્રંથો

"Reflection on history must be accompanied, then, by reflection on all life, in order that we may hear and hearing understand, what Confucius calls the threefold thread of time:—

Threefold is of time the tread,
Lingering comes the future pacing hither;
Dart-like is the now gone thither,
Stands the past age moveless, foot and head."

*Hilda D. Oakelay.*
( History & Progress ).

છેલ્લાં પચીશ વર્ષમાં સોસાઇટીએ એકંદર ૧૫૭ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે; તેમાં ઇતિહાસ ગ્રંથો મોટી સંખ્યામાં મળી આવે છે અને તે પુસ્તકો વિવિધ પ્રકારનાં તેમ ગુજરાતી વાચકોને રસ પડે અને આનંદ આપે એવાં છે. તેની પસંદગીમાં હિન્દુસ્તાનના ઇતિહાસને પ્રથમ સ્થાન મળેલું છે અને એ સઘળાં પુસ્તકો, અમારૂં નમ્રપણે માનવું છે કે, હિન્દના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વિષે વિશ્વસનીય તેમ સવિસ્તર વૃત્તાંત પૂરો પાડે છે.

પ્રાચીન ઐતિહાસિક પુસ્તકોમાં બિલ્હણકૃત વિક્રમાંકદેવ ચરિત્ર એક મહત્વનું પુસ્તક છે. એમાં દક્ષિણના ચૌલુક્ય રાજાઓનો ઇતિહાસ ગુંથેલો છે. સોસાઇટીએ તે પૂર્વે સોમેશ્વર રચિત "કીર્તિ કૌમુદી" જેમાં ગુજરાતના વાઘેલા વંશનો ઇતિહાસ આલેખેલો છે, એ પુસ્તકનો તરજુમો છપાવ્યો હતો. તેના પછી ઉપરોક્ત પુસ્તકનો ઉમેરો થયો એ યોગ્ય થયું હતું. દક્ષિણના ચૌલુક્યો એ વિષય પર એક સ્વતંત્ર પ્રબંધ રા. બા. ગૌરીશંકર ઓઝાએ એ અરસામાં છપાવ્યો હતો. ઇતિહાસના રસિકે આ બંને પુસ્તકો–વિક્રમાંકદેવ ચરિત્ર અને ચાલુક્યનો ઇતિહાસ જોવા જેવાં છે.

સદરહુ પુસ્તકનો તરજુમો વૉટસન મ્યુઝિયમના તે સમયના ક્યુરેટર સ્વર્ગસ્થ વલ્લભજી હરિદત્ત આચાર્યે કરી આપ્યો હતો. ઇતિહાસ અને

પુરાતત્વના વિષયમાં એ નિષ્ણાત હતા અને સંસ્કૃતના પણ સારા જ્ઞાતા હતા. આવા વિદ્વાનને હાથે આ ઐતિહાસિક ગ્રંથનું સંપાદન અને અનુવાદ થયેલાં છે, એ ગુજરાતી વાચકનું સદ્ભાગ્ય છે.

આ પુસ્તકોથી વધારે મહત્વનાં ગુજરાતમાં મુસ્લિમ સત્તાને લગતા બે પ્રમાણભૂત ગ્રંથો મિરાતે સિકંદરી અને મિરાતે એહમદી છે અને એ બન્ને ગ્રંથોના ગુજરાતીમાં તરજુમા સોસાઈટીએ કરાવ્યા છે, એ મગરૂર થવા જેવું છે.

મિરાતે સિકંદરીમા ગુજરાત સલ્તનતનો ઇતિહાસ સન ૧૪૧૨ થી સન ૧૫૨૬ સુધીનો—ગુજરાતમાં મુસ્લિમ સત્તા સ્વતંત્ર સ્થપાઈ ત્યારથી તે મહાન અકબરે તેનો અંત આણ્યો, એ વર્ષોનો-આપેલો છે અને એ વિષય પર એજ આધારભૂત પુસ્તક મનાય છે.

ફિરિસ્તા કૃત ગુજરાત વિભાગનો ગુજરાતી અનુવાદ શ્રીયુત આત્મારામ મોતીરામ દિવાનજીએ પરિષદ ભંડોળ કમિટી સારૂ કર્યો હતો, તેમની પાસે સોસાઇટીએ મિરાતે સિકંદરીનો તરજુમો કરાવ્યો હતો; તે પૂર્વે એ લેખકે બુદ્ધિપ્રકાશમા ગુજરાતના સુલતાનો વિષે લાગટ લેખો લખ્યા હતા.

આ પુસ્તકનો ઇંગ્રેજીમાં પણ તરજુમો થયલો છે.

ગુજરાતના મુસ્લિમ ઇતિહાસનું બીજું પ્રમાણભૂત પુસ્તક મિરાતે એહેમદી છે. એ પુસ્તકની લિથો પ્રત મળતી, તે બહુ ભૂલોવાળી અને અપૂર્ણ મળતી હતી. તેનુ પ્રથમ પુસ્તક અને પૂરવણી સામાન્ય રીતે જાણીતાં હતાં.

થોડાંક વર્ષો પર ગાયકવાડ ઓરિએન્ટલ ગ્રંથમાળામાં એ પુસ્તક આખું પ્રસિદ્ધ થયું હતુ. તેમાંનું બીજું પુસ્તક અત્યાર સુધી બહુ જાણીતુ પણ નહોતું અને તેનો ઉપયોગ પણ ઝાઝો થયલો નહતો.

બેલીએ ગુજરાતનો ઇતિહાસ ઇંગ્રેજીમા લખેલો છે, તે સારૂ એ લેખકે મિરાતે સિકંદરી અને મિરાતે એહેમદીના પ્રથમ ભાગ પર આધાર રાખ્યો હતો; બર્ડે મિરાતે એહેમદીનો સારાંશ ઇંગ્રેજીમાં આપ્યો છે, તેમા પણ બીજા ભાગનો ઉલ્લેખ સરખો નથી; અને મી. નિઝામુદ્દીન પીરાણે મિરાતે એહેમદીનો પંદરેક વર્ષ પર ગુજરાતી અનુવાદ છપાવ્યો હતો, તેનાં પહેલો ભાગ અને ખાતિમા-પૂરવણીનો સમાવેશ કર્યો હતો.

ઉપરોક્ત બીજો ભાગ ઉપલબ્ધ થતાં સોસાઈટીએ એ આખા ગ્રંથનો ગુજરાતીમા તરજુમો કરાવવાનો નિર્ણય કર્યો; પણ પહેલો ભાગ અને

ખતિમાનો તરજુમો થયનો હોનાથી તુરત બીજો ભાગ હાથમા લીધો અને તેના તરજુમાનુ કામ ફ્રાન્સીના મારા અભ્યાસી આપણા જાણીતા વિદ્વાન દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને સોપ્યુ જે એમણે ઇતિહાસના પ્રેમ ખાતર, સેવાવૃત્તિથી સ્વીકાર્યું હતુ

અઢારમા સૈકાના ગુજરાતના ઇતિહાસ પર આ પુસ્તક બહુ સારો પ્રકાશ પાડે છે અને તેનુ પ્રકાશન, ખરેખર મહત્વનું છે

હિંદનો પ્રાચીન ઇતિહાસ ક્રમસર અને સળગ લખવાનુ માન સ્વર્ગસ્થ વિન્સેન્ટ સ્મિથને પ્રાપ્ત થયનુ છે, જો કે ડૉ સર રામકૃષ્ણ ભાંડારકરે તે પહેલા તેની રૂપરેખા મુબાઈ એશિયાટિક સોસાઇટીના જર્નલમા આપી હતી સ્મિથના પુસ્તકની ચાર આવૃત્તિઓ થયની છે અને ચોથી આવૃત્તિ એમના મૃત્યુ બાદ મુબાઈના માજી સિવિલિયન એડવર્ડસના તત્રીપદ હેઠળ પ્રસિદ્ધ થઈ હતી એ આવૃત્તિનો તરજુમો સોસાઈટીએ ભરૂચના જાણીતા સમાજસેવક અને કેળવણી નિષ્ણાત શ્રીયુત છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી પાસે તૈયાર કરાવી તેનો પ્રથમ ભાગ બહાર પાડેલો છે બીજા ભાગનુ લખાણુ મળી ગયનુ છે અને તે નજદિકમા પ્રસિદ્ધ થનાર છે

હિન્દના ઇતિહાસ પર પ્રસ્તુત પુસ્તક લખાયા પછી ચાર પાચ ગ્રથો લખાયા છે, તો પણ એ સર્વેમા સ્મિથનુ પુસ્તક તેનુ ઉંચુ સ્થાન હજી સાચવી રહ્યુ છે અને સોસાઈટીએ આ પુસ્તકનો તરજુમો પ્રસિદ્ધ કરીને ગુજરાતી જનતાની સુદર સેવા કરી છે, એમ કહેવુ વધારે પડતુ નથી

આ પુસ્તકમા મુસ્લિમોનુ આગમન થયુ ત્યા સુધીનો ઇતિહાસ આપ્યો છે.

તે પછીનો ઇતિહાસ, હિંદમા મુસ્લિમ રાજ્ય સ્થપાયુ ત્યા થી તે સન ૧૭૭૩ મા હેસ્ટિંગ્સનો રેગ્યુલેટિંગ એક્ટ પસાર થયો, એ સમયનો સમગ્ર ઇતિહાસ મેં સાથ કૃત ત્રણ ગ્રથો, મુસલમાની રિયાસત, મરાઠી રિયાસત અને બ્રિટિશ રિયાસતમા આવી જાય છે, અને એ ત્રણે મરાઠી પુસ્તકોના તરજુમા સોસાઈટીએ છપાવેલા છે

મુસલમાની રિયાસતમા ઇસ્લામના ઉગમથી શરૂઆત કરી હિંદમા મોગલ સામ્રાજ્યની પડતી થઈ ત્યા સુધીનો સવિસ્તર અને સળગ ઇતિહાસ રસિક રીતે વર્ણવેલો છે

મરાઠી રિયાસતમા તેનો આરભ મહાન શિવાજીના ઉદયથી થાય છે, જે છત્રપતિ ન્હાના શિવાજી સુધી આવીને અટકે છે તે પછીનો મરાઠી

સત્તાનો ઇતિહાસ સરદેસાઇએ બીજા ચાર ખંડોમાં લખેલો છે અને એ પૈકીના એક ભાગનો તરજુમો વડોદરા રાજ્ય ભાષાંતર ખાતાએ શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રકટ કર્યો છે

ત્રીજા પુસ્તક બ્રિટિશ રિયાસતમાં ઇંગ્રેજોનું હિન્દમાં આગમન થયું ત્યારથી તે સન ૧૭૭૩ માં હિન્દના રાજ્યવહિવટ સારૂ વોરન હેસ્ટિંગ્સનો રેગ્યુલેટિંગ ઍક્ટ બ્રિટિશ પાર્લામેન્ટમાં પસાર થયો એ સઘળો વૃત્તાંત નોંધ્યો છે અને એ સમયનું સમગ્ર રીતે સમાલોચના કરતું ગુજરાતીમાં આ પ્રથમજ પુસ્તક છે

આ પ્રમાણે સરદેસાઇના પુસ્તકોમાંથી હિન્દના મધ્યકાલીન ઇતિહાસ અને કંપની સરકાર હસ્તકના હિન્દના રાજ્યવહિવટ અને રાજ્યવિસ્તાર વિષે જાણવા જેવી અને મહત્વની સઘળી માહિતી મળી રહે છે

મુસલમાની રિયાસતનો તરજુમો રાનડે ચરિત્રના લેખક સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી, જેમનું બધું જીવન [illegible] ખાતામાં વ્યતીત થયું હતું, અને લેખન વાચનનો સારો શોખ ધરાવતા હતા, એમણે કરેલો છે

મરાઠી વાચનનો જેમને પ્રથમથી શોખ હતો અને મરાઠી ગ્રંથો 'ધર્માધિરાવનું કુટુંબ' અને 'મહાન અશોક' એ પુસ્તકોના અનુવાદ કર્યા હતા તેઓ રા જીવનલાલ અમરશી—એક વખતના સોસાઇટીના આસિ સેક્રેટરી—ને મરાઠી રિયાસતનું પુસ્તક ગુજરાતીમાં લખી આપવાનું સોંપાયું હતું અને તે કાર્ય એમણે ઘણી કાળજીથી અને ચિવટથી કરેલું છે, એમ એ પુસ્તક વાંચતા જણાશે. સોસાઇટીમાંથી નિવૃત્ત થયા પછી જ્ઞાનવર્ધક ગ્રન્થમાળાની યોજના અમલમાં આણીને, ગુજરાતી સાહિત્યને એમણે સમૃદ્ધ કર્યું છે, એ એમની સેવા ખાસ નોંધવા જેવી છે

શ્રીયુત ચંપકલાલ લાલભાઇ મહેતા ઘણા સમયથી સરકારી ઓરિયન્ટલ ટ્રાન્સલેશન ખાતામાં અધિકારી પદે છે અને સોસાઇટીને વખતોવખત ઇંગ્રેજી અને મરાઠી પુસ્તકોના અનુવાદ કરી આપીને ગુજરાતી ભાષાની એમણે બહુ સ્તુતિપાત્ર સેવા કરેલી છે

બ્રિટિશ રિયાસત લગભગ ૮૦૦ પૃષ્ઠનું પુસ્તક છે તો પણ તેમના [illegible] શ્રીયુત ચંપકલાલે એ પુસ્તકનો તરજુમો સેવાભાવથી કરી આપ્યો હતો અને એ પુસ્તક, અમે ઉપર જણાવ્યું તેમ, હિન્દમાં ઇંગ્રેજી અમલના આરંભનો ઇતિહાસ જાણવા સારૂ જેમ માહિતીપૂર્ણ તેમ કિંમતી છે

સદરહુ મરાઠી પુસ્તકોનો ગુજરાતીમાં તરજુમો કરવાની લેખક પાસેથી પરવાનગી માગતાં શ્રીયુત સરદેસાઇએ જે લાગણીભર્યો ઉત્તર લખી મોકલ્યો હતો તે એમના હૃદયની વિશાળતા બતાવે છે. તે પછી પૂના દફતરનું સંપાદન કાર્ય હાથ ધરી તેઓ આજ પર્યંત તેમાંથી ૪૦ ગ્રન્થો બહાર પાડવા શક્તિમાન- થયા છે; અને સરકારે એમની એ સેવાની કદર રા. બા. નો ઇલ્કાબ બક્ષીને કરેલી છે, એ યોગ્ય જ થયું છે. તાજેતરમાં પટણા યુનિવરસિટિ તરફથી Main Currents of Maratta History એ વિષય પર પાચ વ્યાખ્યાનો એમણે અગાઉ આપ્યાં હતાં, તેની બીજી આવૃત્તિ છપાઈ છે, તે મરાઠી સામ્રાજ્યના અભ્યાસીને બહુ મદદગાર થશે.

સોસાઇટીને એમણે જે ઉત્તર લખી મોકલ્યો હતો તે નીચે પ્રમાણે છેઃ-

BARODA, September 1913.

To,

The Honorable Rao Bahadur,<br>
RAMANBHAI MAHIPATRAM NILKANTH,<br>
B. A. LL. B.<br>
Hon .Secretary, Gujarat Vernacular Society,<br>
AHMEDABAD.

Sir,

It gives me a great pleasure to receive your letter No. 128 dated 29th August and to know that the Gujarat Vernacular Society appreciates my work called " मुसलमानी रियासत. "

I am very happy to let the Society have my permission to translate the book into Gujarati, as requested by you, without any condition. May I request you to let me know when the translation is printed and send me five copies if you can.

My life's ambition has been to prepare a readable and uptodate history of Modern India.

Three Volumes have so far been out, and I pray God to give the strength to finish the remaining two.

Wishing the Society success in their undertaking.

I am, Sir,

Your most obedient servant,

Sd/- **G. S. Sardesai.**

સર આલ્ફ્રેડ લાયલે "Rise of the British Dominion in India" એ નામનું એક મનનીય પુસ્તક રચેલું છે; એની પહેલી આવૃત્તિ પ્રથમ બહુ મ્હોટી ન્હોતી. તેનો તરજુમો સોસાઇટીએ શ્રીયુત ચંપકલાલ પાસે કરાવ્યો હતો. અંગ્રેજી રાજ્ય હિંદમાં કેવી રીતે પગભર અને મજબુત થયું તેનું વિદ્વત્તાભર્યું વિવેચન પ્રસ્તુત લેખમા મળે છે અને એ પુસ્તકની બીજી સુધારેલી વધારેલી આવૃત્તિ જે પછીથી પ્રસિદ્ધ થયલી છે, તેનો તરજુમો અનુવાદકે નવેસર કરી મોકલ્યો છે અને અવકાશે તે પુસ્તક છપાશે. હિંદનો બ્રિટિશ યુગનો ઇતિહાસ સમજવા માટે, ખરે તે બહુ ઉપયોગી પ્રબંધ છે.

આપણા દેશનો રાજવહિવટ રાજકર્તાઓ કેવી રીતે ચલાવે છે, તેનું જ્ઞાન જનતાને અવશ્ય હોવું જોઇએ; તેમાં જ રાજ્યની તેમ પ્રજાની સલામતી રહેલી છે.

સન ૧૯૦૪–૦૫માં હિન્દી સરકારે હિન્દ સામ્રાજ્ય એ નામથી હિન્દ વિષે જુદી જુદી દૃષ્ટિએ અને હિન્દને લગતા અનેકવિધ વિષયો પર એ વિષયના નિષ્ણાતો પાસે લેખો લખાવીને ચાર પુસ્તકો પ્રકટ કર્યા હતાં. સોસાઇટીએ એ ચારે ગ્રન્થોનો ગુજરાતીમાં તરજુમો કરાવવાનો નિર્ણય કર્યો હતો, અને તે માટે લેખકો પાસેથી અરજીઓ મંગાવી હતી; પણ લેખોની વિવિધતા તેમ નવીનતાને લઇને અને કેટલાક લેખોના તરજુમા તદ્દન શુષ્ક થઇ પડે તેવા હોવાથી, આવેલી અરજીઓમાંથી હિન્દ સામ્રાજ્ય પુ. ૪ નો ગુજરાતીમાં તરજુમો કરાવવાનો નિર્ણય થયો હતો અને તે કામ રાજદ્વારી કામકાજથી પરિચિત અને 'હિન્દના રક્ષિત રાજ્યો'ના અનુવાદક (Lee Warner's Protected Princes of India) રા. બા. દુર્લભજી ધરમશી વેદને સોંપાયું હતું અને ટુંક સમયમાં પોતે વયોવૃદ્ધ હોવા છતાં એક યુવક લેખક કરી શકે નહિ એટલી ઝડપે, તે લખી મોકલ્યું

હતું. એ પુસ્તક બહાર પડે તે પૂર્વે એમનું મૃત્યુ થયું હતું, તે બનાવ ખરેખર શોચનીય હતો.

પ્રસ્તુત પુસ્તક સન ૧૯૦૧ ના સેન્સસ રીપોર્ટમાં સંગ્રહાયલી માહિતીના આધારે લખાયું હતું; તે બહાર પડયું તે પછી હિન્દી રાજતંત્રમાં બહોળા ફેરફાર થયલા હતા અને તેમાં આપેલા આંકડાઓ પણ નકામા થઇ પડયા હતા. પછી તો યુરોપમાં મહાન યુદ્ધ ફાટી નિકળવાથી હિન્દમાં પણ જબરૂ પરિવર્તન થવા પામ્યું છે; એટલે હાલના ઉપયોગ માટે સદરહુ પુસ્તકનું મૂલ્ય બહુ ઓછું થઇ ગયલું છે; અને ચાલુ સંજોગોમાં હિન્દી રાજવહિવટનુ નવું પુસ્તક લખાવવા હજી કેટલોક સમય થોભવું પડશે, કેમકે હિન્દના સમગ્ર રાજતંત્ર વિષે વાદવિવાદ અને વાટાઘાટ થઇને, તેના બંધારણની રૂપરેખા નવેસર વિચારાઇ રહી છે.

ગુજરાત અને કાઠીઆવાડ ગેઝીટીઅરનો સાર કવિ નર્મદાશંકરે ઉપજાવી કાઢયો હતો; આ હિન્દ સામ્રાજ્યના બીજા ત્રણ ભાગનાં તરજુમા થવા પામ્યા હોત તો તે ગુજરાતી વાચકને બહુ મહત્વની તેમ ઉપયોગી માહિતી પુરી પાડત.

હિન્દનો આર્થિક પ્રશ્ન ઓછો મુંઝવણભર્યો નથી હિન્દની આર્થિક સ્થિતિ દિન પ્રતિદિન વધારે ને વધારે ગુંચવાતી જાય છે અને પ્રજા તેથી ચિન્તાતુર રહે છે. આ સ્થિતિ આજે નવી નથી. ગયા સૈકામા હિન્દની ગરીબાઈ આપણા દેશનેતાઓનું તેમ સરકારનું ધ્યાન ખેંચી રહી હતી; અને દાદાભાઈની તે માટેની લડત ન્યાયસર અને ખરી હતી એ વિષે હવે ભાગ્યેજ બે મત સંભવે. તે વખતે હિન્દની આર્થિક સ્થિતિનો સવિસ્તર અને વિગતવાર ખ્યાલ આપવા સ્વર્ગસ્થ રમેશચન્દ્ર દત્ત—જેઓ સિવિલિયન હતા અને કમિશનરના ઉંચા હે । સુધી પહોચ્યા હતા—સન ૧૭૫૭ થી ૧૯૦૦ સુધીનો પ્રમાણભૂત ઈતિહાસ બે પુસ્તકોમાં લખ્યો હતો અને તે પુસ્તકોનો બહોળો પ્રચાર થયો હતો એટલુંજ નહિ પણ હિન્દ વિષેનાં સર્વમાન્ય પુસ્તકોમાં તેની ગણના થઈ હતી.

આવા ઉત્તમ પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરાવીને સોસાઇટીએ પ્રજાની સરસ સેવા કરી છે, અને તેના અનુવાદક પણ મૂળ લેખકના જેવા એક સંસ્કારી વિદ્વાન હતા. ગુજરાતી વાચકને સ્વર્ગસ્થ ઉત્તમલાલનો પરિચય કરાવવો પડે તેમ નથી. 'સમાલોચક'ના તંત્રી તરીકે વર્ષો સુધી

એમણે ગુજરાતી સાહિત્યની કિંમતી સેવા કરી હતી અને "વસન્ત"માં વખતોવખત લેખો લખીને 'વસન્ત'નું ગૌરવ વધાર્યું હતું. એમ એ પત્રના વિદ્વાન તંત્રી પણ કબૂલ કરશે. સરસ્વતીચન્દ્રની સમાલોચના જે કમનસીબે અધુરી રહેવા પામી છે અને બેન્જામીન કિડના Social Evolution સામાજીક ઉત્ક્રાન્તિ–એ પુસ્તકોનો સારાંશ એ એમના મહત્વના લેખો છે; અને એમના પ્રકીર્ણ લેખોનો તો બહુ મોટો સંગ્રહ થવા જાય, જે એક સ્વતંત્ર પુસ્તકરૂપે સંગ્રહાવાની અને છપાવાની જરૂર છે. પ્રાચીન યુગમાં આપણે અહિં રાજ્યવ્યવસ્થા કેવી રીતે થતી હતી એ વિષે વિદ્વત્તાભર્યો નિબંધ સ્વર્ગસ્થે, ઇંગ્રેજીમાં લખ્યો હતો અને એ કોટીનું લખાણ અમારા જાણવા પ્રમાણે એમનું જ પ્રથમ હતું. લોકમાન્ય ટિળકના 'ગીતા રહસ્ય'નો તરજુમો ઉત્તમલાલભાઇએ કરેલો છે, એ રીતે એ પુસ્તક સાથે એમનું નામ યાદગાર રહેશે, એ આનંદનો બનાવ છે.

સોસાઇટીને એમણે પાછલી અવસ્થામાં ત્રણ પુસ્તકો લખી આપ્યાં હતાં. હિન્દના હાકેમ ગ્રન્થમાળામાંનું અકબરનું ચરિત્ર અને રમેશચન્દ્રનો 'હિન્દનો આર્થિક ઇતિહાસ:' અને તે ઉત્તમ પુસ્તકો છે અને ઉત્તમલાલની કૃતિઓ તરીકે તે વિશેષ આદરયોગ્ય છે.

સ્વર્ગસ્થ આપણા વિદ્વાન વર્ગમાં બહુ માનભર્યું અને ઉંચું સ્થાન ભોગવતા હતા પણ એમનો શાંત અને એકમાર્ગી સ્વભાવ એમને પાછળ ખેંચી રાખતો હતો અને પછીથી વેપાર ધંધામાં ગુંચવાઇ ગયા ન હોત તો જે પ્રકારની સંગીન સેવા આપણે એમની પાસેથી, મેળવી શકત તેમાંથી આપણું સાહિત્ય વંચિત રહ્યું છે, તેમ છતાં જે કાંઇ લેખો આપવાને શક્તિમાન થયા છે, તે માટે ગુજરાતી જનતા એમની આભારી છે.

રામાયણ મહાભારતનું વાચન ઇંગ્રેજી શિક્ષિત વર્ગમાંથી ગયા સૈકાના ઉત્તરાર્ધથી ઓછું થઇ ગયલું છે અને તેનો પદ્ધતિસર અને ઐતિહાસીક ધોરણે અભ્યાસ તો બહુ થોડાકજ કરતા માલુમ પડશે.

આ સ્થિતિ અગાઉ બહુ ગંભીર હતી. પણ સન ૧૯૦૪–૦૫ મા રા. બા. ચિન્તામણ વિનાયક વૈદ્યે, આપણાં એ સર્વશ્રેષ્ઠ અને પવિત્ર પુસ્તકો, રામાયણ અને મહાભારતનો બારીકાઇથી અને ચોકસાઇથી અભ્યાસ કરી, એ અભ્યાસનું પરિણામ The Riddle of the Ramayana (રામાયણનું રહસ્ય) Mahabharata-a Criticism–

દી. બા. કેશવલાલે મુદ્રા રાક્ષસનો ગુજરાતીમા તરજુમો કરેલો છે, તેના ઉપોદ્‌ઘાતમા આ વિષયને સારી રીતે અને વિસ્તારપૂર્વક ચર્ચ્યો છે, અને સોસાઈટી તરફથી વાર્ષિક વ્યાખ્યાન આપવાનુ નક્કી થતા પ્રથમ વ્યાખ્યાતા તરીકે કેશવલાલભાઈની પસંદગી કરવામા આવી હતી. તે વર્ષ શરુઆત સાહેબની શતાબ્દીનું હતું અને એમને પ્રિય એવો ઇતિહાસનો વિષય એ પ્રસંગે સેવો એવો વિચાર થતા કેશવલાલભાઈએ "એનિયાઇ હૂણો" પર બોલવાનુ પસંદ કર્યું હતુ લખેલી ટુંકી નોટસ પરથી મહરકુ વ્યાખ્યાન પાછળથી એમની પાસે સુધરાવીને પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતુ. પ્રાચીન ઇતિહાસમા, ખાસ કરીને હૂણોના પ્રશ્નમા જેમને રસ હશે, તેમને એ વ્યાખ્યાનમાથી કેટલુક વિચારવા જેવું મળી આવશે.

એવુ વ્યાખ્યાનધારીનુ "મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ" નામનુ પુસ્તક છે. "રાજપુતાણાકા ઇતિહાસ" ના કર્તા રા બા. ગૌરીશંકર હીરાચંદ ઓઝાનું નામ માત્ર હિન્દમાજ નહિ પણ પૌર્વાત્ય ઇતિહાસ, સંસ્કૃતિ અને સાહિત્યમા રસ લેના સૌ કોઇને સુપરિચિત છે.

અલાહાબાદમા નવી નિકળેલી હિન્દુસ્તાન એકડેમીએ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ વિષે ત્રણ વ્યાખ્યાનો આપવાનુ શ્રીયુત ઓઝાજીને નિમંત્રણ કર્યું હતુ અને એ લેખોનો વાચક જોઈ શકશે કે એમા પૂર્વે નહિ જાણવામા આવેલી એવી ઘણી માહિતી એમણે ચર્ચેલી છે અને જુદા જુદા વિષયો, જેવા કે સાહિત્ય, ઇતિહાસ, શિલ્પ, કળા, સંગીત વગેરે વિષયોમા મધ્યકાલીન હિન્દ કેટલો આગળ વધેલો હતો તેનો તેઓ આપણને સુંદર રીતે પરિચય કરાવે છે.

પ્રો. જયસ્વાલ રચિત હિન્દુસ્તાનની રાજ્યવ્યવસ્થા Hindu Polity એ પુસ્તકમા પ્રાચીન કાળમા હિન્દુસ્તાનમા રાજ્યવહિવટ કેવી રીતે ચાલતો હતો તેની સવિસ્તર સમાલોચના આપણા પ્રાચીન સાહિત્ય અને ધર્મગ્રંથો આધારે કરવામા આવેલી છે.×

એ વિષય પ્રતિ પ્રથમ ધ્યાન દોરનાર એ વિદ્વાન જ હતા. ડૉ. સર ભાંડારકર અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પછી હિન્દના પ્રાચીન ઇતિહાસના

× આવું બીજું કિંમતી પુસ્તક "પ્રાચીન સંઘજીવન" શ્રીયુત ભાવરામ બાપુસુખરામે પ્રો. મજમુદારના Corporate life in Ancient India નામક અંગ્રેજી પુસ્તક પરથી લખેલું ચાલુ વર્ષમાં પ્રસિદ્ધ થનાર છે, એ ઉપરોક્ત "હિન્દુ રાજ્યવહીવટ"ના અનુસંધાનમાં વાંચવા જેવુ છે

આલેખનમાં કોઈ વિદ્વાને કિંમતી ફાળો આપ્યો હોય અને જે સર્વમાન્ય થયો હોય તો તે શ્રી. જયસવાલ છે.

ગયા ડિસેમ્બર માસમાં સાતમી ઓરિએન્ટલ કોન્ફરન્સ વડોદરામાં મળી હતી, તેના પ્રમુખ તરીકે એમને ચુંટવામાં આવ્યા હતા.

તે પ્રસંગે હિન્દુસ્તાનનો ઇતિહાસ લખવાની યોજના એમણે જાહેર કરી હતી તે, આપણે ઇચ્છીશું કે, જલદી ફલીભૂત થાય.

દરમિયાન હિન્દના પ્રાચીન ઇતિહાસનું એક પ્રકરણ જે અંધકારમાં ઢંકાયલુ હતું તે ભારશૈવનો ઇતિહાસ પ્રકાશમાં આણવા માટે એમને અનેક ધન્યવાદ ઘટે છે.

વડોદરાથી પટના પાછા ફરતાં એક દિવસ એઓ અમદાવાદમાં રોકાયા હતા અને સોસાઇટીની મુલાકાત લીધી હતી.

એમનું "હિન્દુ રાજ્યવ્યવસ્થા"નું પુસ્તક આટલું સસ્તું જોઇને તેમ સોસાઇટીનાં અન્ય પ્રકાશનો તપાસીને એ વિદ્વાને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો હતો, તે સોસાઇટીની પ્રવૃત્તિ અંગે નોધવું પ્રસંગોચિત થઇ પડશે.

એ પુસ્તક દરેક હિન્દીએ વાંચવું ઘટે છે; અનુવાદકની પ્રસ્તાવનામાથી થોડોક ભાગ આપીશું, તે પરથી એનું તારતમ્ય તુરત લક્ષમાં આવશે.

"આર્ય સંસ્કૃતિના ઉત્થાન કાળથી માંડી બ્રિટિશોના આવાગમન સુધી સુવ્યવસ્થિત રાજપદ્ધતિ અથવા રાજનીતિ જેવું કંઇ પણ તત્વ આ દેશના લોકોની જાણમાં નહોતુ અને તેઓ તો માત્ર તત્વજ્ઞાનની વાતોમા રચ્યાપચ્યા રહેતા. આ વિચાર કેટલો ભૂલભરેલો છે તે આ પુસ્તકમાં આપેલી માહિતીથી સહજ સમજાઇ આવશે."

ઇગ્લાંડ સાથે આપણને નિકટનો અને ગાઢ સંબંધ છે અને અંગ્રેજી પ્રજા હિન્દ પર રાજ્ય ચલાવે છે તે કારણે, એ દેશના રાજબંધારણ વિષે અને ત્યાંના રાજદ્વારી પક્ષો વિષે સામાન્ય જ્ઞાન હોવું જરૂરનું છે; અને એ દૃષ્ટિએ સોસાઇટીએ ઈંગ્રેજી રાજબંધારણ, સંરક્ષણવાદ અને ઉદાર મતવાદ એ નામનાં ત્રણ પુસ્તકો લખાવીને પ્રસિદ્ધ કર્યાં છે.

ઈંગ્રેજી રાજબંધારણ વિષે બેગ્હોટનું The English Constitution એ પુસ્તક બહુ પ્રશંસનીય લેખાયું છે અને હોમ યુનિવર્સિટિ ગ્રન્થમાળામાંનું ઇલ્બર્ટ રચિત Parliament પાર્લામેન્ટનું પુસ્તક પણ એટલુ જાણીતું છે. એ બે ગ્રંથોના આધારે ઇંગ્રેજી રાજબંધારણ વિષે

(મહાભારતની સમાલોચના) Epic India (હિન્દનો વીરયુગ) એ ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં તે પછી તે પ્રતિ લોકમાનસમાં અહોળો ફેરફાર થતો પામ્યો છે; અને વધુમાં હિન્દના પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ પ્રતિ લક્ષ જઈને, પાઠશાળામાં તેનો અભ્યાસ થવા લાગતાં, એ પુસ્તકોનું મહત્વ અને મૂલ્ય વિદ્વદ્ વર્ગમાં સ્વીકારાયાં છે, અને તેના પરિણામે એ પુસ્તકોનું પઠનપાઠન પણ આજે શિક્ષિત તેમજ સામાન્ય વર્ગમાં વધ્યું છે, અને એ અભ્યાસની મનોદશાને લઈને ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટે મહાભારતની એક શુદ્ધ અને વિવેચનાત્મક (critical) આવૃત્તિ શાસ્ત્રીય ધોરણે તૈયાર પાડવાનું કામ થોડા સમયથી આરંભ્યું છે.

એ ત્રણ પુસ્તકો, ઉપર જણાવ્યું તેમ, શિક્ષિત વર્ગમાં બહુ આદર પામ્યા હતા અને સોસાઈટીએ પણ તે પુસ્તકોનો ગુજરાતી તરજુમો કરાવવામાં વિલંબ કર્યો નહતો.

સંજોગવશાત્ એ પૈકીનું 'મહાભારતની સમાલોચના' એકજ પુસ્તક પ્રસિદ્ધ થવા પામ્યું છે અને તે અનુવાદ સારા નસીબે સંસ્કૃતના સારા અભ્યાસી અને વળી સિદ્ધહસ્ત લેખક શ્રીયુત મોહનલાલ દવેએ કર્યો છે જેઓએ એમના "લેન્ડોરના કાલ્પનિક સંવાદો" એ પુસ્તકો વાંચ્યા હશે તેમને એમના અનુવાદની ખૂબી લક્ષમાં આવ્યા વિના નહિ રહે ગુજરાતી સાહિત્ય એ પુસ્તકથી સમૃદ્ધ થયલું છે, એમ અમે કહીશું

જો કે આ સાહિત્ય પુસ્તક હતું તો પણ તેનું નિરીક્ષણ અને વિવેચન ઐતિહાસિક ધોરણે કરવામાં આવ્યું હતું

હિન્દના ઇતિહાસમાં વિદેશીઓના હુમલા પરાપૂર્વથી આપણું ધ્યાન ખેંચે છે. ઈસ્વી સન પૂર્વેથી તે શરૂ થાય છે, મુસલમાનોના આગમન પછીથી તે ઓછા થયા હતા, જો કે આજ પણ કેટલાક હાકેમો છેવટ કહે છે કે બ્રિટિશનો હિન્દ પરનો અખ્તિયાર ખેંચી લેવામાં આવે તો સરહદ પર વસતી જાતો જરૂર હિન્દ પર ઉતરી આવે; અને દેશને તારાજ કરે, પણ એ જુદો પ્રશ્ન છે

ગ્રીક, પાર્થિયન, શક, યુએઝી, હૂણ વગેરે જાતિઓએ હિન્દ પર આક્રમણ કર્યું તેમાં પણ હૂણ પ્રજા તેના અત્યાચાર અને સિતમ માટે જાણીતી હતી. છઠ્ઠા સૈકામાં ઉત્તર હિન્દમાં એમણે જબરો અડ્ડો જમાવ્યો હતો. અને મહા મુસિબતે માળવાના રાજા યશોવર્મને અન્ય હિન્દુ રાજાઓની [illegible] હૂણોને હરાવી અહિંથી હાંકી કાઢ્યા હતા.

માહિતી આપતું એક સ્વતંત્ર પુસ્તક રચી આપવાનું સોસાઇટીએ હેન્રી ફૌમેટનું જીવનચરિત્ર અને જીવનનો આદર્શ ( લેકી કૃત Map of lifeનો અનુવાદ ) ના લેખક રા. જીવાભાઈ રેવાભાઈ પરેખને આપ્યું હતું અને તે પુસ્તક એમની અન્ય કૃતિઓની પેઠે સુવાચ્ય અને લોકપ્રિય નીવડયું હતું.

ઉદારમતવાદ અને સંરક્ષણવાદ એ પુસ્તકો હોમ યુનિવર્સિટી ગ્રંથમાળાના ગ્રંથો Conservatism લૉર્ડ સેસિલકૃત અને Liberelism હોબહાઉસકૃતના તરજુમા છે. મૂળ ગ્રંથો ઉત્તમ કોટિના ગણાયા છે અને તેનો અનુવાદ પણ એટલો જ સરસ થયો છે, જે માટે આપણે શ્રીયુત ચંપકલાલ લાલભાઇ મહેતાને આભારી છીએ.

એ ગ્રંથમાળામાં લેસ્કી કૃત Communism સમાજવાદ અને બાર્નસ કૃત Facism એ બે મહત્વના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે; તેનો ગુજરાતીમા અનુવાદ થઇ જાય તો હાલ પ્રવર્તતા રાજદ્વારી વિચારો વિષે જનતાને પુષ્કળ જાણવાનું મળી આવે.

નવી કેળવણીના આરંભમાં ઇતિહાસ વિષયમાં પ્રાચીન દેશો જેવા કે ઇજીપ્ત, ઇરાન, ગ્રીસ, રોમ વગેરેનું તેમ જગતના ઇતિહાસનું પ્રાથમિક જ્ઞાન અપાતું હતું; લાંબા સમયથી તે પ્રથા બંધ પડેલી છે. અગાઉ કોલેજના પ્રિવિયસના વર્ગમાં ગ્રીસ અને રોમનો ઇતિહાસ વારાફરતી શીખવાતો હતો તે વિષય પણ તેમાંથી કાઢી નાખવામાં આવ્યો છે.

યુરોપીય સંસ્કૃતિપર ગ્રીસ અને રોમના ઇતિહાસે ભારે અસર કરી છે. એ સંસ્કૃતિનો પાયો જ ગ્રીક અને રોમન જીવન અને ઇતિહાસ પર રચાયો છે; એટલુંજ નહિ પણ પ્રાચીન સમયમાં એ બે દેશોએ સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન, કળા, સ્થાપત્ય, કાયદા, રાજકારણ ,વગેરે વિષયોમાં પુષ્કળ પ્રગતિ કરી હતી, અને એક ન્હાના શહેરમાથી મ્હોટા રાજ્યો સ્થાપવા તેઓ શક્તિમાન થયા હતા; તે કારણે તેમજ એ યુગની સુધરેલી પ્રજાઓ તરીકે પણ એ દેશનો ઇતિહાસ જાણવા વિચારવા જેવો છે.

અગાઉ રા. સા. મહીપતરામે ગ્રીસનો ઇતિહાસ લખ્યો હતો. પણ તે બહુ જુનો હતો અને તેમાં દોષો પણ ઘણા હતા. ગ્રીસ અને રોમ વિષે નવેસર પુસ્તકો લખાવાં જોઇએ, એમ કમિટીને ઘણીવાર થયા કરતુ હતુ. તે પરથી સ્કુબર્ગ રચિત રોમનો ઇતિહાસ અને પ્રો. બરી રચિત ગ્રીસનો ઇતિહાસ, જે પુસ્તકો પ્રિવિયસના વર્ગમાં વંચાતાં હતાં તેના ગુજરાતી અનુવાદ કરી આપવા શ્રીયુત આત્મારામ મોતીરામ દીવાનજીને જણાવવામાં

આવ્યું હતું. એમાંનાં રોમના ઇતિહાસનું પુસ્તક પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે અને તે સારી પ્રશંસા પામ્યું છે. ગ્રીસ દેશનો ઇતિહાસ પણ એમના તરફથી લખાઇને આવી ગયો છે. તે તપાસાઈ આવે, થોડા સમયમાં પ્રેસમાં મોકલવામાં આવશે.

જીવનને ઉપયોગી અને માર્ગદર્શક થઈ પડે એવા નીતિ ઉપદેશના અને ચારિત્ર ઘડતરના ઇંગ્રેજી ગ્રંથોના તરજુમા, જેવા કે જીંદગીનો ઉપયોગ, જીવનની સફલતા, જીવનનો આદર્શ, સુખ અને શાંતિ, કર્તવ્ય, સદ્વર્તન વગેરે સોસાયટીએ પૂર્વે છપાવ્યા હતા અને તેના અનુસંધાનમાં, કાંઇક ઐતિહાસિક ધોરણે લખાયલા એવા ગ્રંથો જેમકે લેકી કૃત History of European Morals, History of Rationlisism, યુરોપીય નીતિ આચારનો ઇતિહાસ, યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્યનો ઇતિહાસ, લખાવવાને ઉચિત જણાયું; અને એ પ્રકારના વિચાર સાહિત્યની આપણે અહીંઆ આપણી લોકરુચિ લક્ષમાં લેતાં, જરૂર જ હતી.

"યુરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય"એ પુસ્તક જાણીતા આયરિશ લેખક લેકીનું લખેલું છે અને તે યુરોપમાં બહોળું પ્રચાર પામેલું છે, અને ત્યાંના સમાજ-જીવનપર પણ તેની પ્રબળ અસર થયલી છે. આવું ઉત્તમ પુસ્તક એક સંસ્કારી વિદ્વાનના હાથે ગુજરાતીમાં લખાયુ એ પણ ખુશી થવા જેવું છે. તેના લેખક શ્રીયુત દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ ઇન્દોર કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા; એ પુસ્તક લખવાનું સ્વીકાર્યું તેને આગલે વર્ષે "હિન્દના ઉદ્યોગની પરિસ્થિતિ" એ વિષય પર નિબંધ લખીને મુંબાઈ યુનિવરસિટિનું નારાયણ પાનાચંદ ઇનામ એમણે મેળવ્યું હતું; અને એટલેથી સંતોષ નહિ પામતા ઇન્દોરની મેડિકલ કોલેજમાં વૈદકનું રીતસર શિક્ષણ લેવાનું પણ આરંભ્યું હતું. ગુજરાતી સાહિત્યની સેવા કરવાનો ભાઇસાહેબને ભારે ઉત્સાહ હતો. પણ તેઓ કાંઇક સંગીન ફાળો આપવા શક્તિમાન થાય તે પહેલા એમનું અકાળે અવસાન થયું હતું.

ઉપરોક્ત ગ્રંથમા "બુદ્ધિ સ્વાતંત્ર્ય" એ શબ્દની સમજ પાડતા અનુવાદક મહાશય પ્રસ્તાવનામા જણાવે છે:

" 'બુદ્ધિસ્વાતંત્ર્ય' એ નામનો અમુક દલીલોથી ઘડી કાઢેલો કોઇ સિદ્ધાન્ત નથી, પણ તે માત્ર એક પ્રકારનું માનસિક વલણ છે, અને તેનું લક્ષણ એવું છે કે જાદુ અને ચમત્કારી બનાવો તરફ, દૈવી શક્તિ તથા-દષ્ટિ

ધરાવવા સંબંધી માનવીઓના ડોળા તરફ, તેમજ કહેવામાં દેવતાઈ અંતરાયો તરફ શ્રદ્ધા રાખવી નહિ. "

યુવકબંધુઓએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ એવો અમારો અભિપ્રાય છે.

એજ લેખકનું બીજું પુસ્તક 'યુરોપીય પ્રજાનાં આચરણનો ઇતિહાસ,' એના પ્રથમ પુસ્તક જેટલું જ પ્રસિદ્ધિ પામેલું છે અને તેનો અનુવાદ "કાઠિયાવાડી" એ સંજ્ઞાથી ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલા પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવેએ કરેલો છે; તેમણે વળી સેક્સપીઅરના ચાર નાટકોના તરજુમા ગુજરાતીમાં કરેલા છે. ભાવનગર શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે પણ તેમની કીર્તિ બહોળી પ્રસરેલી હતી એટલે એ અનુવાદ વિષે વિશેષ કહેવાપણું હોય જ નહિ. વળી લેખકે એક વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત ગ્રંથની શરુઆતમાં ઉમેરીને તેનું મૂલ્ય વધાર્યું છે; મૂળ લેખકનો એ ગ્રંથ લખવાનો ઉદ્દેશ સમજાવતાં તેઓ કહે છેઃ

"આ ગ્રંથ નીતિશાસ્ત્રનો નથી પણ નીતિના ઇતિહાસનો છે એ વાત ગ્રંથ વાંચતાં વાંચનારને એની મેળે વિદિત થશે. લેકી પોતે કહે છે તે પ્રમાણે વિષય નવો નથી, પણ વિષયની વ્યવસ્થા નવી છે. ઇતિહાસને નીતિના વિકાસક્રમની દષ્ટિએ તપાસવાનો ઉદ્દેશ એણે રાખ્યો છે. "

આ બે ગ્રંથમાંની વસ્તુને અનુસરતો અને ચર્ચતો પ્રો. બેરી કૃત 'વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ' History of the freedom of Thought એ નામક ગ્રંથ છે; અને તે ગ્રંથનું તાત્પર્ય અમે અનુવાદકના શબ્દોમાજ-રજુ કરીશુંઃ—

"પ્રાચીન ગ્રીસમાં અને રોમમાં ચર્ચાસ્વાતંત્ર્ય કેવા જોસમાં હતાં; ત્યારપછી ખ્રિસ્તીધર્મ રૂપે એક અદષ્ટ, હઠીલી શક્તિ આવી તેણે મનુષ્યનાં મનને કેવી બેડીઓ પહેરાવી; તેના વિચાર પર કેવા અંકુશ મૂક્યા; તેના સ્વાતંત્ર્યને કેવી નિર્દય રીતે કચડી નાખ્યું; નિર્દોષ સ્વતંત્ર વિચારકો તથા ચૂડેલ ગણાતી સ્ત્રીઓ પર ધર્મરક્ષા, રાષ્ટ્રરક્ષા અને સામાજિક હિતના ઓઠાં તળે ધર્મસંસ્થાને કેવો પારાવાર અને જગતમાં જોટા વિનાનો જુલ્મ ગુજાર્યો; બુદ્ધિની ગતિ કુંઠિત કરી નાંખી, સત્યાન્વેષણના એકજ અમોઘ સાધનરૂપ બનાતા ચર્ચાસ્વાતંત્ર્યને કચડી નાખી, સત્યની સંહિતાનાં સલીલને પ્રગતિના સાગર પ્રત્યે સતત ઉછાળા મારતાં અટકાવી તેને ચૂકવી; સંકુચિત કરી કઈ

અને અધશ્રદ્ધાના અંધ ખાબોચિયારુપ કેવી રીતે બનાવ્યા તે તથા ગુમાવેલા અને લગભગ પ્રાણશેષ, નવા સંક્ષોભક વિચારો, તત્વવિચાર, વૈજ્ઞાનિક શોધ અને ઐતિહાસિક વિવેચન જેવા સાધનોદ્વારા મનુષ્યોએ કેવી વીરતા અને ધૈર્યથી પાછુ મેળવ્યુ તે હકીકત પ્રસ્તુત પુસ્તકમા ચર્ચી છે "•

આ ગ્રંથ લખી આપ્યા પછી, અમે જણાવવાને દિલગીર છીએ કે, ટુંક મુદતમા અનુવાદક આ ફાની દુનિયા છોડી ગયા હતા

ગીઝોકૃત યુરોપમા સુધારાનો ઇતિહાસ ત્રણ ભાગમા વપરાયતા છે; પહેલા ખંડમા સુધારાના સિદ્ધાન્તોનું નિરૂપણ કરવામા આવ્યુ છે, અને બાકીના બે ભાગમા યુરોપનો ઇતિહાસ તપાસવામા આવેલો છે. એ પ્રેન્ચ ફ્રાન્સના જાણીતા લેખકોમા ગીઝોનુ સ્થાન ઉંચું છે અને એનુ આ પુસ્તક બહુ ખ્યાતિ પામેલુ છે. કેટલાક વર્ષો પર મુંબાઈ યુનિવર્સિટીએ બી એ ,ના અભ્યાસક્રમમા આ ઇતિહાસને એક પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન આપ્યુ હતુ.

આ પુસ્તકનો તરજુમો આપણા જાણીતા લેખક પ્રો. અતિસુખશંકર ભાઇએ કરેલો છે, સ્વર્ગસ્થ કમળાશંકરની વિદ્વત્તા અને સંસ્કારિતાના તેઓ પૂરા વારસ થયલા છે. કોલેજના કામકાજમા તેઓ અત્યત રોકાયલા રહે છે તેમ છતા વખતોવખત સામયિક પત્રોમા લેખો લખીને સાહિત્યની સેવા તેઓ કરતા રહ્યા છે. એમના લેખોના સગ્રહ, 'નિવૃત્તિવિનોદ' અને 'સાહિત્ય વિનોદ' એ નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયા છે અને ગુજરાતી વાચકવર્ગમા તે પુસ્તકો સારો આદર પામ્યા છે.

પ્રસ્તુત ગ્રથની પ્રસ્તાવનામા પ્રો અતિસુખશંકરે લેખકના સુધારાની વ્યાખ્યા સ્પષ્ટ કરતા લબાણથી વિવેચન કરેલુ છે અને વાચકવર્ગને તેનો કાંઇક ખ્યાલ આપવા તેમાથી થોડોક ઉપયોગી ભાગ નીચે ઉતારીએ છીએ

" ગીઝો ઉન્નતિ વિષે શું વિચાર દર્શાવે છે? એ પ્રશ્નપદ્ધતિનો ઉપયોગ કરી ઉન્નતિના અગત્યના અગો નિર્ણિત કરે છે. એ કહે છે કે ધારો કે કોઇ પ્રજા એવી હોય કે તેનું બાહ્યજીવન સરળ ને રોગરહિત હોય, ધારો કે તે પ્રજાને રાજ્યમા કર જેવુ કશુ આપવુ પડતુ ન હોય ને દુખમાથી વિમુક્ત હોય, ધારો કે તેના વ્યવહારમા ન્યાય રાજ્ય તરફથી બરાબર આપવામા આવતો હોય. પણ તેનીજ સાથે ધારો કે માનસિક ને નૈતિક જીવન સુસ્ત ને નિરૂદ્યમી હોય. આ પ્રજા ઉન્નત છે એમ શુ આપણે કહી શકીશુ? નહિ જ.

• વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ—પ્રસ્તાવના

વળી ધારો કે બીજી કોઇ પ્રજાનુ વ્યવહારિક જીવન ઓછી સરળતાથી ચાલતું હોય છે, છતા જીવનનો નિર્વાહ નિભ્યો ચાલ્યો જતો હોય, પણ આ સાથે તેમના માનસિક જીવનનો છેક અનાદર કરવામા આવ્યો ન હોય. તેનામા નીતિ ને ધર્મની ઉચ્ચ ભાવનાઓના બીજ રોપાયના હોય, જ્ના તેની સ્વતન્ત્રતાના વાતાવરણમા વૃદ્ધિ ન થવા દેવામા આવી હોય. પણ તેનુ જ્ઞાન સ્વતંત્રતાથી સપાદન કરેલુ નહિ પણ સકુચિત ને અમુક પ્રકારનુ હોય જે જે પ્રજાના જીવનમા ધાર્મિક તત્ત્વોની સત્તા પૂરી જામી છે તેમા સ્વતન્ત્ર ચિતનના વિકાસનો આ પ્રમાણે અભાવ હોય છે શુ આ સ્થિતિ ઉન્નત કહી શકાશે ? નહિ જ

હવે ધારો કે કોઈ પ્રજા એવી હોય કે તેમા સ્વતન્ત્રતા હોય છતા અવ્યવસ્થા જેનામા અવતી હોય આ સ્થિતિનુ પરિણામ એ હોય કે નબળો માણસ દુખિત થાય ને નાશ પામે યુરોપ આવી સ્થિતિમાથી પસાર થઈ ગયુ છે તે વાતથી કોઈ અજ્ઞાત નથી શુ આને ઉન્નતિ કહી શકાશે ? નહિજ

ચોથી સ્થિતિ એવી ધારો — જેમા સ્વતન્ત્રતા હોય, વ્યવસ્થા હોય પણ ધારો કે પ્રજાવર્ગના માણસો સામાન્ય રીતે ભાગ લઈ શકે એવી જનહિતની બાબતો તેમા બહુ થોડી હોય પરસ્પર એકબીજાની શક્તિનો નાશ તેથી સમાજમા ન થતો હોય શુ આ સ્થિતિ ઉન્નત છે ? નહિજ.

આ બધીમાની એકકે સ્થિતિ ઉન્નત નથી તેનુ કારણ એ છે કે તેમા વિકાસને માટે અવકાશ નથી ઉન્નતિનુ અગત્યનુ તત્ત્વ પ્રગતિ, વિકાસ છે. પણ આ પ્રગતિ, આ વિકાસ તે શુ છે તે જાણવુ જ વિકટ છે

આ વિકાસમા બે તત્ત્વો છે, એક સામાજિક જીવનમા સુધારો, ને બીજુ, વ્યક્તિ જીવનમા સુધારો ગીઝો કહે છે,

"Wherever the external condition of man extends itself, vivifies, ameliorates itself, wherever the internal nature of man displays itself with lustre, with grandeur at these two signs and often despite, the profound *imperfection of the social state, mankind with* loud applause proclaims civilisation

માણસની બાહ્ય સ્થિતિ જ્યા વિસ્તાર પામે છે, ઉત્સાહમય બને છે, ને સુધરે છે, અને તેનુ અતરજીવન જ્યા પ્રકાશ ને ગાભીર્ય ગ્રહણ કરે છે, જ્યા ઉન્નતિના ચિહ્નો પણ દેખીતાજ છે આ પ્રમાણે ગીઝો સામાજિક પ્રગતિ ને વ્યક્તિની પ્રગતિ એ બને બાબતો ઉન્નતિને માટે અગત્યની દર્શાવે

છે, સમાજ ને વ્યક્તિ એ બન્ને બાબતો ઉન્નતિ માટે અગત્યની દર્શાવે છે, સમાજને વ્યક્તિ એ બન્નેમાં સુધારો આવશ્યક છે. "×

અત્યાર સુધી ઇતિહાસના ગ્રંથોમાં રાજકીય વસ્તુઓને પ્રાધાન્ય અપાતું હતું; તેમાં રાજાઓની વંશાવળી, લડાઇઓ અને સાલવારી વગેરે માહિતી મુખ્યત્વે ધ્યાન ખેંચતી હતી. એ ધોરણ નવી સદીમાં બદલાઈ ગયું છે; અને જે તે દેશનો ઇતિહાસ પ્રજા જીવનની દૃષ્ટિએ અવલોકવામાં આવે છે; તેમાંય હમણાં જાણીતા નવલકથાકાર મી. એચ. જી. વેલ્સે 'જગતનો રેખાત્મક ઇતિહાસ' વિજ્ઞાન અને સંસ્કૃતિની દૃષ્ટિએ આકર્ષક રીતે અને સચિત્ર—નકશા સહિત રજુ કર્યો છે અને તે ગ્રંથ સારો લોકાદર પામ્યો છે.

એ ગ્રંથ પ્રસિદ્ધ થયે હજુ પુરા પાંચ વર્ષ થયાં નથી, એટલામાં તેની લાખો પ્રતો ખપી ગઇ છે, અને એની સંખ્યાબંધ આવૃત્તિઓ પણ નિકળી છે.

આખું પુસ્તક બહુ મોટું છે, તેથી સામાન્ય જનતાને તેનો લાભ મળી શકે એ હેતુથી મૂળ લેખકે જ તેની સંક્ષેપ આવૃત્તિ તૈયાર કરી હતી; અને તે આવૃત્તિનો તરજુમો સોસાઇટીએ છપાવ્યો છે.

શ્રીયુત રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ જેઓ એક સારા શિક્ષક અને લેખક છે, એમણે તે તરજુમો કર્યો છે; અને એ ગ્રંથનો પરિચય કરાવતાં તેઓ લખે છે:—

"પોતાના પુસ્તકમા ગ્રંથકર્તાએ જગતની ઉત્પત્તિ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ સમજાવી છે. જગતના જુદા જુદા સમકાલીન રાજ્યો કેવી રીતે રચપાયા અને તેનો ઉદય અને અસ્ત કેવી રીતે થયો તે બરાબર વર્ણ-વીને કર્તાએ અમૂલ્ય માહિતી આપી છે. જગતના જુદા જુદા સમકાલીન ધર્મો, ધર્મ પ્રવર્તકો અને મહાપુરુષોના ટુંકા પણ સચોટ વર્ણનો આપી એ દેશની સામાજીક, ધાર્મિક અને રાજકીય ઉથલપાથલોને બરાબર સમજાવી, તેમણે આપણી આગળ જગતના ભાવી ઉત્કર્ષની રૂપરેખા આંકી બતાવી છે, કર્તા ધારે છે કે જગત આગળ વધે છે, ને વધશે, જગતમા ભ્રાતૃભાવ સર્વત્ર ફેલાશે, અને સર્વત્ર સલાહ, શાંતિ અને સુખ પ્રસરી રહેશે, એવી આશા રાખીને કર્તા વિરમે છે. કર્તાના પુસ્તકના વિચારોને જ આ અનુવાદ ગુર્જર ભાષામા કહે છે."

સોસાઇટીનાં પ્રકાશનોની નોંધ કરવામાં અમે વર્ણનાત્મક શૈલી ગ્રહણ કરેલી છે તેના ગુણદોષમા ઉતરવું અમારા માટે વાજબી પણ નથી, માત્ર માર્ગદર્શક થવાનો પ્રયત્ન કર્યો છે.

---

× યુરોપમાં સુધારાનો ઇતિહાસ, પૃ. ૧૨ થી ૧૪.

# પ્રકરણ ૪

## ભાઈશંકર નહાનાભાઈ

## ( સોસાઈટીના પ્રમુખ–સન ૧૯૧૩. થી. ૧૯૨૦ )

"अणुभ्यश्च महदश्च शास्त्रेभ्यः कुशलो नरः
सर्वत सारमादद्या पुष्पेभ्य इव षट्पदः"

તદ્દન ગરીબ સ્થિતિમાંથી પણ આપ હુંશિયારી, ખંત ઉદ્યોગ અને ઇમાનદારીથી જે પુરુષો મ્હોટાઇને પામ્યા છે અને જેમણે લોકમાં આબરૂ અને નામના મેળવ્યાં છે, તેમાં ભાઈશંકર નહાનાભાઇ સોલીસીટરનો સમાવેશ થાય છે.

અમદાવાદની નજદિક પૂર્વ દિશામાં ખારી નદીના કાંઠે આવેલા બુવાલડી ગામમાં ભાઈશંકરભાઈનો સં. ૧૯૦૧ ના શ્રાવણ શુદ દશમને બુધવારના રોજ જન્મ થયો હતો. તેઓ જાતે રાયકવાળ બ્રાહ્મણ હતા, જે જ્ઞાતિ તેની સંસ્કૃત વિદ્વતા માટે જાણીતી છે. ભાઈશંકરના દાદાના દાદા મકનજી ભટ્ટે કાશીમાં રહીને ૭ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, અને એમના કાકાશ્રી ઘનશ્યામ ભટ્ટ, જેમને ભાઈશંકરભાઈ બાપા કહીને સંબોધતા–સ્વર્ગસ્થ કિલાભાઇ, તે મેઘદૂત અને વિક્રમોર્વશીયના ભાષાન્તર કર્તાના પિતાશ્રી–પણ સારા સંસ્કૃતજ્ઞ હતા. અને તેમના પ્રોત્સાહનથી ભાઈશંકરભાઈ અમદાવાદમાં અભ્યાસ કરવા માટે આવી રહ્યા હતા. પણ એમના પિતાના શિરે કરજનો બોજો હતો તેથી સવારસાંજ વિદ્યાર્થીઓને ટ્યુશન આપીને તેમજ મિત્રોની સહાયતા મેળવીને હાઈસ્કુલમાં અભ્યાસ કરવા ભાઈશંકર શક્તિમાન થયા હતા, પણ અહિં પરીક્ષામાં નાપાસ થતાં, એમના શુભેચ્છક રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની ભલામણથી ઇન્કમટેક્ષ ખાતામાં તેમને પ્રથમ નોકરી મળી હતી, તે પછી તો એક ખાતામાંથી બીજા ખાતામાં, કોઈવાર ખાનગી પેઢીમાં તો બીજે વખતે બેન્કમાં કે રેલ્વેમાં, એમ ઉત્તરોત્તર આગળ વધતા અને દુનિયાદારીના કાંઈ કાંઈ અવનવા અનુભવ મેળવતા અને ઠોકર ખાતા તેઓ આખરે મુંબાઈમાં સોલીસીટરની પેઢી સ્થાપવાને ભાગ્યશાળી થયા હતા; જે પેઢીએ મુંબાઈમાં એક આગેવાન સોલીસીટરની પેઢી તરીકે પ્રતિષ્ઠા જમાવી હતી.

સોલીસીટરના ધંધામા લાંબુ જીવન વ્યતિત કર્યા પછી કેટલાક કૌટુંબિક અને સાંસારિક બનાવોને લઇને તેઓ પોતાના વતન અમદાવાદમા આવી વસ્યા, અને બાકીનું આયુષ્ય વાનપ્રસ્થ જીવન તરીકે ગાળવાનો નિશ્ચય કર્યો હતો. પણ જેમણે સતત પ્રવૃત્તિમય જીવન વ્યતિત કર્યું હોય અને રાત દિવસ કામ, કામ ને કામ કર્યું હોય તેઓ ભાગ્યેજ શાન્ત બેસી રહી શકે. એટલે એમણે શહેરની મ્યુનિસિપલ અને સાર્વજનિક પ્રવૃત્તિઓમા રસ લેવા માંડયો

સોસાઇટીના તેઓ આજીવન સભાસદ હતા અને સોસાઇટીના કાયદાના સલાહકાર તરીકે પણ હરિવલ્લભદાસ વીલ કેસમા અને ફકીરચંદ લોન પ્રકરણમા એમણે સોસાઇટીને સારી મદદ કરી હતી, અને યુવાવસ્થામા એમણે નાટકો પણ રચ્યા હતા, એ સાહિત્ય શોખને લઇને સોસાઇટી પ્રતિ એમને આકર્ષણ હતુ જ.

પરન્તુ એમની આસપાસના કેટલાક વિઘ્નસંતોષી અને આપમતલબી મનુષ્યોએ સોસાઇટીના ચાલુ કાર્યવાહકો વિરૂદ્ધ એમના કાન ભંભેરી મૂક્યા હતા, તેથી સોસાઇટીનુ તંત્ર એમણે હસ્તગત કર્યા પછી સોસાઇટીનુ વાતાવરણ શાન્ત અને સાહિત્ય પ્રવૃત્તિને અનુકૂળ અને સહાયભૂત થવુ જોઇએ તે રહ્યુ ન હતુ, અને તે કામ માટે એમને પુરતો અવકાશ પણ ન હતો

મહૂમ ઓન. સેક્રેટરી લાલશંકરના સમયમા સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક "સતીનુ સાહિત્ય" મા અમુક કોઈ વ્યક્તિની બદનક્ષી થયલી છે એ પ્રકારનો ભાઇશંકર તરફથી વાંધો લેવામા આવ્યો હતો પણ એ વાંધામા કાઇ મુદ્દો કે વજુદ ન હતા, એટલે કમિટીને તે સંબંધમા કાઇ પગલુ લેવુ આવશ્યક લાગ્યુ નહોતુ

પણ લાલશંકરના અવસાન બાદ રૂ ૧૦૦૦૦) ની રકમ જે કેળવણી કાર્યમા ખર્ચવાનું એમણે તેમના વિલમા જણાવ્યુ હતુ અને તે કારણે એ વિમાની પોલીસી પોતે સોસાઇટીના નામ પર ચઢાવેલી હતી તે પૈસા સોસાઇટીના માલિકીના છે, એ પ્રશ્નપર ભાઇશંકરભાઇએ પારકાની શિખવણીથી બીનજરૂરી ખટપટ ઉભી કરી હતી. પાછળથી તેનો સંતોષકારક તોડ કાઢવામા આવ્યો હતો પણ તે સમયથી સોસાયટીની કમિટીના સભ્યોના મન ઉદ્વિગ્ન રહેતા હતા

ભાઇશંકરે દુનીઆંની લીલી સુકી જોઇ હતી અને એમના ધંધાને અંગે જાતજાતના ધંધાદારીઓના સંસર્ગમાં એમને આવવાનું થતું. તેથી કોઇ કાર્યમાં અંતિમ દરજ્જે તેઓ જતા નહિ. રમણભાઇ માટે તેમને અંગત માન હતું, તેમ રમણભાઇનો સ્વભાવ એટલો બધો સરળ અને સૌજન્યભર્યો કે એ સમય દરમિયાન બન્ને વચ્ચે પક્ષાપક્ષ કે વિરોધ જેવું બહુ થોડું બન્યું હતું.

સોસાઇટીના પ્રમુખ તેઓ નીમાયા એ અરસામાં મુંબાઇમાં સ્પીસી ( Specie ) બેંક તુટી અને તેના લિકવિડેટર તરીકે ભાઇશંકરને નીમવામાં આવ્યા હતા. તેઓ વળી કેટલોક સમય અમદાવાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ પણ ચુંટાયા હતા.

બેન્કના કામના અંગે તેમને ઘણુંખરું મુબાઇમાં રહેવું પડતું અને મ્યુનિસિપલ મિટિંગ માટે ખાસ અમદાવાદ આવતા; અને તે દિવસે સોસાઇટીના સેક્રેટરીને મેનેજીંગ કમિટીની સભા રાખવાનું તેઓ જણાવતા.+

અને જ્યા સુધી તેઓ સોસાઇટીના પ્રમુખ રહ્યા ત્યાં સુધી એમની અનુજ્ઞાએ અને એમની સૂચનાનુસાર મેનેજીંગ કમિટીની સભા રાખવામાં આવતી હતી.

---

+ જુઓ એમનો એક પત્ર.

Sandhurst Road,
Dani Building,
BOMBAY, 2-2-1914.

My Dear Hiralal,

Will you please inform Rao Bahadur Ramanbhai that I shall be in Ahmedabad next Sunday and if there be any urgent work he may call the meeting of the Managing Committee on that day. I shall probably stay there on Monday but I am not sure.

Please ask Manilal to send me the draft Rules which I had given him to prepare as I wish to have them ready to place before a special meeting to be fixed here after of the Managing Committee.

Yours Sincerely,
Sd.- Bhaishankar.

જે કોઈ કાર્ય તેઓ ઉપાડતા, તેને પાર પાડે તેઓ છોડતા એવી એમની પ્રકૃતિ હતી પણ એ કાર્યમા તેઓ નિયમનુ પાલન કરવાનુ કદિ ચૂકતા નહિ અને શિષ્ટતાનું પણ ઉલ્લંઘન કરતા નહિ

નાઇએ એમને એમ સમજાવેલુ કે સોસાઈટીના ટ્રસ્ટ ફંડોનો વહીવટ બરાબર થતો નથી તેથી એક દિવસે તેઓ અચાનક ઓફીસમા આવી બેસા અને જે તે ખાતાની હકીકત પૂછવા માંડી, તેના વટતા ખુલાસા કરવામા આવ્યા પણ એટલેથી એમને સતોષ થયો નહિ, તેથી પોતાની સાથે સોસાઇટી હસ્તકના ટ્રસ્ટ ફંડોની છાપેલી ચોપડી ઘેર લઇ ગયા અને બીજે દિવસે એજ સમયે, રેગીસ્ટર માટે ખીક તૈયાર કરી હોય એવી રીતે સોસાઇટી હસ્તકના ૧૨૫ ટ્રસ્ટ ફડોનુ ક્રમવાર તારણ કાઢી લાવી આવ્યા હતા અને બધી વિગતો બારીકાઇથી તપાસી પોતાની ખાત્રી કરી હતી એમણે જોઈ લીધુ કે એમને જે કાઈ કહેવામા આવ્યુ હતુ તે તદ્દન પાયા વગર હતુ

તેઓ એવા કાર્યકુશળ કાર્યકર્તા હતા વિશ્વકોશ જેવુ મોટુ કાર્ય ઉપાડવાનુ તેમણે ધાર્યું હોય તો તે પાર પાડી શકત એવી નાણા ઉભા કરવાની તેમનામા જબરી તાકાત હતી પણ સારા મદદગારને અભાવે અને બે પાચ કામોમા ગુચાયલા રહેવાથી એમની શક્તિ છિન્નભિન્ન થઇ આવી વેડફાઈ જતી હતી

એક ઉદાહરણ નોંધીશુ –

સોસાઇટીના ધારા ધોરણમા કાઇક ફેરફાર કરવાનુ એમને જરૂરી લાગ્યુ અને એમનો સ્વભાવ એવો દઢ નિશ્ચયી તે વિચાર તરત અમલમા મૂકાવો જ જોઇએ ભાઇશંકરભાઇએ એ સુધારાનો ખરડો તૈયાર કરી અમને મોકલી આપ્યો અને સૂચવ્યુ કે સોસાઈટીના સર્વ આજીવન સભાસદોને તે અભિપ્રાય અર્થે સૂચના માટે મોકલી આપવો તે મંડયુવાર જે પરિશિષ્ટ ૧ મા આપ્યો છે તે મોકલવામા આશરે રૂ ૨૦૦ નુ ટપાલખર્ચ થયુ હતુ, તે એમણે ઉભરુ આપ્યુ હતુ

સામાન્ય સભાએ એમનો એ ખરડો નામંજુર કર્યો હતો એમણે ઇચ્છયુ હોત તો પ્રોક્ષીના જોરે તેઓ તે પાસ કરાવી શકત પણ તેઓ બધારણમા માનનારા હતા, એમ તે વખતે જણાયુ હતુ

એમની યુવાવસ્થામા સુધારાનો પ્રવાહ પૂરો જોશમા હતો અને તે સમે શેરમેનિયાના ઝપાટામા ઘણા પુરુષો આવી ગયા હતા પણ એ સર્વેમાથી ભાઈશકર બચ્યા હતા

આપણી તે કાળની સામાજિક સ્થિતિનુ વર્ણન એમણે જે નાટકો લખેલા છે, તેમાથી જોવા મળે છે

પણ અમને એમની "મારા અનુભવોની નોંધ" એ ચોપડી ખાસ ગમી છે તેમા ભાઇશિંકરભાઇએ જાત વિતકે વર્ણવેલા છે, અને જીવનમા પ્રવેશ કરનારને એ અનુભવ ને જ્ઞાન, ઉપયોગી, માર્ગદર્શક અને સહાયકર્તા થઇ પડશે એવુ અમારૂ નમ્રપણે માનવુ છે.

એમાનો પહેલો પ્રસંગ આપીશુ.—

" સવત ૧૯૧૨ની સાલમા મારી ૧૧ વર્ષની ઉમર પૂરી થતાં બારમા વર્ષની શરૂઆત થઇ ત્યારે । અમદાવાદથી પાચ ગાઉ દૂર મારા જન્મ સ્થાન ભુવાલડી નામના ગામમા ગુજરાતી નિશાળે અભ્યાસ કરી મારા પૂજ્ય કાકા ઘનસ્યામ ભટ્ટ કે જે મારા પિતાથી મોટા હોવાને લીધે હું બાપા કહેતો હતો, તેમની પાસેથી સધ્યા તથા શિવપૂજન આદિ થોડુંક ધર્મ સબધી જ્ઞાન મેળવી સરકારી નિશાળે અભ્યાસ કરવા અમદાવાદ આવ્યો. આ સમયે મારા કુટુબની દરિદ્ર અવસ્થા જોઈ મને વારંવાર ચિંતા થતી. તથા ઉદાસીનતા છવાઈ રહેતી એક સમયે તે સબધી ઉદ્‌ગાર મારી ઈચ્છા નહિ છતા પણ, રા. રા. લાલભાઇ રૂપરામ કે જે સુરત નોરમલ (ટ્રેનીંગ) સ્કુલમાથી પાસ થયલા મુખ્ય મહેતાજી હતા અને પાછળથી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની પદવીએ પહોચ્યા હતા, તેમના સાભળવામા આવતા તેમણે મને જે બોધ આપ્યો હતો તે મને અતિ ઉપયોગી લાગવાથી મેં નોંધી લીધો હતો. જેમ જેમ હું મોટો થઇ સસારની ઘટનામા પરોવાતો ગયો અને અનુભવ મેળવતો ગયો તેમ તેમ મને ખાત્રી થઇ કે, 'મારા મહેતાજીનો ઉપદેશ બહુ ઉપયોગી છે,' તે નીચે આપુ છું.

" ભાઈ ! તમે હજુ બાળક છો. દુનિયાનો અનુભવ લેવા હજુ ઘણી વાર છે. આપણી જે સમયે જેવી સ્થિતિ હોય તે સમયે તેવી સ્થિતિમા સતોષ માનવો એ આપણો પ્રથમ ધર્મ છે. પૂર્વ કર્મોનો વિચાર નહિ લેતા ઈશ્વરને દોષ આપવો એ ભૂલ છે. પૂર્વ કર્મોને જ સુખ દુઃખના કારણરૂપ જાણી સતોષ ધારનારને સુખ દુખના અનુભવના બળથી કેટલોક ઉપરામ મેળવવાની તક મળે છે દુઃખના સમયમા આપણા કરતા વધારે દુખવાળાઓને જોઈ, પોતાની સ્થીતિથી શોક નહિ ધરવો અને સુખના સમયમા આપણા કરતા વધારે સુખવાળાને જોઇ દર્પ નહિ ધરવો તમને તમારા

કુટુંબની દરિદ્રતાએજ અભ્યાસમાં લગાડયા છે, તેથી દરિદ્રતાને પણ તમારે એક જાતની ઉપકારક સમજવી જોઇએ. તમે તમારી સ્થિતિનો આટલી નાની અવસ્થાથી વિચાર કરવા શીખ્યા છો એ તમારી જીંદગીમાં તમે ઉન્નતિ પામશો તેનું શુભ ચિન્હ તમારે સમજવું. મારી પોતાની પૂર્વ સ્થીતિ તમારી હાલની સ્થીતિથી પણ ખરાબ હતી અને મારા મુરબ્બી ભોગીલાલ પ્રાણવલ્લભ કે જે હાલમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર છે, તેમને તો નગીયાં ઉપર દીવો મૂકી વાંચવું પડતું હતું; તો એ દાખલાઓ ઉપરથી સુખદુઃખની દશાઓને અસ્થીર સમજી દરિદ્રતાને અસ્થિર સમજી દરિદ્રતાનો શોક નહિ ધરો. 'ઈશ્વર જે કાંઈ કરે તે સારાને માટે હોય છે' એ કહેવતને ધ્યાનમાં રાખી ઇશ્વરનો પાડ માનવો, ઉદ્યમમાં મચ્યા રહેવું, પાપથી ડરવું અને નીતિથી વર્તવું એ સર્વથા ઉન્નતિજ છે. માટે તેમ વર્તો અને આવાં ગાડાં ગાંડા વિચાર છોડી દો."

નિવૃત્તિ માટે તેઓ તલસતા પણ એમની વ્યવસાયી પ્રકૃતિ એમને સદા રોકાયલા રાખતી; અને કામ ને દોડધામમાં શરીર અસ્વસ્થ થતાં તેઓ મહાબળેશ્વર હવાફેર માટે ગયા હતા. ત્યાં તા. ૬ ઠ્ઠી મે ૧૯૨૦ ના રોજ ભાઈશંકરભાઈનું અવસાન થયું હતુ.

એમના અવસાનની નોંધ લેતા સોસાઈટીની સામાન્ય સભાએ નીચે મુજબ ઠરાવ પસાર કર્યો હતોઃ

"આ સભા તેઓના મૃત્યુની ઉંડા ખેદ સાથે નોંધ લે છે. તેઓ એક સમર્થ પુરૂષ હતા, અને સોસાઈટીની તેમણે સંગીન સેવા બજાવેલી છે. તેમના અવસાનથી સોસાઈટીને એક બાહોશ કાર્યવાહકની ખોટ પડી છે. આ ઠરાવની નકલ તેમના કુટુંબને મોકલી આપવી."•

---

મારા અનુભવની નોંધ પૃ૪. • બુદ્ધિપ્રકાશ સન ૧૯૨૦, જુલાઇ,

# પરિશિષ્ટ ૧

મુંબઈ તા ૨ ૮ જુન ૧૯૧૪

**શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના માનવંત લાઇફ મેમ્બરો જોગ.**

વિ વિ સાથે આપને લખી જણાવવાની કે, આપની તરફના વિશેષ મતે આપે મને ગયા જુન માસમાં આપની સોસાઇટીને પ્રમુખ નિમ્યો હતો, તેની મુદત આ માસની આખરે પૂરી થાય છે અને આપની જનરલ સભા તા ૨૮ મી જૂન, સોમવારે મેળાવવાનું નક્કી કર્યુ છે, તેની રીતસર પત્રિકા આપને મળશે દરમિયાન આપનામાથી જેઓ તે વખતે જાતે હાજર ના થઈ શકે, તેમની જાણને માટે હું નીચે લખેલી સૂચનાઓ મોકલાવુ છુ આ પત્રમા જે જે બાબત ઉપર આપના અભિપ્રાયની હું અભિલાષા રાખુ છુ તે સામે ખરી જગો રાખી છે તેમા તે બાબતના પ્રત્યુત્તર લખી જણાવવાની કૃપા કરી મને ઉપકૃત કરશો કારણ કે જે સૂચનાઓ કરી છે, તે જો આપને પસંદ પડે તો તે સબંધી સોસાઇટી ઠરાવ કરે, એવી દરખાસ્ત કરવાનો મારો વિચાર છે તેમા આપની સૂચનાઓ અત્યંત મદદ કરતા થઇ પડે અને તેમ કરવા હુ શક્તિમાન થઈ શકુ તે માટે જો આપને યોગ્ય લાગે તો આ સાથેના પ્રોક્સીપત્ર ઉપર આપ આપની સહી કરી તથા એક આસામીની સાક્ષી કરાવી તે મારા તરફ આ સાથે મોકલેલા બીડામા પાછી મોકલવા તસદી લેશો

1. મારી પ્રથમ સૂચના તો એ છે, આપણી સંસ્થાની વ્યવસ્થા ઓનરરી સેક્રેટરીની મારફત થાય છે અને તેને મદદ કરવાને એક વ્યવસ્થાપક કમિટી નીમાય છે તે નીમણુક માત્ર એક જ વર્ષ માટે થાય છે, તેને બદલે અમુક મુદત માટે, એટલે ત્રણ કે પાચ વર્ષને માટે કરવામા આવે તો તેમણે આરંભેલા કામ તેઓ પૂરા કરી શકે, એવી મારી સૂચના છે અને તે બાબત રજુ કરતા અગાઉ આપનો અભિપ્રાય જાણવાની આવશ્યકતા છે
2. આપણી સોસાઇટીનુ ફંડ જોઇએ તેટલુ વધવા માડયુ છે અને હજુ વધે જશે એમા શક નથી, તેમ આપણી સોસાઇટીને ખાનગીને લગતા ઘણા ફંડોનો વહિવટ કરવાની ઉપરાંત દિનપર દિન થતી જાય છે તેથી તેને માટે કાયમના ટ્રસ્ટીઓ નિમવાની બહુ આવશ્યકતા લાગે છે કારણ કે જ્યા સુધી તેવા ખાસ ટ્રસ્ટીઓ આપણા તરફથી નિમાય નહીં, ત્યા સુધી કાયદા પ્રમાણે વખતે વખતે જે વ્યવસ્થાપક

કમીટીના સભાસદો નિમાય તેઓ ટ્રસ્ટી ગણાય અને તેમની ફેરબદલી દર વર્ષે થાય છે, માટે તે સંબંધમાં મારી સૂચના એવી છે કે ધી ઓનરેબલ સરદાર સર ચિનુભાઇ માધવલાલ રણછોડલાલ બારોનેટ સી. આઇ. ઈ. અને શેઠ અંબાલાલ સારાભાઈ તથા ધી ઓનરેબલ રાવ બહાદુર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. એમની ટ્રસ્ટીઓ તરીકે નિમણૂક કરી અને એમને એવી સૂચના કરવી કે તમામ ફંડ મુબાઇ બેન્કમાં અથવા વખતે વખતે જે બેન્કમાં સરકારી તીજોરી રહે તે બેન્કમાં અનામત રાખી તેનું વ્યાજ વસુલ કરવા તે બેન્કના અધિકારીને પાવર ઑફ ઍટર્નો આપી વ્યાજ વસુલ કરાવરાવી તે વ્યાજ આપણી સોસાઇટીના વખતે વખતે જે સેક્રેટરી હોય તેના ચાલુ ખાતામાં જમા કરાવવું, કે જેથી જ્યારે સોસાઇટીના કામ માટે તે રકમ જોઈએ ત્યારે ઓનરરી સેક્રેટરી ચેક લખી તે મંગાવી શકે અને સેક્રેટરી સાહેબને ખાસ ભલામણ કરવી કે જે ફંડનું વ્યાજ તુરત ઉપયોગમા લેવાય તેમ ના હોય, તે સંયોગ બેન્કમા પોતાને નામે જમા કરાવી તેનું વ્યાજ ઉપજાવવું.

૩ લાઈફ મેમ્બર થનાર પાસેથી રૂ ૫૦ લેવાય છે, તેમાં કંઇક વધારો કરવો, કારણ કે સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થના પુસ્તકો તેમને રૂ. ૧) ની કીંમત સુધીના મફત મોકલવામા આવે છે તેથી સોસાઇટીને ઘણો ખરચ થાય છે. મારો અભિપ્રાય એવો છે કે હાલ તુરત રૂ. ૧૦૦) ની કરવી. બાનુઓ પાસેથી તેમજ મહેતાજીઓ અને લાયબ્રેરીઓ પાસેથી જે લવાજમ લેવાય છે તે થોડું છે, તો પણ તેમને ઉત્તેજન આપવું એ જરૂરનું છે, માટે તેમા તો કશો ફેરફારો કરવા હાલ વિચાર નથી. આ બાબત આપનો અભિપ્રાય જાણવાની અવસ્ય જરૂર છે,

છેવટ સોસાઇટીની સભામા આપની તરફ મત આપવા માટે પ્રોક્સી-પત્ર મોકલ્યુ છે, તે ઉપરથી આપની સૂચનાને અનુસરી વોટ આપવામા આવશે, એ વિશે આપને ખાતરી આપવા જરૂર જેવો નથી. કમીટીની નિમણૂક બાબતમા પણ આપનાજ અભિપ્રાયને અનુમોદન આપવું એવો મારો નિશ્ચય છે, માટે હાલની કમીટીના સભાસદોના નામની ટીપ નીચે આપી છે તેના સામે આપ આપની ઇનિશિયલ અથવા × નીશાની કરવા તસ્દી લેશો. કમીટીમાં વધુમા વધુ ૧૫ ની સંખ્યા રખાય છે, માટે તે

રીપમાં ફેરફાર કરી બીજા કોઈ ગૃહસ્થનું નામ આપ સુચવશો તો તેને માટે પણ હું ખુશીની સાથે આપની તરફથી મત આપીશ.

## હાલની કમિટીનાં મેમ્બરોનાં નામ

પ્રમુખ

રા. રા. ભાઉશંકર નાનાભાઈ

ઓનરરી સેક્રેટરી

ધી ઓનરેબલ રાવ બહાદુર રમણભાઈ મહીપતરામ નીલકંઠ

મેમ્બરોનાં નામ

ધી ઓનરેબલ સરદાર સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ બેરોનેટ

- દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેશાઈ

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદી (એમણે પેનશન લેઈને સુરતમાં રહેવા વિચાર રાખવાથી રાજીનામું આપ્યું છે.)

પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

રાવબહાદુર જેઠાલાલ વરજભાઈ

રા. રા. દલસુખરામ હરગોવનદાસ સાહેબા

રા. રા. બાપુજી જગન્નાથ

રા. રા. રેવાશંકર અંબારામ

રા. રા. મુલચંદ આશારામ શાહ

રા. રા. નવલશંકર નૃસિંહપ્રસાદ

ડાકટર મણિલાલ ગંગાદાસ

મી. ખુરાવુદ્દીન અબ્દુલ્લામીયાં

છેવટમા મારી એટલી જ ભલામણ છે કે, ધી આનરેબલ રાવ બહાદુર રણછોડભાઈ મહીપતરામ નીલકંઠે એટલો બધો સંતોષ આપ્યો છે, કે, તેમને હમેશના ઓનરરી સેક્રેટરી નિમાયલા જોવાથી હું ઘણો ખુશી થઈશ.

લી સેવક,

ભાઉશંકર નાનાભાઈના

સવિનય પ્રણામ.

## પ્રાચીન કાવ્યનું પ્રકાશન

"The mission which poets and philosophers feel within their heart, is to take their countrymen a step forward,—a step in the line of progress and not a leap from one age to another x x x and judging by this standerd what native of Gujarat will not say that this poets have not made a gift of higher loves and cares to the countrymen ? x x x But for these poets the people of Gujarat would have long since been turned into decayed and shrinken things, and if there is life left in them, the life-drops have been supplied by the poets. The poets have in fact wielded their power among the masses in the province and enriched at a time when there were no educationalists in the land, and it is upon the bases of the society as saved or raised by them that modern educationalists and writers have to construct their superstructure if they ever think of reaching the otherwise unwieldy masses

"The Classical poets of Gujarat." p 78–79,
(G. M. TRIPATHI.)

પ્રાચીન કાવ્યોના સંશોધન અને પ્રકાશન સારૂ સોસાઈટીને કવીશ્વર દલપતરામ સ્મારક ફંડ મળેલું છે અને તેના વ્યાજની સારી રકમ જમે થયે મેનેજીંગ કમિટીએ પ્રેમાનંદ રચિત નળાખ્યાન અને સુભદ્રાહરણ એ બે પ્રસિદ્ધ કાવ્યોનું સ્વતંત્ર સંશોધન કરાવી તે એ ફંડમાંથી છપાવવાનો નિર્ણય કર્યો હતો. નળાખ્યાનનું આખ્યાન વડોદરાના સાક્ષર ન્યાયાધીશ દામુભાઈ ડાહ્યાભાઈ–જેમણે અગાઉ એ કાવ્યોનો કેટલોક ભાગ, શ્રીયુત છગનલાલ હરિદાસ મોદીની સાથે સટીક સંપાદન કર્યો હતો તેમને અને સુભદ્રાહરણનું કાવ્ય, શ્રીયુત અંબાલાલ બુલાખીરામ જાની–જેઓ ગુજરાતી સાપ્તાહિકના ઉપતંત્રી અને પ્રાચીન કાવ્ય સાહિત્યના મર્મિક અભ્યાસી ને

સોંપાયા હતા. એ પૈકી "સુભદ્રા હરણ" તૈયાર થઈ આવ્યું, તે સન ૧૯૧૯ માં સોસાઇટીએ છપાવ્યું હતું, અને નળાખ્યાનનું પડી રહેલું કામ, પ્રાચીન કાવ્ય સંશોધન માટે પંકાયલા શ્રીયુત મંજુલાલ મજમુદારને પછીથી સોંપવામાં આવેલું છે.

પ્રાચીન કાવ્ય સાહિત્યનો વાચક અને અભ્યાસી જોઈ શકશે કે શ્રીયુત અંબાલાલ જાનીએ સુભદ્રાહરણનું સંપાદન કાર્ય બહુ કાળજીપૂર્વક અને શાસ્ત્રીય ધોરણે કરેલું છે, અને એ આવૃત્તિનું વિશેષ આકર્ષણ એ છે કે સંપાદકે એક વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખીને તેમાં પ્રેમાનંદના પ્રશ્નને વિગતવાર ચર્ચ્યો છે, અને ટુંક સમયમાં તેની પહેલી આવૃત્તિ ખપી જતાં લેખકે તેની બીજી આવૃત્તિ પોતા થકી કહાડવા પરવાનગી માગી હતી તે સોસાઇટીએ તેમને બક્ષી હતી.

શ્રીયુત હિંમતલાલ અંજારિયાએ "કાવ્ય માધુર્ય" એડિટ કરીને નવી કવિતાનો ગુજરાતી જનતાને સારી રીતે પરિચય કરાવ્યો હતો, પણ નવી અને જુની કવિતાનો સંગ્રહ વાચક વર્ગને સુલભ થાય એ હેતુથી સોસાઇટીએ ઇંગ્રેજીમાં મેક સંપાદિત ૧૦૦૧ કાવ્ય રત્નોનું પુસ્તક છે એ ઢબનું નવીન પદ્ય સંગ્રહ—અને એ ધોરણે ગદ્યસંગ્રહ પણ તૈયાર કરાવવાનો નિર્ણય કર્યો અને તેમાંનું પદ્ય સંગ્રહનું સંપાદન કાર્ય, એના એડિટિંગ કાર્ય માટે જાણીતા થયલા ભાઇશ્રી હિંમતલાલ અંજારિયાને, અને ગદ્ય સંગ્રહનું સંપાદન કામ નડિયાદ નિવાસી પણ સારાય ગુજરાતના પરિચયવાળા, કુશળ લેખક અને કવિ શ્રીયુત ચંદ્રશંકર પંડ્યાને, સોંપાયા હતા.

શ્રીયુત ચંદ્રશંકર ઉપર જણાવેલું ગદ્ય પુસ્તક, એમની અસ્વસ્થ તબીયતને લઇને તૈયાર કરી શક્યા નથી, અને તે પછી શ્રીયુત વિશ્વનાથ ભટ્ટે એ વિષયને હાથમાં લઇને 'ગદ્ય નવનીત' એ નામનું એક પુસ્તક ગુજરાતી જનતાને આપેલું છે, તે એ પ્રકારના ગદ્ય સંગ્રહોમાં પ્રથમ સ્થાન લે છે.

સન ૧૯૨૧ માં પદ્યસંગ્રહ—નવી જુની કવિતાનો સંગ્રહ—છપાયો હતો અને તે એકદમ લોકપ્રિય નિવડી, શાળા પાઠશાળાઓમાં તે પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે નિયત થયું હતું અને હજુ તે સર્વત્ર વંચાય છે એ તેની અન્ય એવા સંગ્રહોની સરખામણીમાં સર્વોપરિતા દર્શાવે છે.

સોસાઇટીના પ્રમુખ તરીકે દી. બા. કેશવલાલભાઈની સન ૧૯૨૦ના જુન માસમાં નિમણુંક થઈ, તે પછીથી એમ કહી શકાય કે પ્રાચીન ગ્રન્થના પ્રકાશન કાર્યને સોસાઇટી તરફથી ખાસ ઉત્તેજન મળેલું છે.

ગુજરાતી કોશની નવી આવૃત્તિ થવાની જરૂર હતી અને તેની સુધારણાનું અને સંપાદનનું કાર્ય ઉપાડી લેવા કમિટીએ દી. બા. કેશવલાલભાઇને વિનંતિ કરતા, કેટલીક અનુકૂળતા મળે, તેઓએ તે માટે ખુશી દર્શાવી હતી.

પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્કાવ્યદોહનના આઠ ભાગો પ્રકટ થયા ત્યારે એમના કાવ્યોની પ્રતો જુજ્જવજ મળેલી હતી. તે પછી નવી પ્રતો સંખ્યાબંધ હાથ લાગી હતી, તેમજ એ છાપેલાં પુસ્તકોની પ્રતો પણ બજારમાં વેચાતી મળતી નહોતી.

દરમિયાન સોસાઇટીમા જુની હાથપ્રતોના એક સારો સંગ્રહ ભેગો થયો હતો અને તેનો કોઈ રીતે ઉપયોગ થાય એમ એ વસ્તુમાં રસ લેનારા સૌ ઇચ્છતા હતા.

કોશના સંપાદનકાર્ય અર્થે પ્રથમ કોશમા નહિ સંગ્રહાયલા એવા નવા શબ્દો એકઠા કરવાનુ કામ શરૂ કરવામા આવ્યું, તેના અંગે જુનાં કાવ્યો ફરી વાચી જવાનું નક્કી કર્યું તે સાથે એ વિચાર દૃઢ થયો કે ભેગાભેગુ એ કાવ્યની શુદ્ધ પ્રત પણ તૈયાર કરાવવી, જે સાનુકૂળ સંજોગ આવી મળતાં પ્રસિદ્ધ કરી શકાય.

એ અરસામા દી. બા. કેશવલાલભાઇ કોલેજમાં ગુજરાતીના અધ્યાપક નિમાયા હતા.

યુનિવરસિટીની બી. એ. ની પરીક્ષામા ગુજરાતીના વિષયને દાખલ કર્યા પછી પાઠ્ય પુસ્તકોની પસંદગીમાં કેટલીક મુસ્કેલી નડતી હતી અને અને પ્રિવિયસ. ઇન્ટર અને બી. એ. ઓનર્સમાં એ વિષય લેવાતા, તે મુસ્કેલી વધુ નડવા ભીતિ હતી.

યુનિવર્સિટી તરફથી બી. એ. અને એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી પુસ્તકોની પસંદગી અમુક ધોરણે થવા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને ગુજરાત સાહિત્ય સભાએ દી. બા. કેશવલાલભાઇની સૂચનાથી, એક પત્ર યુનિવર્સિટી રજીસ્ટ્રારને મોકલી આપ્યો હતો; એટલુંજ નહિ પણ સર ચીમનલાલ-મુબાઈ યુનિવર્સિટીના ચાનસેલર-કોઈ કામ પ્રસંગ અમદાવાદમાં આવેલા તેમની ડેપ્યુટેશનમા મુલાકાત લઇને તે સંબંધી ઘટતી સગવડ કરી આપવાને એમને વિનંતિ કરી હતી.

એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતીને સ્થાન અપાયું ત્યારથી એ વિષયના પરીક્ષક તરીકે દી. બા. કેશવલાલ નિમાતા હતા અને એમની એ પાઠ્યપુસ્તકો સંબંધીની સૂચનાઓ જેમ વ્યવહારૂ તેમ અહત્વની હતી.

ગુજરાતીમાં પાઠ્ય પુસ્તકની મુશ્કેલી આજે પણ માલુમ પડે છે પણ તે બની શકે તેટલે અંશે દૂર કરવા દિ. બા. કેશવલાલભાઈની પ્રેરણાથી સોસાઇટીએ પ્રાચીન કાવ્યનું સંશોધન અને પ્રકાશન કાર્ય, તે પછી તુરત ઉપાડી લીધું હતું અને તેનાં પરિણામે સોસાઈટી આજદીન સુધીમાં આઠેક પ્રાચીન કાવ્યનાં પુસ્તકો પ્રસિદ્ધ કરી શકી છે.

આ સંબંધમાં એ વખતે બુદ્ધિપ્રકાશમાં અમે નીચે મુજબ નોંધ લખી હતીઃ—

" મુંબઈ યુનિવર્સિટીએ બી. એ. ની પરીક્ષામાં, એમ. એ. ની જેમ ગુજરાતીને સ્થાન આપ્યું છે અને એમ આશા પડે છે કે રફતે રફતે ઇન્ટરમીડીએટ અને ફર્સ્ટ ઇયર ઇન આર્ટ્સ, એ બે પરીક્ષાઓમાં પણ તે વિષય દાખલ થઇ જશે, એટલે કે કોલેજની શરૂઆતથી માંડીને એમ. એ., પર્યંત ગુજરાતી ભાષાનો ક્રમસર (*graded*) અભ્યાસ કરવાની વિદ્યાર્થીઓને સુગમતા પ્રાપ્ત થશે પણ તે સાથે કોલેજ પરીક્ષાને યોગ્ય પાઠ્ય પુસ્તકો ક્યા છે એ પ્રશ્ન આપણી સંમુખ ખડો થાય છેઃ સિવાય જે પુસ્તકો દાખલ થઇ શકે એવાં છે, તેની નકલો દુષ્પ્રાપ્ય હોય છે, અગર તો તે કાવ્યગ્રંથોનું પદ્ધતિસર સંશોધન થયલું હોતું નથી. અભ્યાસના અને વિદ્યાર્થીના દૃષ્ટિબિન્દુથી આ આખો પ્રશ્ન વિગતમાં વિચારવાની જરૂર છે. સોસાઇટીની વ્યવસ્થાપક કમિટીએ આ પ્રશ્નને જુદી દૃષ્ટિએ વિચારતાં જોયું કે પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્ કાવ્યદોહનના ગ્રંથો પ્રસિદ્ધ થયે ઘણો વખત થઇ ગયો છે; અને તે પછી કેટલાંક નવાં કાવ્ય પુસ્તકો હાથ લાગ્યાં છે. અને કેટલાક જુનાં કાવ્યોની નવી પ્રતો પણ પ્રાપ્ત થઈ છે. પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથો તો હાલમાં મળી શકતા નથી. અને બૃહત્‌કાવ્યદોહનનું પુસ્તક અભ્યાસ માટે નિર્ણિત થવા જોઇએ તેવું વ્યવસ્થિત અને સંકલિત નથી. તેથી નરસિંહ મહેતાથી માંડી દલપતરામ પર્યંતના મુખ્ય અને પ્રચલિત કવિઓના જાણીતા ગ્રંથોનું નવેસર સંશોધન થઈ કવિ જીવન અને નોટસ સાથે તે તૈયાર થવાની જરૂર છે. એ રીતે નવેસર તે કામ ઉપાડી લેવાથી પ્રાચીન ગુજરાતી કાવ્ય સાહિત્યનું સમગ્ર રીતે અને ક્રમસર દિગ્દર્શન કરાવી શકાશે અને વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો માટે જે કાંઇ અગવડ છે તે આ પ્રવૃત્તિથી થોડે ઘણે અંશે દૂર થવા સંભવ છે."

---

બુદ્ધિપ્રકાશ, જાનુઆરી સન ૧૯૨૨–પૃ ૨૩, ૨૪.

પ્રસ્તુત યોજનાનું પહેલું પુસ્તક 'નરસૈં મહેતાનું આખ્યાન' એ નામનું બહાર પડ્યું હતું. બૃહત્કાવ્ય દોહન ભા. ૮ માં નરસૈંનું ચરિત્ર વિશ્વનાથ કવિના નામે છપાયું હતું પણ અમને જે હાથપ્રત હાથ લાગી તે તપાસતાં જણાયું હતું કે નરસૈંના જીવનના પ્રસંગો, જુદા જુદા કવિઓના લખેલા, કોઈ અજ્ઞાત કવિએ સળંગ રીતે ગૂંથ્યા હતા અને તેમાં વિશ્વનાથ જાનીનું મોસાળું પણ આપેલું હતું. એ પુસ્તકનું કર્તૃત્વ વિશ્વનાથને આરોપિત થતું હતું તે બરાબર નહોતું.



નરસૈં મહેતાનાં આખ્યાનની હાથપ્રતનું એક પૃષ્ઠ.

નરસૈંના જીવન પ્રસંગો જાણવાને આ કાવ્ય જેમ ઉપયોગી હતું તેમ પ્રાચીન સાહિત્યની દૃષ્ટિએ પણ તેનું મૂલ્ય હતું.

બીજું પુસ્તક પંદરમા સૈકાના ગુર્જર કાવ્યોનો સંગ્રહ એ નામનું હતું. એનું સંપાદન કાર્ય દી. બા. કેશવલાલભાઈએ કર્યું હતું. એમાંના કેટલાંક કાવ્યો રણમલ છંદ, વસન્તવિલાસ, સીતાહરણ વગેરેની મહત્તા પ્રતિ એમણે પ્રથમ ધ્યાન દોર્યું હતું અને જુની ગુજરાતીમાં એ કાવ્યો એમના હસ્તે, એડિટ થયાં, એ પ્રાચીન સાહિત્યના અભ્યાસની દ્રષ્ટિએ યોગ્ય થયું છે અને એ વિષયના અભ્યાસીને તે બહુ મૂલ્યવાન જણાશે. માત્ર એક ઉણપ તેમાં રહી જવા પામી છે અને તે માર્ગદર્શક નોટસની અને કઠિન શબ્દોના કોશની છે.

ભીમરચિત હરિલીલાની હાથપ્રત મૂળ કાવ્ય સં. ૧૫૪૦ માં રચાયાં પછી ત્રીસમા વર્ષે નકલ થયલી સોસાઇટીના સંગ્રહમાં હતી અને એ કાવ્ય બી. એ., ની પરીક્ષામાં અભ્યાસ માટે મુકરર પણ થયું હતું. ભાષાની દ્રષ્ટિએ તેમ વિષય પરત્વે એનું પ્રકાશન અગત્યનું હતું.

ઉપર અમે જણાવ્યું છે કે શ્રીયુત અંબાલાલ જાનીનો આપણા પ્રાચીન કાવ્ય સાહિત્યનો અભ્યાસ બહુ સારો તેમ વ્યાપક છે અને હરિલીલાનું સંપાદન કાર્ય એજ વિદ્વાનને સુપ્રત થયું હતું એમણે એકલી ટેક્ષ્ટજ સારી રીતે સંશોધન કરીને સંતોષ માન્યો નથી પણ તેના અભ્યાસીને ઉપકારક થાય એવા મહત્વનાં માર્ગદર્શક ટીપ્પણો પણ લંબાણથી નોંધ્યા છે અને તેમા ખાસ આદરણીય અંગ તો એ કાવ્યના અંગે એમણે ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રચાર વિષે ઐતિહાસિક ઉપોદ્ઘાત લખ્યો છે, તે છે. પ્રાચીન કાવ્ય સાહિત્યનો અને ગુજરાતમા વૈષ્ણવ સંપ્રદાયનો ઇતિહાસ જાણવા ઇચ્છનાર વાંચકે તે અવશ્ય વાંચવો જોઇએ; તે નિબંધ એવો માહિતીપૂર્ણ અને વિદ્વત્તાભર્યો છે.

સોળમા સૈકાના કવિઓનાં આખ્યાનોની સળંગ યાદી તૈયાર કરતાં તે બહુ મોટી થઈ ગઈ, અને પંદરમા સૈકાનાં કાવ્યોની પેઠે એક ગ્રંથમાં તેનો સમાવેશ થઇ શકશે નહિ એમ લાગ્યું તે વાટી લક્ષપૂર્વક તપાસતાં એકજ વિષય પર જુદા જુદા કવિઓએ રચેલું કાવ્ય તુલનાત્મક અભ્યાસની દ્રષ્ટિએ વધારે આકર્ષક થઇ પડશે એ ઉદ્દેશથી ત્રણ કવિઓનું રચિત જાલંધર આખ્યાન એકજ સંગ્રહમાં સંપાદિત કરવાનો નિશ્ચય કર્યો અને એ શુમનું જેમનું જ્ઞાન બારીક તેમ બહોળું છે, એવા કવિ ભાલણના ખાસ અભ્યાસી શ્રીયુત રામલાલ મોદીને એ કાવ્યનું સંપાદન કામ સોંપ્યું હતું. એ કાવ્યની ટેક્ષ્ટ શ્રીયુત મોદીએ કાળજીપૂર્વક તૈયાર કરેલી છે, અને તે

કાવ્યની ઐતિહાસિક પદ્ધતિએ સમાલોચના કરી એ આવૃત્તિનું મૂલ્ય બહુ વધાર્યું છે. એ સંપાદન કાર્યથી સંતોષ પામીને આપણા એક પ્રતિષ્ઠિત સાક્ષરશ્રી બળવંતરાય ઠાકોરે જે અભિપ્રાય આપ્યો છે તે અહીં ઉતારો બસ થશે:—



વસંતવિલાસનું એક પૃષ્ઠ

"રા રા રામલાલ મોદીએ બહુજ સારો અભ્યાસ કરીને આ પુસ્તક તૈયાર કર્યું છે પ્રતોનો સંગ્રહ અને પાઠભેદોની નોંધ અને કવિઓની હકીકત વગેરેનું એમનું લખાણ આજ લગીના ગુજરાતના વિદ્વાનોએ એવા વિષય ઉપર કરેલા લખાણોમાં ઉત્તમ પ્રતિનું લાગે છે અને તેમાં વિષ્ણુદાસ વિષે એમણે કરેલી ચર્ચા ઉપરથી એ કવિ પ્રથમ પંક્તીનાર ગુજરાતીના શોધક વિદ્વાનોનું પુરેપુરૂ ધ્યાન ખેંચવા સમર્થ થઈ જશે એવી આશા રાખુ છુ સોસાઈટીદ્વારા પ્રકટ થતા સંશોધિત સાહિત્યમાં આ પુસ્તક જરૂર ઉંચુ સ્થાન લેશે "

નડિયાદનિવાસી રત્નદાસ નામના કવિએ હરિશ્ચંદ્રાખ્યાન નામનુ કાવ્ય લખેલું છે અને તે છપાયુ હતુ પ્રેમાનંદના જીવન વિષે એ કાવ્યમાંથી અલૌકિક કિંમતી માહિતી પ્રાપ્ત થાય છે, તે કારણે દી બા શંકરલાલભાઈને તેનુ પુનપ્રકાશન જરૂરનુ જણાયુ અને તેના સંપાદન પાછળ ભારે જહેમત ઉઠાવીને એની શુદ્ધ પ્રત એમણે તૈયારી કરી આપી, તે સોસાઇટીએ છપાવી હતી પણ એ પ્રકાશનનું મહત્ત્વ તેમાં "પ્રકાશના પરામર્શ" એ શીર્ષક હેઠળ સંપાદકે જે વિચારણીય પ્રસ્તાવના લખેલી છે, તેમાં રહેલુ છે, અને પ્રેમાનંદના અભ્યાસીને તે વિશેષ ઉપયોગી થશે

ગુજરાતનો કે તો કવિ-પ્રાચીનોમાં દયારામ છે અને ગુજરાતી જનતામાં તેની લોકપ્રિયતા હજુ કાયમ છે ગુજરાતીમાં વલ્લભી સંપ્રદાયનુ વૈષ્ણવી સાહિત્ય ઉતારવાનો કોઈ ગુજરાતી કવિએ પ્રયત્ન કર્યો હોય તેમાં અગ્રસ્થાને કવિ દયારામ બીરાજે છે, અને વલ્લભ સંપ્રદાયના સિદ્ધાંતોનુ પદ્ધતિસર નિરૂપણ એમના 'રસિક વલ્લભ' કાવ્યમાં મળી આવે છે એ પુસ્તક એમ એ, ની પરીક્ષામાં પ્રથમ વંચાતુ હતુ, અને પરીક્ષક તરીકે ગોવર્ધનરામભાઈનું એ પ્રતિ લક્ષ જતાં એમણે "દયારામનો અક્ષરદેહ" એ નામક એક વિદ્વત્તાપૂર્ણ નિબંધ એ કાવ્ય પર લખ્યો હતો

'રસિક વલ્લભ' એ કાવ્ય પ્રાચીન કાવ્યમાળામાં પ્રસિદ્ધ થયુ હતું પણ તેની પ્રતો મળતી નહોતી કવિની પ્રતપરથી એમના કોઇ શિષ્યે નકલ કરેલી પ્રત પ્રસંગવશાત દી બા કેશવલાલના જોવામાં આવી દી બા કેશવલાલભાઇનો દયારામ વિષેનો અભ્યાસ કેટલો ઉંડો છે તે એમણે મુંબઇમાં શ્રી ફાર્બસ સભાના આશ્રય નીચે કવિ દયારામ વિષે જે વ્યાખ્યાન આપ્યુ હતું તે વ ચતા

---

• લાલ ધર આખ્યાન-પૃ ૨

માલુમ પડશે એમની સૂચનાથી રસિકવલ્લભનું નવેસર સંપાદન કરાવવાનું અને તે કામ વૈષ્ણવી નવમ સંપ્રદાય સાહિત્યના ખાસ અભ્યાસી અને પ્રખર વિદ્વાન પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહને આપવાનો નિર્ણય થયો

નળવર આખ્યાનનું છેલ્લું પૃષ્ઠ.

એમણે તે કાર્ય બહુ ઉત્સાહથી સ્વીકાર્યું અને કવિ દયારામ વિષે એ આવૃત્તિમાં લંબાણથી એક લેખ લખીને એ પુસ્તકના અભ્યાસીને મદદગાર થઈ પડે એવી પુષ્કળ વાચન સામગ્રી એમણે પૂરી પાડેલી છે, તે બદલ સંપાદકને ખરેખર ધન્યવાદ ઘટે છે.

ગુજરાતી પ્રાચીન કવિઓમાં અખાનું નામ જેમ જાણીતું તેમ મોખરે છે, પણ એની કવિતાના વિષયની કઠિનતાને લઇને અને અજ્ઞાન લહીઆઓએ ઉતારેલી ભ્રષ્ટ પ્રતોના કારણે એ કવિના સમજવાનું અઘરૂં થઈ પડે છે, અને તેથી ઘણા વાચકો તેનું વાચન અધુરૂંજ મૂકી દે છે.

આ અડચણ ટાળવાને, અને કેશવલાલભાઈ, ગુજરાતીના અધ્યાપક તરીકે કોલેજમાં એજ વિષયને શિખવતા હતા તેથી પણ, અખાના જાણીતા કાવ્યોનો સંગ્રહ, દી બા નર્મદાશંકરભાઈ—જેઓ વેદાંતના વિષયમાં પારંગત છે, અને થોડાક સમય પર એમણે અખા વિષે કમળાશંકર સ્મારક વ્યાખ્યાન સુરતમાં આપ્યું હતું,—એમને એડીટ કરી આપવા જણાવવામાં આવ્યું અને એ વિષયના પ્રેમથી ખેંચાઇને, અન્ય પ્રવૃત્તિઓમાં ખૂબ દબાયલા હોવા છતાં, તે એમણે સ્વીકાર્યું હતું.

એ આવૃત્તિ સર્વ રીતે સુગમ જણાય છે.

અખાનું ઘણું સાહિત્ય અપ્રસિદ્ધ જખુસર પાસે આવેલા કહાનવાના મઠમાં પેટીમાં પડી રહેલું છે, એવી માહિતી મળતાં સોસાઇટીએ જાણીતા સાહિત્યકાર અને કવિ શ્રીયુત સાગર દ્વારા એ સંગ્રહ મેળવીને તેનું સંપાદન કાર્ય એમનેજ સોંપ્યું હતું, અને એ સંગ્રહ અખાકૃત 'અપ્રસિદ્ધ અક્ષય વાણી' એ નામથી પ્રકટ થયો છે.

અખાના અભ્યાસીને તે પુસ્તક જરૂર સંતોષ આપશે, વળી અખાની અપ્રસિદ્ધ સાખીઓનું ત્રીજું પુસ્તક તૈયાર કરાવવાની તજવીજ ચાલુ છે.

અત્યાર આગમચ જે પ્રાચીન કાવ્ય ગ્રંથો પ્રકટ થઇ ગયા છે, તેની ઉપર નોંધ કરી છે, પણ અન્ય કાવ્યો જેનું સંપાદન કાર્ય સોંપાઇ ગયું છે, અને જેમાંના કેટલાકની સાફ પ્રેસ કોપી સોસાઈટી પાસે આવી ગયલી છે, તેનો પણ અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે.

ઓખાહરણ—પ્રેમાનંદ, નાકર, વિષ્ણુદાસ અને કહાનનું રચેલું—નું કાવ્ય પ્રો. ગજેન્દ્રશંકર પંડ્યાએ સંશોધિત કરી આપ્યું છે, અને એ ધોરણે સમાળશા આખ્યાન-દશ કવિઓની કૃતિઓનો સંગ્રહ સુરતની

સાર્વજનિક કૉલેજના એક અધ્યાપક શ્રીયુત વ્રજરાય મુકુંદરાય દેસાઇએ તૈયાર કર્યું છે, અને તે એક ઉત્તમ કાવ્ય પુસ્તક થઇ પડે તો અમે નવાઇ પામીશું નહિ. સગાળશાની વસ્તુ બહુ પ્રાચીન છે અને તેનો પ્રચાર ઘણા પ્રાન્તોમા જોવામા આવે છે લેખકે એ વિષયને લગતી ઘણી ઘણી માહિતી, જુદા જુદા ગ્રન્થોએ તપાસ કરીને મેળવી છે; સદ્ગત એચ. આર. સ્કોટે

नवटग्रपं सदत्रात्रे वी सी वली उवी स निरूपक त्री ली संज्ञा
[illegible] अहं इवा रमर्य ज्ञि दी मनाया। स्वरउ रम हद ग्ली लाप्र
करण [illegible] ग्रीस अध्या त्रिणि गत एक त्रीया। ७ जी मननग ऽ।
नाग [illegible] तं विवार। अउ कमणी रमणीय अपार। आस्तगा।
अस्यादि करी। श्रीधी कला संतोष्या दूरी। ।श्लोक। ।गति भव
नम्या रमणी कृता। श्रासरणा नांदस्यादनां जी मनानन नीत।
या। ।८८ इति श्री हरिलीला समाप्तः। । ।छ। ।अथ कलश
ता। धन्य स्वामी श्रीमति विचार निज वचन नाना विचित्र। मानद
ला [illegible] कथा पवित्र। ।द्रुपद। धन्य न [illegible]
नागी श्री हरि एण संस्कारि। ली णी वाणी ऽ नत [illegible] नास
ग्रारि। धन्य तन प रअनकती स्थ तप त्र नदानायान कर।
उनमसमान वीन ग्रा या मीऽ न कन्ह गी। धन्य ते र त्रत गुनि
मेत्रता। या या। यजंता राम। द्वापरि ए ना कर नां आ पन्थ वि
स्वलगाम। धन्य ते उऽ नाग त दित सदा। गास्य दूरीपण गात्रं
का लि युगि श्री कल लेउ र इ नाम लेई तां। धन्य ते ऽ ऽ इति श्री।
महाविष्णु प्रीतो स्तु। । ।संवत १५७४ वर्षे आसाढ वदि ५
यो मलि लि [illegible]। श्रीरस्तु। ।कल्याणमस्तु। । । ।

ભીમકૃત હરિલીલાનું છેલ્લું પૃષ્ઠ.

સગાળશા આખ્યાનને એક ઉત્તમ કાવ્ય ગણાવ્યુ હતુ અને બાઇબલના જોબની પેઠે સગાળશા શેઠની કસણી–તાવણી ગમે તેવા સખત હૃદયને પણ પિગળાવે એવી છે આ પુસ્તક ચાલુ વર્ષમા બહાર પડનાર છે

આ સિવાય રત્નેશ્વરકૃત ભાગવતના ત્રણ સ્કંધ જેની પ્રત ઉપલબ્ધ છે, તેનુ એડિટીંગ કામ એ વિષયના રસિયા અને પરમ વૈષ્ણવ શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ હાથ ધર્યું છે મહાભારતનું આદિપર્વનુ પુસ્તક એમણે એડિટ કરેલુ જેમણે જોયુ હશે તેઓ એમના આ કાર્યથી સહુ પ્રસન્ન થશે નવા લેખકોમા એમણે એમની કાર્યશક્તિ અને બુદ્ધિથી ઉંચુ સ્થાન મેળવેલુ છે, એમ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે

એજ પ્રમાણે શ્રીયુત ભોગીલાલ જયચંદ સાંડેસરાએ ૧૫મા ૧૬મા અને ૧૭મા સૈકાના પ્રાચીન કાવ્યોની પુનઃ શુદ્ધિ કરી આપવાનું જણાયુ છે એ ભાઇ હજુ વિદ્યાર્થી અવસ્થામા છે, મેટ્રિક્યુલેશનના વર્ગમા અભ્યાસ કરે છે, પણ એમનુ આપણા પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસનુ જ્ઞાન કોઈ સારા વિદ્વાનને માનાસ્પદ થઈ પડે એવા ઉંચા પ્રકારનું છે એમની પાસેથી કેટલીક માહિતી મેળવવાની બાકી છે, તે મળ્યા બાદ સોસાઇટી તે સંગ્રહ વિષે છેવટનો નિર્ણય કરશે

અંતમા "આપણી કવિતા સમૃદ્ધિ' એ નામનો અર્વાચીન કવિતાનો એક સંગ્રહ સોસાઇટીએ છપાવેલો છે અને એ વિષયમા તે નવીન ભાત પાડે છે એ વિષે વધુ વિવેચન નહિ કરતા, તેના સંપાદકનાજ શબ્દો અમે રજુ કરીશુ —

વિ સ ૧૯૦૧થી આજ સુધીના સાડાઆઠ દાયકાના લાંબા અરસા માટે સાધારણ કદની ચોપડીમા કવિતા સંગ્રહ કરવો, દરેક કૃતિનુ સાથે વિવરણ પણ આપવુ, અંગત રુચિ અરુચિને અલગ રાખી કૃતિના ગુણ દોષ સમજાય એમ સકારણ વિવરણ લખવુ, વાદાવાદી બનતા લગી તજીને પણ મત દેવામા તો ખેંચાવુ નહિ, ગોળ ગોળ પણ ન લખવુ, અને મત કરતા તેના કારણોને મુખ્ય ગણવા અલંકારો, સરખામણીઓ તથા તે માટે ઉતારા, શબ્દ વ્યુત્પત્તિ, કવિના સમાન્ય લક્ષણો, વગેરે વિગતોથી ન ભરવાના ચોપડીના કદની મર્યાદાઓને વળગી રહેવુ, કૃતિને અને તેના અર્થનેજ પ્રધાન ગણવ —આવા આવા લક્ષણોવાળો ઉદ્દેશ સમજનાર આ ચોપડીની સંકલનમા અનેક મિત્રોને દયાથી પાળવાનું પ્રાપ્ત થયુ "* ××

## પ્રકરણ ૬

## મહિલા મિત્ર

મારો આદર્શ એ છે કે સ્ત્રીઓ ભલે પોતાના હિત માટે સ્વતંત્ર રીતે વિચાર કરે, પણ તે વિચારોને કાર્યમા મૂકવા પુરુષો સાથે હિંમતથી સહકાર કરે તો બંનેના સુખમા ઘણો વધારો થાય અને મનુષ્ય સમાજ વધારે બળવાન અને તંદુરસ્ત થઇ શકે."

મહારાણી ચીમનાબાઈ ગાયકવાડ

સ્ત્રી કેળવણી પ્રત્યે સોસાઈટીના સંચાલકો શરૂઆતથી ધ્યાન આપતા આવ્યા છે. સોસાઇટી સ્થપાઈ કે તુરત જ પહેલવહેલુ કાર્ય છોકરા છોકરીઓની ખાનગી શાળાનો વહિવટ તેના પોતાના હાથમા લેવાનું કર્યું હતું શહેરમા પ્રથમ કન્યાશાળા કાઢવાનો યશ સોસાઇટીને છે અને સોસાઇટીના સંસ્થાપક ફૉર્બસ સાહેબની પ્રેરણા અને પ્રોત્સાહનથી રા. બ. મગનભાઇ કન્યાશાળા નિકળી હતી તેનો ઉલ્લેખ બીજા વિભાગમા કરવામા આવેલો છે, તેમ તેમા જણાવેલુ છે કે બીજી બે શહેરની જાણીતી કન્યાશાળાઓ રણછોડલાલ છોટાલાલ ખાડીયા કન્યાશાળા અને સૌ. દિવાળીબાઇ કન્યાશાળાના ફંડ અને વહિવટ સોસાઇટી પાસે છે અને તે બંને સંસ્થાના મુખ્ય સંચાલક અને ઑન. સેક્રેટરી લેડી વિદ્યાબ્હેન નીલકંઠ છે, જેમની પાસે રા. બા. મગનભાઇ કન્યાશાળાનો (હાલના એ વી સ્કુલ) ચાર્જ પણ છે

સોસાઇટીએ માત્ર કન્યાશાળાઓનો વહિવટ કરીને સંતોષ માન્યો નથી. સ્ત્રી ઉપયોગી વાચન સાહિત્ય પુરૂં પાડવા તેને ૮ ટ્રસ્ટ ફંડો આશરે રૂ ૨૦૦૦૦ના મળેલા છે, જેના વ્યાજમાથી વખતોવખત વિધવિધ વિષયોપર પુસ્તકો છપાવવામા આવે છે, અને તે ઉપયોગી સ્ત્રી વાચન પુરૂં પાડે છે તે સિવાય તેના હસ્તક સૌ. લક્ષ્મીબાઈ સ્ત્રી પુસ્તકાલય છે, તેમાથી પુસ્તકો સ્ત્રીઓને છૂટથી વાચવા અપાય છે, અને છોકરીઓને ઇનામો અને સ્કૉલરશિપો આપવાના ટ્રસ્ટ ફંડો તો તેને મોટી સંખ્યામા મળેલા છે

પરંતુ સોસાઇટીના કાર્યવાહકોને સ્ત્રી કેળવણીનુ કામ કરતા માલુમ પડ્યુ કે હિન્દુ બાળાઓ સમાજ બંધનને કારણે બાર તેર વર્ષની વયે પહોંચતા શાળાનો અભ્યાસ છોડી દે છે. એવી બાળાઓ વધુ અભ્યાસ



સૌ. સરોજિની મહેતા



સૌ. સૌદામિની મહેતા

'મહિલામિત્ર' પુસ્તક ૫ નાં સંપાદકો

(પૃ. ૭૩)

કરી શકે અને તેમનું જ્ઞાન વધે એ આશયથી સોસાઇટીએ સન ૧૯૦૦ માં સ્ત્રી કેળવણીની પરીક્ષા લેવાની યોજના ઘડી હતી અને તેનો સવિસ્તર વૃત્તાંત સોસાઇટીના ઇતિહાસ વિભાગ ૨ માં આપેલો છે.*

તે પછી સ્ત્રી કેળવણીનો બહોળો પ્રચાર થયો છે અને ઘણી બાળાએ મ્હોટી ઉમ્મર સુધી શાળા પાઠશાળામાં અભ્યાસ કરે છે.

સોસાઇટીના સંચાલકોએ પાછળથી જોયું કે ઉપરોક્ત સ્ત્રી શિક્ષણ પરીક્ષા આપવા સારૂ બહુધા શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજની બાળાઓ અને શિક્ષિકાઓજ આવે છે, જે તેનો ખરો આશય નહોતો; એટલુંજ નહિ પણ તેનો લાભ ઘણુંખરૂં અમદાવાદની સ્ત્રીઓ લેતી હતી.

આ બે કારણે સોસાઇટીના કાર્યકર્તાઓએ ચાલુ રૂઢિમાં થોડોક ફેરફાર કરવાનું યોગ્ય વિચાર્યું. પ્રથમ તો એ પરીક્ષામાં ગુજરાતના બીજા ભાગોની સ્ત્રીઓ સહેલાઇથી બેસી શકે તે સારૂ જુદા જુદા અને મુખ્ય શહેરોમાં તે પરીક્ષા લેવાની તજવીજ કરી; પણ તે અખતરો ફતેહમંદ નિવડ્યો નહિ.

કાર્યવાહકોએ જોયું કે તે કાર્ય પાછળ આશરે રૂ. ૩૦૦) થી રૂ ૫૦૦) ખર્ચાય છે અને તેનો ઉપયોગ અને લાભ જેવી રીતે લેવાવો જોઇએ તેવી રીતે વ્યવહારમાં જોવામાં આવતો નથી.

સોસાઇટી સાહિત્ય અને કેળવણીની પેઠે જ્ઞાન પ્રચારની સંસ્થા છે; જો તે સ્ત્રી ઉપયોગી વાચન, જમાનાને અનુકૂળ, પૂરૂં પાડવા ગોઠવણ કરે તો તે વધારે લાભદાયી થવા સંભવ છે, એવો સામાન્ય અભિપ્રાય માલુમ પડ્યો.

તે પરથી સોસાઇટીએ સ્ત્રી વાચન માટે વ્યવહારૂ યોજના ઘડી કાઢવા એક પેટા-કમિટી નીમી તેની પાસે રીપોર્ટ માગ્યો; તે રીપોર્ટ પરિશિષ્ટમાં આપ્યો છે.

સદરહુ કમિટીની ભલામણ પરથી "મહિલા મિત્ર" નામનું એક વાર્ષિક પુસ્તક કાઢવાનું નક્કી થયું; અને તે પુસ્તક સંપાદન કરવાનું કાર્ય ગુજરાતની બે અગ્રગણ્ય સન્નારીઓ લેડી વિદ્યાબ્હેન અને શ્રીમતી શારદા બ્હેન મહેતાને સોંપવા નિર્ણય થયો અને તે કાર્ય તેમણે ખુશીથી સ્વીકાર્યું હતું.

---

* જુઓ ગુ. વ. સોસાઇટીનો ઇતિહાસ, ભા. ૨, પૃ. ૧૪૧

"મહિલા મિત્ર" વાર્ષિકના ચાર પુસ્તકો એમના તંત્રીપદ હેઠળ પ્રગટ થયા હતા પરંતુ કૌટુંબિક જવાબદારીઓ સાથે જાહેર પ્રવૃત્તિઓમાં એમને વધુ ને વધુ રોકાણ થતું હતું અને તેના કામનો બોજો પણ વધતો જતો હતો તેથી 'મહિલા મિત્ર'ના સંપાદનમાં વારંવાર વિલંબ થતો હતો. એવી અનિયમિતતા જાહેર કાર્યમા ન થવી જોઈએ એવી માન્યતાથી તેઓએ કમિટીને તંત્રી પદમા ફેરફાર કરવાનું જણાવ્યું. તે પરથી સોસાઇટીએ એમની સલાહ લઇને સર રમણભાઇ અને લેડી વિદ્યાબ્હેનની બે સુસંસ્કારી ગ્રેજ્યુએટ પુત્રીઓ શ્રીમતી સરોજિની બ્હેન મહેતા, એમ એ, અને શ્રીમતી સૌદામિની બ્હેન મહેતા, બી. એ., ને તે કાર્ય સુપ્રત કર્યું પણ તે બંને બ્હેનો દૂરના સ્થળે અને એક બીજાથી અલગ રહેતા હતા અને દેશમા એવામાં રાજકીય હિલચાલે બહુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ અને તે માટે લેખો વગેરે મેળવવામા બહુ મહેનત પડતી હતી, એ સજોગોમા એક જ પુસ્તક તેઓ સંપાદન કરી શક્યા હતા. પછીથી એ પ્રવૃત્તિ મદ પડી હતી. તેનુ પ્રકાશન કાર્ય હાલમા અટકી પડ્યુ છે, પણ એ પ્રવૃત્તિને ચાલુ રાખવા સોસાઇટી ઇંતિજાર છે અને તે માટે પ્રયત્ન પણ જારી છે.

એ પુસ્તકનુ પ્રકાશન બે ત્રણ કારણે ઉપકારક હતુ, એક તો તે સ્ત્રી ઉપયોગી વાચન પૂરૂ પાડતું હતુ, બીજુ તેના સંપાદકો સ્ત્રીઓ હતી અને ત્રીજું એમા સ્ત્રીઓનું દૃષ્ટિબિન્દુ બરોબર રજુ થયુ હતું અને તે જરૂરનું હતું.

'મહિલા મિત્ર'ના પહેલા પુસ્તકમા જ તંત્રી બ્હેનોએ સ્ત્રી શિક્ષણના પ્રશ્ન પર ભાર મૂકતા તેમા સ્ત્રીનું દૃષ્ટિબિન્દુ રજુ કરવાનો એમનો આશય દર્શાવ્યો હતો અત્યાર સુધી સ્ત્રી શિક્ષણનાજ એકલા નહિ પણ સમસ્ત સ્ત્રી જીવનને લગતા સઘળા પ્રશ્નો પુરુષોએ જ વિચાર્યા છે અને તેના નિર્ણય કરેલા છે તેથી સ્ત્રી વર્ગને અન્યાય પણ થયલો છે એ સ્થિતિમા ફેરફાર આવશ્યક હતો અને તે દિશામા એ બ્હેનોનો પ્રયાસ હતો.

એ પુસ્તકની પ્રસ્તાવનામા જ તેમણે લખ્યુ હતુ કે,

"સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીઓને લગતા તમામ વિચારમા એક સિદ્ધાન્ત જાણે સ્વતસિદ્ધ હોય એમ સ્વીકારી લેવામા આવેલો જ્યા ત્યા જોવામા આવે છે. તે એ છે કે ઈશ્વર સ્ત્રીને પુરૂષના સુખને માટે ઉત્પન્ન કરે છે. માત્ર આ પત્રમા લેખકોને ઉદ્દેશીને આ કહેવુ નથી. એકંદરે જ્યા ત્યા સ્ત્રી

સંબંધી ચર્ચા અગર વિચાર થાય છે ત્યા એ વાત તો તે વિચારના પાયા રૂપજ હોય છે. અલબત્ત, સ્ત્રીની ફરજ પોતાના કુટુંબીઓને સુખરૂપ થવાની હોય છે તે કોઇ ના પાડતું જ નથી. પણ સ્ત્રી એક મનુષ્ય છે, તેનુ વ્યક્તિત્વ છે, જેમ પુરુષને સુખની અભિલાષા છે તેમ સ્ત્રીને પણ હોય જ એ વાતની વિસ્મૃતિ થતી જણાય છે. માનવ સૃષ્ટિમાં પુરુષ તે પ્રધાન અને સ્ત્રી તે ગૌણ એ માન્યતા સામાન્ય રીતે એટલી દૃઢ થઇ ગઈ છે કે તેમા કાઇ અયોગ્ય હોય એવું પુરુષોને તો શું પણ સ્ત્રીઓને પણ લાગતું નથી. સ્ત્રી શિક્ષણની યોજનામા માત્ર એટલુજ હોય છે કે સ્ત્રીઓને કુટુંબજીવનને યોગ્ય બનવા સાધનભૂત શિક્ષણ જોઇએ તો પણ ઠીક. પરંતુ પુરૂષના ઉત્તમ સુખ સાધનરૂપ તે કેમ બને એ લક્ષ્યબિન્દુ એકંદરે અગ્રસ્થાને હોય છે અને એ લક્ષ્યબિન્દુ સમક્ષ ગખવાથી જ સ્ત્રીકેળવણીની ઘટનાઓ સંકુચિત અને અનુદાર થાય છે.

પુરુષને પ્રભુએ શ્રેષ્ઠ સરજાવ્યો છે અને સ્ત્રીઓ તો પુરૂષો સુખ સગવડમા રહી શકે માટે જીવન ધારણ કરે છે એ ભાવના કાઇ આ દેશમાજ છે એમ નથી. આખા જગતમા સર્વ દેશોમા, કોઇમા થોડે તો કોઇમા ઘણે અંશે એ માન્યતા ચાલતી આવેલી છે. સ્ત્રીઓમા અજ્ઞાન વિશેષ ત્યા તેમની વિશેષ અધમ દશા. બાકી પુરુષ કરતા સ્ત્રી ઉતરતો આત્મા છે એમ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે દરેક દેશમા મનાય છે. શરીર બલમા પુરુષ ચઢીઆતો છે અને સ્ત્રી જીવનના કુદરતી કર્તવ્યો સ્ત્રીઓને છે તેટલા પરથી માનસિક અને આત્માના વિકાસમા તે ઉતરતી છે એમ માની લેવામા આવ્યુ છે અને સંસારની ઘટના એ શરીર બલ પર રચાઈ છે, તેથીજ સ્ત્રીનું સ્થાન ગૌણ મનાયુ છે. સ્ત્રીઓમા જ્ઞાનનો પ્રસાર થાય તોજ તેઓ પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકે અને જનસમાજમા શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી શકે."

એ પ્રકાશન પુનઃ અને સત્વર પ્રસિદ્ધ થાઓ અને તે સ્ત્રી બ્હેનોના હસ્તે, એવી અમારી ઇચ્છા સાથે, સ્ત્રી જીવનના પ્રશ્નમા રસ લેતા સૌ કોઇ સંમત થશે

—:o:—

## સ્ત્રી શિક્ષણ અભ્યાસક્રમ વિષે વિચાર કરવા માટે નિમાયેલી કમિટીનો રિપોર્ટ

સ્ત્રી શિક્ષણ અભ્યાસક્રમ વિષે વિચાર કરવા નિમાયેલી કમિટીની એક સભા તા. ૮ મી સપ્ટેમ્બર ૧૯૨૦ ને બુધવારને રોજ સાંજના પાા વાગે સોસાઈટીની ઑફીસમા મળી હતી, તે વખતે નીચેના સભાસદો હાજર હતા અને નીચે પ્રમાણે ભલામણ કરવા ઠરાવ થયો હતો.

હાજર

(૧) રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ

(૨) મી. કે. એ. બાલા

(૩) મીસીસ શારદા સુમન્ત મહેતા

રા. બા. રમણભાઈને પ્રમુખપદ આપવામાં આવ્યું હતુ.

સોસાઈટીએ સ્ત્રી કેળવણી, સ્ત્રીઓના શિક્ષણ માટે ભાષણ અને પરીક્ષાઓની યોજનાઓ દાખલ કરી કેટલું વહેવારૂ કાર્ય તે દિશામા કરેલું છે અને તે પ્રયાસ બહુધા ફતેહમંદ નિવડયો હતો પણ શાળામા શીખતી છોકરીઓ અગર ઘેર અભ્યાસ કરતી સ્ત્રીઓ તરફથી આવી પરીક્ષા માટેની ઉમેદવારી હવે ઘણી ઘટી ગઇ છે તેથી આ પરીક્ષા ચાલુ રાખવાની જરૂર નથી, એમ આ કમિટીને લાગે છે. પણ સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિ માટે નવીન માર્ગ ગ્રહણ કરવાનું કમિટીને યોગ્ય જણાય છે.

અઠીસેં સ્ત્રીઓ આ સોસાઇટીની લાઇફ મેમ્બર છે અને ખાસ સ્ત્રી ઉપયોગી વાચનની તેમના તરફથી ઇચ્છા દર્શાવવામા આવે છે તેમજ સામાન્ય સ્ત્રીઓ વાચી શકે એવું ઉપયોગી ઉંચા પ્રકારનું સાહિત્ય પુરૂ પાડવાની જરૂર છે.

તે હેતુથી 'મહિલા મિત્ર' એ નામથી વિધવિધ વિષયનું એક વાર્ષિક Annual પુસ્તક આશરે ૧૫૦ થી ૨૦૦ પાનાનું તે સચિત્ર તૈયાર કરાવી સોસાઇટી તરફથી પ્રસિદ્ધ કરવું અને તે મેમ્બરોને અને બુદ્ધિપ્રકાશના ગ્રાહકોને બક્ષીસ આપવું, એવી આ કમિટી ભલામણ કરે છે.

આવું વાર્ષિક પુસ્તક પ્રસિદ્ધ કર્યાથી તેનો બહોળો લાભ લેવાશે અને સ્ત્રીઓ માટે સારૂં સાહિત્ય ઉત્પન્ન થશે.

તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૨૦.

(સહી) રમણભાઈ મહીપતરામ નીલકંઠ
પ્રમુખ

મહિલામિત્ર–વાર્ષિક

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી,
અમદાવાદ, તા.      જાન્યુઆરી ૧૯૨૧.

મહેરબાન સાહેબ,

વિશેષ વિનંતિ કે, આવતા વર્ષમાં ( સને ૧૯૨૧ ) સોસાઇટી તરફથી "મહિલા મિત્ર" એ નામથી એક સચિત્ર વાર્ષિક ( Annual ) પુસ્તક અમારી દેખરેખ અને તંત્રીપદ નીચે કાઢવા વ્યવસ્થા થએલી છે. તેમાં સ્ત્રીઓને લગતા, સ્ત્રીકેળવણી અને સ્ત્રી જીવનને ઉન્નત અને સુખી કરે એવા ઉચી કોટિના અને વિચારપૂર્ણ લેખો રજુ કરવા તેમજ સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ, મંડળો, માસિકો અને પુસ્તકો, સ્ત્રી કેળવણીના આંકડા અને કન્યાશાળાઓ વગેરે બાબતોને લગતી માહિતીનો સમાવેશ કરવા ધાર્યું છે.

વાસ્તે આપને વિનંતિ કરવાની કે સ્ત્રી કેળવણી અને સ્ત્રીજીવનને લગતા એકાદ વિષય ઉપર આપ લેખ લખી આપવા કૃપા કરશો અને આ સંબંધમાં જે કાંઇ ઉપયોગી સૂચના કરવી જરૂરની જણાય તે લખી જણાવવા તસ્દી લેશો.

આપ કયા વિષય ઉપર લેખ લખી આપશો અને તે કેટલી મુદતમાં લખી મોકલી શકશો તે જણાવી અમને આભારી કરશો

આ સંબંધી સર્વ પત્રવ્યવહાર ગુ. વ. સોસાઇટીની ઓફીસને સરનામે કરશો.

લી૦
સૌ. વિદ્યા રમણભાઈ
સૌ. શારદા સુમંત મહેતા
સંપાદક, મહિલા મિત્ર.

# પ્રકરણ ૭

## ધર્મ અને તત્વજ્ઞાનનાં પુસ્તકો

"Religion is a challange to the world of power by that of spirit. It is a summons to man to adventure, and experiment."

*Sir Radhakrishna.*
(East and West in Reigion, p 114)

આજે આપણને જુદા જુદા ધર્મો વચ્ચે વિખવાદ ઓછો થયલો માલુમ પડે છે અને એક બીજા ધર્મો વચ્ચે સહિષ્ણુતા વધી છે અને પરસ્પર સમભાવ અને ઉદારતાથી જોવાય છે; પરંતુ જુદા જુદા ધર્મો વચ્ચે મત મતાતર અને ઝગડા થતા પરાપૂર્વથી ચાલતા આવે છે. ધર્મ એ એવો વિષય છે કે જેમા એક બીજા વિરોધી ધર્મવાળાઓને ઉશ્કેરાઇ જતા વાર લાગતી નથી; અને ધર્મનું ઝનુન જાગે, તીવ્ર બને, ત્યારે મારામારી અને લડાઇના બનાવો અનેક પ્રસંગે અને સ્થળે થયેલા સૌના જાણવામા છે.

એવો એક કડવો પ્રસંગ સોસાઇટીના ઇતિહાસમા પણ મળી આવે છે.

સન ૧૯૦૫ મા "બુદ્ધિપ્રકાશ" મા શ્રીયુત શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાએ તાબુત વિષે એક લેખ લખ્યો હતો. ઇસ્લામ ધર્મની પુરી માહિતીના અભાવે અને કાઇક અજ્ઞાનતાને લઇને એમણે તાબુત વિષે ભૂલભરેલી માહિતી આપી હતી, તે મુસ્લિમ બંધુઓને ગુસ્સાનું કારણ થઇ પડયું; અને તેઓ રોષમા ને રોષમા સીધા સોસાઇટીના ઑન સેક્રેટરી લાલશંકરભાઇના બંગલે નદી પાર પહોચી ગયા. લાલશંકરભાઇ સોસાઇટીની પેઠે અમદાવાદ અંજુમને ઇસ્લામ સસ્થાના પણ ઑન. સેક્રેટરી હતા અને મુસ્લિમ બંધુઓના હિત અને ઉન્નતિ અર્થે સતત પ્રયત્ન કરતા હતા તેમ છતાં તેમના મનનું સમાધાન કરતા તેમને બહુ તકલીફ પડી હતી અને એ વિફરેલા મામલાને એમણે કુનેહથી સમાવી દીધો હતો. એ લેખ 'બુદ્ધિપ્રકાશ' માથી પછીથી કાઢી નાંખવામા આવ્યો હતો અને તેને બદલે નવું લખાણ મૂકવામા આવ્યું હતું. તે વિષે જે હકીકત બુદ્ધિપ્રકાશમા તે વખતે છપાઇ હતી તે અહિં આપીએ છીએ —

## બુદ્ધિપ્રકાશનો વધારો.*

" ગયા ફેબ્રુઆરી માસના અંકમાં પૃષ્ઠ ૪૦ થી ૪૪ ઉપર "તાબુઆ વિષે ટુંક હકીકત" એ વિષય છાપેલો છે. તે ઉપરથી કેટલાક મુસલમાન ભાઈઓનાં દીલ દુખાયાં છે એમ અમારા જાણવામાં આવ્યું છે; અને તેથી દિલગીર છીએ.

"બુદ્ધિપ્રકાશ" માં કોઈ પણ ધર્મનો વિષય લેવો નહિ એવો સખ્ત નિયમ છે, અને રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા, બી. એ. એ મોકલેલો વિષય ધર્મનો ન હોવો જોઈએ એમ સમજીને ભૂલથી સોસાઈટીના નિયમ વિરુદ્ધ છાપવામાં આવ્યો છે, તે આથી રદ કરવામાં આવે છે."

તા. ૮-૩-૦૫ ઉમેદભાઈ લખાભાઈ પરેલ

એડીટર—"બુદ્ધિપ્રકાશ"

### સૂચના.

ગયા ફેબ્રુઆરી માસના અંકમાં "તાબુઆ વિષે ટુંક હકીકત" એ મથાળાનો લેખ પ્રસિદ્ધ થયો હતો, જે અમે ગયા માર્ચ માસના અંક સાથે વધારો પ્રસિદ્ધ કરી રદ કર્યો છે; એ રદ કરેલાં પૃષ્ટ ૩૯ થી ૪૪ સુધીની જગ્યાએ આ પૃષ્ટ દાખલ કરવાં.

આની અગાઉ " દશ અવતાર " વિષે એક લેખ 'બુદ્ધિપ્રકાશ' મા છપાતા મતભેદ પડ્યો હતો અને તેથી 'બુદ્ધિપ્રકાશ' માં ધાર્મિક વિષયો નહિ લેવા એવો ઠરાવ કમિટીએ ત્યારે કર્યો હતો.×

સોસાઇટીના મુખ્ય કાર્યકર્તાઓમા આપણે અગાઉ જોયુ છે કે તેઓ પ્રાર્થના સમાજીસ્ટો અને સુરત સંસાર સુધારકો હતા અને કારોબારી કમિટીમાં પણ સર્વ ધર્મના અને વર્ણના સભ્યો માલુમ પડતા; અને કયા ધર્મના પુસ્તકને પસંદગી આપવી એ ગુંચવણભર્યો પ્રશ્ન થતો. તેથી ધર્મના પુસ્તકનું પ્રકાશન કાર્ય સોસાઇટીએ તે સમયે નહિ હાથ ધરવામા અખત્યાર કરેલી રીતિ વાજબી હતી એમ કહેવું પડશે.

પણ સુજ્ઞ પુરુષો જાણે છે કે ધર્મ વિના મનુષ્ય જીવન નિરર્થક છે ઘી વિનાનો કંસાર, મીઠા વિનાનું ભોજન, તેમ ધર્મ વિહોણો સંસાર,

* બુદ્ધિપ્રકાશ, માર્ચ ૧૯૦૫,

× બુદ્ધિપ્રકાશ, વર્ષ ૧૮૭૪, પૃ ૧૪૪ ની સામે પુંઠા પર

નીરસ અને શુષ્ક થઈ પડે છે, તે આનંદ રહિત અને ભાર રૂપ નિવડે છે, જ્યારે ધર્મના પાલનથી મનુષ્યને આશ્વાસન ને શાન્તિ મળે છે. ધર્મ જ મનુષ્ય જીવનને ઉત્તેજે છે, તેનો ઉત્કર્ષ કરે છે અને તેને ઉન્નતિની ટોચે પહોંચાડે છે. આત્માની મુક્તિ અર્થે જ નહિ પણ સમાજના હિત ખાતર ધર્મ આવશ્યક છે. ધર્મ કોને કહેવો એની તકરારમા અમે નહિ ઉતરીએ; પણ જે સત્યો સર્વ ધર્મોમા માન્ય છે, જે સનાતન છે, તેને આચારમા મુકવા તેનુ નામ જ ધર્મ અમે માનીએ છીએ. ધર્મ એ જાણવાનો વિષય નથી પણ તે અનુભવવો જોઇએ, તેને આચારમા મુકવો જોઇએ.

यत्त्वर्याः क्रियमाण प्रशंसन्ति स धर्मो यद्गर्हन्ते सोऽधर्म ॥†

અર્થાત્ જે કરવાથી આર્ય કિંવા શિષ્ટ લોક પ્રશંસા કરે તે ધર્મ અને જેની નિંદા કરે તે અધર્મ.

તેથી નિસ્પૃહ, બુદ્ધિમાન, સુવિચારી અને સદાચારી લોકોની ક્રિયા, આચાર—જે સત્ય, દયા, શમ, દમ, દાન ઈત્યાદિ નૈતિક ગુણો પર અવલંબે છે, તેનુ અનુકરણ કરી આ લોક પરલોકનુ કર્ત્તવ્ય કર્મ જાણવુ એજ તત્ત્વોપાય છે, એજ ધર્મ છે, એજ મોક્ષનો માર્ગ છે

મોસાઇટીની બુક-કમિટીમા પ્રો. આનન્દશંકર ધ્રુવ જ્યારથી દાખલ થયા ત્યારથી તેનુ પુસ્તક પસંદગીનુ ધોરણ સર્વદેશી અને વિશાળ દષ્ટિવાળુ બન્યુ હતુ પ્રો. આનન્દશંકરભાઈની વિદ્વત્તા અને બહુશ્રુતતા સુવિદિત છે અને તેમનો હિન્દુ ધર્મ-વસ્તુત સનાતન ધર્મ પ્રત્યેનો અનુરાગ સૌ કોઇનુ ધ્યાન ખેંચે છે

એમના તરફથી નવા પુસ્તકોની યાદીમા એરિસ્ટોટલ કૃત નીતિશાસ્ત્રનુ પુસ્તક ઉમેરવામા આવ્યુ હતુ, જે તે વખતે બી એ ના વર્ગમા તત્ત્વજ્ઞાન અને (logic) પ્રમાણશાસ્ત્રના ઐચ્છિક વિષયમા એક પાઠ્ય પુસ્તક તરીકે વંચાતુ હતુ. અને તે પુસ્તક ગુજરાતીમાં ઉતારી આપવા જેઓએ માગણી કરી તેમા સ્વર્ગસ્થ મણિશંકર રતનજી ભટ્ટ પણ હતા કમિટીની પસંદગી એમના ઉપર ઉતરી અને પ્રો. આનન્દશંકરભાઇએ તેમની પાસે એ અનુવાદના પુસ્તકમા ખાસ ઉપોદ્ઘાત લખાવવાનું સૂચવ્યુ હતુ. સંજોગવશાત્ તેઓ એ લેખ લખી ન શક્યા; પણ એમના અન્ય બે ગ્રંથો 'શિક્ષણનો ઇતિહાસ' અને 'લિંકનનુ ચરિત્ર' ની પેઠે એરિસ્ટોટલનુ નીતિશાસ્ત્ર પણ ગુજરાતી

---

† હિન્દુ ધર્મ દીપિકા, કર્તા ભાગવત (મરાઠી), પૃ ૫

સાહિત્યમા સુન્દર ભરતી કરે છે. બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો પીટર્સનના અનુવાદ ઉપર આધાર રાખી પ્રસ્તુત અનુવાદ કર્યો હતો તે ઉપરાંત, બીજા અનુવાદોના ઉપયોગથી તે ભાષાન્તરને વધારે સરળ અને સાચું બનાવવાની તેમના દિલની ઉમેદ હતી

ડ્યુસેન કૃત 'Philosophy of the Upanishads' એ નામનું ઇંગ્રેજી પુસ્તક હિંદી તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને સુપરિચિત છે. ઉપનિષદ્નો પરિચય કરાવતું એવું પુસ્તક ગુજરાતીમા નહિ હોવાથી કમિટીએ તે પુસ્તક ગુજરાતીમા લખાવવાનું નક્કી કરી પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેને તે કામ સુપ્રત કર્યું. 'પ્લેટોના કાલ્પનિક સંવાદો' નો એમનો અનુવાદ શ્રેષ્ઠ જણાયો છે સંસ્કૃત વિષયના તો તેઓ સુરતની સાર્વજનિક કૉલેજમા અધ્યાપક છે અને સાહિત્ય પરિષદની ભંડોળ કમિટી સારુ એમણે મેકડોનલકૃત 'સંસ્કૃત સાહિત્ય ઇતિહાસ' લખી આપ્યો હતો કૉલેજના રોકાણ અને અસ્વસ્થ પ્રકૃતિના કારણે આજ પર્યંત તેઓ એ પુસ્તક તૈયાર કરી શક્યા નથી. પરંતુ જ્યારે તેઓ એ પુસ્તક આપશે ત્યારે ખચિત્ તે એક ઉપયોગી કૃતિ થશે, એવું અમારું માનવું છે.

સદરહુ પુસ્તક મેળવવામા વિલંબ થયો તેથી દી બા નર્મદાશંકરભાઈ અખા કૃત કાવ્ય ભા. ૧ સંપાદિત કરી છૂટકારાનો દમ ખાતા હતા તેમને સોસાઇટીએ ઉપનિષદ્ પર એક સ્વતંત્ર ગ્રંથ લખી આપવાની વિનંતિ કરી.

તત્ત્વજ્ઞાનના વિષયમા એમના જેવા સમર્થ અને નિષ્ણાત વિદ્વાનો ગુજરાતમા ગણ્યાગાંઠ્યા છે, અને જેઓએ એમને ઉપનિષદ્ પર પ્રવચન કરતા સાંભળ્યા છે તેઓ એમના જ્ઞાનથી મુગ્ધ જ થયલા છે, અને એ કથનમા અતિશયોક્તિ નથી એમ એમનું 'ઉપનિષદ્ વિચારણા' નું પુસ્તક વાંચનાર કોઈપણના લક્ષમા સહેજે આવશે

લેખકના શબ્દોમા જણાવીએ તો પ્રસ્તુત ગ્રંથમા નથી ઉપનિષદ્નું ભાષાંતર કે નથી ઇંગ્રેજી તત્ત્વજ્ઞાનના ઇતિહાસની પદ્ધતિ, પણ તેમા ઉપનિષદોના બહિરંગ અને અંતરંગની પરીક્ષા કરી તેના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરવામા આવી છે.

ઉપનિષદ્ની પ્રવેશિકા તરીકે તેનું મૂલ્ય વિશેષ છે, જો કે ઉપનિષદ્નો રસાનંદ માણવા માટે મૂળ ગ્રંથો-વિવરણ સહિત અવલોકવા જોઈએ, અને તે રસ જિજ્ઞાસામા સતેજ કરવામા દી. બા નર્મદાશંકરનું પુસ્તક ખરેખર માર્ગસૂચક થઈ પડે છે

તે પૂર્વે દી બા. નર્મદાશંકરે ગોસાઇજીને 'હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' એ નામનું પુસ્તક બે ભાગમાં લખી આપ્યું હતું

નવીન અને ઐતિહાસિક દૃષ્ટિએ એવું પુસ્તક ગુજરાતીમાં આ પ્રથમ જ હતું

સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈએ "સિદ્ધાંત સાર" પ્રસિદ્ધ કર્યો હતો, અને જો કે આર્ય તત્ત્વજ્ઞાનનો પરિચય કરવા સારૂ તે ઉપયોગી છે, પણ તેની રેખાઓ આછી પાતળી છે અને તે વાચતા સમગ્ર વિષયનું પૂરૂ અવલોકન થતું નથી એ ખોટ દી બા નર્મદાશંકરનું પુસ્તકજ પૂરી પાડે છે

ઇંગ્રેજીમાં હમણાં હમણાં હિન્દના તત્ત્વજ્ઞાન વિષે બે કિંમતી ગ્રંથો પ્રસિદ્ધ થયલા છે (૧) સર રાધાકૃષ્ણકૃત હિંદના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ અને (૨) દાસગુપ્તાકૃત હિંદના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ બંને લેખકોની નિરૂપણ શૈલી ભિન્ન ભિન્ન છે અને દરેક ગ્રંથનું નિરાળું વ્યક્તિત્વ છે

દી બા નર્મદાશંકરે આ પુસ્તકનું નિરીક્ષણ કર્યું હશે પણ નિવેદનમાં એમાં દર્શાવેલા મૂળ ગ્રંથો પણ તેઓ વિચારી ગયા હતા, પરંતુ આખો વિષય એમણે સ્વતંત્ર રીતે ચર્ચ્યો છે

નિર્ણીત મર્યાદામાં રહીને આ પુસ્તકની ગુંથણી કરવાની હતી તેમ છતાં વિષયની વિશાળતા અને મહત્વ વિચારી તેનું કદ બે ગ્રંથ જેટલું થયું હતું તેથી કેટલેક સ્થળે વિષયને ટુંકાવવો પડયો છે તો પણ તેમાં ઉણપ આવવા ન દેતાં સંપૂર્ણ કુશળતાથી દરેક વિભાગને પુરતો ન્યાય આપવાનું તેઓ ચૂક્યા નથી એટલુંજ નહિ પણ જુદા જુદા મુદ્દાને માર્મિક રીતે અવલોકતાં, તેનું વિવેચન કરતાં, તેઓ એમની તટસ્થતા જાળવી શક્યા છે અને તે એ ગ્રંથની વિશિષ્ટતા છે

અમારી જાણ પ્રમાણે આવું મહત્વવાન અને સ્વતંત્ર પુસ્તક હિન્દના તત્ત્વજ્ઞાન વિષે બીજું મળ નથી અને તે લખીને દી બા નર્મદાશંકરે ગુજરાતી જનતાની ઉત્તમ સેવા કરી છે.

એવું બીજું કિંમતી પુસ્તક "યજ્ઞ રહસ્ય" નામનું છે તે પુસ્તક રામેન્દ્ર સુન્દર ત્રિવેદીએ બંગાળીમાં રચ્યું હતું અને તેનો અનુવાદ, અનુવાદ કળામાં જેઓ સિદ્ધહસ્ત ગણાયા છે, તે શ્રીયુત મહાશંકર ઇન્દ્રજી દવેએ કર્યો હતો

યજ્ઞયાગનુ મહત્વ પૂર્વે આરંભ કાળમા જેટલુ હતુ તેટલુજ આજે ટકી રહ્યુ નથી તે ક્રિયાઓ, વિધિઓ અદ્યાપિ ચાલુ છે, તો પણ તેમા રહેલુ રહસ્ય વિસ્મરણ થયુ છે એ યજ્ઞ યાગ કરવામા શો હેતુ હતો અને તેની ક્રિયાઓ કેમ થતી એ વગેરે માહિતી બહુ થોડાને જ્ઞાત હશે. તે વિષે આ પુસ્તકમાથી સારી માહિતી મળે છે, પણ તેની વિશિષ્ટતા એમા ખ્રિસ્તી યાગનુ વિવેચન કરી, આપણા નરમેધની સાથે તેની તુલના કરી છે તેમા રહેલી છે એ આખુય પ્રકરણ વિચારણીય છે અને એક બીજા ધર્મની અસર–અનુકરણ કેવી રીતે થતી આવે છે તેનો તાદૃશ ખ્યાલ એમાથી પ્રાપ્ત થાય છે

મૂળ કર્તાનો પરિચય આપતા એટલુજ જણાવીશુ – "શ્રીયુત રામેન્દ્રસુન્દર ત્રિવેદી બંગાળીના સૂક્ષ્મ દૃષ્ટિવાળા વિદ્વાનોમાના એક હતા તેમનો વેદશાસ્ત્રનો અભ્યાસ બહુ ઊડો હતો ઐતરેય બ્રાહ્મણનુ બગાળીમા ભાષાતર કરી એ ઉડા અભ્યાસનુ ફળ એમણે બંગાળી પ્રજા સમક્ષ રજુ કર્યું હતુ તેમના કેટલાક લેખોનો જર્મન લોકોએ બહુ સત્કાર કરેલો હતો આવા એક બહુશ્રુત વિદ્વાનને કલકત્તા વિશ્વ વિદ્યાલયના માજી નાઇબ ચાન્સેલર સ્વપ્રસાદ સર્વાધિકારીએ 'યજ્ઞ' પર વ્યાખ્યાનો આપવાનુ આમંત્રણ આપેલુ તે પરથી તેમણે વિશ્વ વિદ્યાલય સમક્ષ આ વિષય પર પાચ વ્યાખ્યાનો કરેલા તેનુ ભાષાતર પ્રસ્તુત પુસ્તકમા આપેલુ છે તેમણે એમા ચર્ચેલા વિષયો નીચે મુજબ છે

૧ યજ્ઞ—અગ્ન્યાધાન અને અગ્નિહોત્ર

૨ ઇષ્ટિયાગ અને પશુયાગ

૩ સોમયાગ

૪ ખ્રિસ્ત યજ્ઞ

૫ પુરુષ યજ્ઞ

આમાના છેલ્લા બે વ્યાખ્યાનો ખ્રિસ્તી અને હિન્દુ ધર્મનો તુલનાત્મક અભ્યાસ કરનારને બહુ મદદગાર થશે

'ધર્મ અને સમાજ' એ નામક ગ્રંથ સર રમણભાઈના ધાર્મિક પ્રવચનોનો સંગ્રહ છે એમની હયાતીમા જ સોસાઇટીએ એમનુ 'કવિતા અને સાહિત્ય' નામક પુસ્તક ફરી છપાવવાનુ આરંભ્યુ હતું અને એમના અવસાન બાદ એમના અન્ય અને વિવિધ પ્રકારના લેખોનો સંગ્રહ પુસ્તક

રૂપે એમનું સ્મારક ઉભું કરવા મોસાહેબીએ ફંડ સ્થાપ્યું તેમાંથી પ્રગટ થતો ગયો છે. પ્રાર્થના સમાજની વેદી પરથી અનેક વખત એમણે પ્રવચનો કર્યાં હતાં, અને તેમાંના મુખ્ય અને મહત્વના રમણભાઈએ "જ્ઞાનસુધા" માસિકમાં પ્રસિદ્ધ કર્યાં હતાં. તે સઘળાનો ઉપરોક્ત પુસ્તકમાં સમાવેશ કર્યો છે. બાકી રહેલાં બીજા વૉલ્યુમમાં લેવામાં આવશે.

આ પ્રકારનું સાહિત્ય આપણે ત્યાં આ નવુંજ ઉભું થતું હતું. અગાઉની અમને માહિતી નથી પણ મરાઠીમાં રાનડે અને ડા. ભાંડારકરે જે ઉપદેશ કર્યો તેના સંગ્રહ છપાયલા છે અને તે સારો લોકાદર પામ્યા છે અને તેનો બહોળો પ્રચાર થવા પામ્યો છે.

રમણભાઈના ઉપદેશ વણ અસરકારક નિવડતા એમ ડા. હરિપ્રસાદે એમની ત્રીજી જયંતિ પ્રસંગે બોલતાં પ્રસ્તુત વિષય પર વખાણથી વિવેચન કર્યું હતું અને તેમાંનો સારભાગ ક્રમિક સ્થાનમાં આગળ નીચે આપ્યો છે.

"કવનમાંથી ન એક થાજો પ્રભુ પ્રીતિ નાશ" એ એક લીટીમાં એમનો જીવનમંત્ર સમાઈ જાય છે.

અનેક પ્રસંગે, એજ રીતે એમણે સંગીતથી એમના કીર્તનોમાં કહેલી મને યાદ છે.

'હરિ પ્રેમ સુધારસ પિય બિના
ભવસાગર કિમ વિધ તરના ?'

એમ સન ૧૯૦૫ માં કહ્યું હતું. પછી સન ૧૯૧૨ માં

"જીનકે હૃદયે ભગવત નહિ
ઉન નર અવતાર લિયો ન લિયો"

એ દુહા પર ઉપદેશ દયા હતો અને કહ્યું હતું કે,

'પુસ્તક જ્ઞાનમેં કછુ નહી સુધરે,
ક્યોં લિખ લિખ પુસ્તક ધરના હૈ
પ્રાણો માંહ મન રાખો ઉર'
યહિ ભય દુખ શોક નિવરના હૈ "+

આપણી જુની હરદાસ કથા અને કીર્તન પ્રણાલિકા નાબુદ થતી જાય છે, આપણી આર્ય સંસ્કૃતિનું એ ઉજ્જવળ અંગ હતું. મારા

કીર્તનકારો અને કથાનકો પાકે અને ઉત્તેજન પામે એમ અમે ઇચ્છીએ છીએ, તેની સાથે આ નવું પ્રવચન સાહિત્ય, જે આપણી આત્મિક શક્તિઓને પોષે અને પ્રભુનું સ્મરણ કરાવે છે, એટલુજ નહિ પણ ધર્મ વિષે મનનીય વિચાર અને ચિંતન રજુ કરે છે, તે અવશ્ય આવકારપાત્ર નિવડશે.

લંડન ટાઈમ્સ પત્રના અઠવાડિક અંકમા ધર્મ વિષયક એક લેખ પ્રતિ વખત આવે છે અને તે એનું વિશેષ આકર્ષણ થઈ પડે છે.

અહિંની પ્રાર્થના સમાજ તેના અઠવાડિક ઉપદેશ સ્થાનિક પત્રોમા હરહમેશ પ્રગટ કરતી રહે તો તે સંદેશો સૌને પહોચે અને તે ઉપદેશની બહોળી અસર થવા પામે તેના માર્ગદર્શક પ્રસ્તુત પુસ્તક થાવ એમ અમે ઇચ્છીએ છીએ.



## પ્રકરણ ૮

### વાર્ષિક વ્યાખ્યાન

" Lectureships have been endowed at most Universities, with a view to spreading the particular opinions of the founder and now-a-days they are attached to practically every branch of learning, though formerly they were of a theological or religious kind only."

[ *Every Man's Encyclopaedia* ].

શરૂઆતમા સોસાઇટીની વાર્ષિક સામાન્ય સભા વખતે ઓન. સેક્રેટરી કે સભાના પ્રમુખ વા કોઇ સભાસદ સોસાઈટીના કામકાજ અને ઉદ્દેશ પરત્વે પ્રસંગોપાત્ વિવેચન કરતા અને એ વિવેચનમા કેટલીકવાર મહત્વની સૂચનાઓ વા વિચારણીય મુદ્દાઓ મળી આવતા હતા, પણ પાછળથી એ સામાન્ય સભા માત્ર વાર્ષિક રીપોર્ટ અને હિસાબ મંજુર કરવા, નવી મેનેજીંગ કમિટી ચૂંટવા તેમજ ઓડિટર નિમવાનુ કામ કરી વિખરાતી હતી અને તે સઘળું કામકાજ રીતસર વિધિપુરતું થતુ હતું.

અમે જોયુ છે કે વાર્ષિક સામાન્ય સભા બરોબર સાડાપાચ વાગે મળે અને પૂરો પા કલાક થયો ન હોય તે પહેલા ખતમ થઈ ગઇ હોય, ભાગ્યેજ અડધા કલાકથી વધુ રોકાણ તેનુ થતુ હતુ.

સામાન્ય વેપાર ઉદ્યોગની મંડળીમા પણ તે મંડળીનો પ્રમુખ વર્ષ દરમિયાન જે કાઇ વિશેષ પ્રવૃત્તિ થઇ હોય તેની નોંધ ચાલુ રીપોર્ટ ઉપરાત કરે છે. તેમા તે એકલા નફાતોટાનો હિસાબ રજુ કરતો નથી પણ તે મંડળી કયા ધોરણે અને કેવા સંજોગમા પ્રગતિ કરી રહી છે તેનુ દિગ્દર્શન પણ કરે છે.

સોસાઇટી જેવી સાહિત્ય અને કેળવણી વિષયક સંસ્થાની સામાન્ય સભામા સાહિત્ય, ઇતિહાસ, કેળવણી, ભાષાશાસ્ત્ર વિ. કે દેશની સામાન્ય પ્રગતિ, સુધારા કે પરિવર્તન સંબંધી કે લોકજરૂરિયાતનાં સમયને અનુસરતાં લોકોપયોગી કાર્ય હાથ ધરવા વિષે કાંઇપણ ઉહાપોહ થાય તે અવશ્ય

ઉપકારક થઈ પડે. સોસાઇટીના શરૂઆતના છાપેલા રીપોર્ટો જોઇશું તો તેમાં એવી ચર્ચા થયલી માલુમ પડે છે

મુંબાઇની સાહિત્ય સંસદના પ્રમુખ શ્રીયુત કનૈયાલાલ મુનશી પ્રતિ વર્ષ કોઇને કોઈ સાહિત્ય કે સંસ્કૃતિ, ઇતિહાસ કે સમાજના વિષય પર વ્યાખ્યાન આપે છે, તે હંમેશા મનનીય જણાયા છે.

પાશ્ચાત્ય દેશોમાં એવી કેટલીય વ્યાખ્યાનમાળાની યોજનાઓ અસ્તિત્વમાં છે, જે દ્વારા પ્રજાને ચિંતન યોગ્ય નવીન વાચન સાહિત્ય ચાલુ મળતું રહે છે.

એ ધોરણ આપણા દેશમાં દાખલ થાય એ ઇચ્છવાયોગ્ય છે. મુંબઇ યુનિવર્સિટી તરફથી ઠક્કર વ્યાખ્યાનમાળાની વ્યવસ્થા થવાથી આજ સુધીમાં આપણે આપણા અગ્રેસર વિદ્વાનો પાસેથી કેટલુંક સાત્વિક લખાણ મેળવી શકયા છીએ.

સોસાઇટીની વાર્ષિક સામાન્ય સભાના પ્રસંગે એકાદ વ્યાખ્યાન અપાવવાની વ્યવસ્થા થાય, એમ અમને કેટલાક વર્ષોથી થયા કરતું, પણ તે માટે કેટલીક અનુકૂળતા નહોતી.

સન ૧૯૨૦ માં દી. બા. કેશવલાલભાઈ સોસાઇટીના પ્રમુખપદે નિમાયા અને એમના અનુમોદન અને પ્રોત્સાહનથી વાર્ષિક સભા વખતે વ્યાખ્યાનની પ્રથા દાખલ કરવાનું બની શક્યું હતું

એ પ્રશ્ન કમિટીમાં રજુ થતાં, તે વિષે નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો —

"વાર્ષિક સભા વખતે ગુજરાત કે ગુજરાત બહારના વિદ્વાનને સાહિત્ય, ઇતિહાસ કે ભાષા એવા એકાદ વિષય પર વ્યાખ્યાન આપવા નિમંત્રણ કરવું"+

પહેલું વ્યાખ્યાન ફૉર્બસની શતાબ્દી નિમિત્ત યોજવામાં આવ્યું હતું અને તે વ્યાખ્યાન આપવાનું દી. બ. કેશવલાલભાઈએ સ્વીકાર્યું હતું. "એશિયાઈ કુળો" એ વિષય એમણે વ્યાખ્યાન માટે પસંદ કર્યો હતો. ઇસ્વીસનના આરંભકાળથી એશિયાઇ કુળોની એક વા બીજી જાતો હિન્દ પર વખતોવખત હુમલા કરતી રહી છે, તેનો વિશ્વસનીય વૃત્તાંત આપવા એમણે પ્રયત્ન કર્યો હતો અને તે વિષય જેમ પ્રસંગોચિત તેમ આખ્યાન-કર્તાની કીર્તિને વધારનારો હતો.

+ ગુ. વ. સોસાઇટીનો રીપોર્ટ, સન ૧૯૨૦, પૃ ૩૧.

તેજ દિવસે તા. ૭ મી જુલાઇ ૧૯૨૧ને ગુરૂવારે વિદ્વાનો અને રસિક વિદ્યાર્થી મનુષ્યના મેળાવડા સમક્ષ સ્વર્ગસ્થ ફાર્બસ સાહેબનું તૈલચિત્ર પ્રમુખના હસ્તે ખુલ્લુ મૂકાયુ હતુ

સદરહુ વાર્ષિક વ્યાખ્યાનની પ્રથા તે પછી સતત ચાલુ રહી છે; કોઇક પ્રસંગે ભાષણકર્તાની અડચણને લઇને તે કાર્યક્રમ બંધ રાખવામા આવ્યો છે. આપણા પ્રાંતના ઘણાખરા જાણીતા વિદ્વાનોએ સોસાઇટીનું નિમંત્રણ સ્વીકારી, વાર્ષિક સામાન્ય સભાના પ્રસંગે એ વ્યાખ્યાનો આપ્યા છે અને તે સર્વ આહ્લાદક અને વિચારણીય જણાયા હતા. તે વ્યાખ્યાનોની યાદી આજ દીન સુધાની નીચે પ્રમાણે છે:--

| વર્ષ. | વિષય. | વ્યાખ્યાતા. |
|---|---|---|
| સન ૧૯૨૧ | એશિયાઇ કૃષિ | રા. બા. મગનલાલ દલપતરામ ખખ્ખર |
| ,, ૧૯૨૨ | ગુજરાતી સાહિત્યની ખામીઓ. | રા બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| ,, ૧૯૨૩ | સરસ્વતીચંદ્રમા વસ્તુની ઉત્પત્તિ | પ્રો બલવંતરાય કલ્યાણરાય ઠાકોર |
| ;, ૧૯૨૪ | પૌરાણિક ઇતિહાસ | પ્રિન્સિપાલ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ |
| ,, ૧૯૨૫ | નવીન કવિતા સાહિત્યનો ઉદય કાળ. | શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા |
| ,, ૧૯૨૬ | ગતકાળના સાહિત્ય અને સમાજ જીવનના રેખા ચિત્રો | શ્રી ડાહ્યાભાઈ પી દેરાસરી |
| ,, ૧૯૨૭ | સાહિત્યનુ ધ્યેય | શ્રી જે. ઇ સંજાણા |
| ,, ૧૯૨૮ | કવિ બાલ તેમનુ જીવન અને સાહિત્ય સેવા | રા. બા નર્મદાશંકર દેવશંકર મહેતા |
| ,, ૧૯૨૯ | ગુજરાતને નામ આપનાર કો સર ગુર્જરો | ગુરુ જમશેદજી મોદી |
| ,, ૧૯૩૧ | ગુજરાતી ભાષાનો અભ્યાસ વૃદ્ધિ | વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ |
| ,, ૧૯૩૩ | અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય | શ્રી. રામનારાયણ વિ પાઠક |

---

## પ્રકરણ ૯

## ચરિત્ર ગ્રંથો

"... That the true biographer is like a Kodak His business is to record facts and statements as they are, not as they might have been Biographical writing may be likened to a faithful protrait painting The biographer should present his subjects not as demi-Gods or super-men but as the human beings they are When Velasquez–the Spanish master-artist painted King Philip the Fourth, he drew him just as he was fat, ugly and repulsive Velasquez's work was entirely objective, and so should be every biographer's

[*Mr Philip Guedalla* ]

(Modern Review, April 1934, p 386)

ગુજરાતી સાહિત્યમા ચરિત્રગ્રંથો અલ્પ પ્રમાણમા છે ગુજરાતી સાહિત્યનુ એ અંગ વાસ્તવિક રીતે હજુ વિકસ્યુ જ નથી જે કાંઇ પુસ્તકો છે તે બહુધા ઇંગ્રેજી, મરાઠી કે બંગાળીના અનુવાદો છે, સ્વતંત્ર કૃતિઓ અને તે મૌલિક તો ગણીગાંઠી છે—જેવી , મહીપતરામ કૃત કરસનદાસ મૂળજીનું ચરિત્ર ગોવર્ધનરામ લિખિત નવલરામ ચરિત્ર, કાન્તિલાલ રચિત ગોવર્ધનરામનું ચરિત્ર, વિનાયકકૃત નંદશંકર ચરિત, ભાનુસુખરામ કૃત મહીપતરામ અને ગત વર્ષમા (સન ૧૯૩૩) પ્રસિદ્ધ થયેલા બે પુસ્તકો વીર નર્મદ અને કવીશ્વર દલપતરામ

એક સમયે ભારતી હિન્દના શાસકો (Rulers of India Series) નામે ગ્રંથમાળા ગુજરાતીમા ઉતારવા સોસાઇટી અને 'ગુજરાતી' પ્રેસ એ બે સંસ્થાઓ તરફથી પ્રયાસ કરવામાં આવ્યો હતો અને હરેક એ ગ્રંથમાળાના ત્રણ ચાર પુસ્તકો લખાવીને પ્રસિદ્ધ કર્યાં હતા પણ તે આખી ગ્રંથમાળા કોઈ કારણસર તેમાથી એકકે પૂરી કરી શક્યું નહોતું કદાચ કોપીરાઇટનો પ્રશ્ન એમની આડે આવ્યો હોય'

એ ગ્રંથમાળાના "અકબર" નામક પુસ્તક સન ૧૯૧૨ માં ગ્રંથ ઉત્તમલાલ કેશવલાલ તરફથી લખેલું તૈયાર મળતાં, સોસાઈટીએ તે છપાવ્યું હતું. તે અગાઉ દત્તકૃત 'હિન્દનો આર્થિક ઇતિહાસ' ના બે ભાગો એમણે લેખક સોસાઇટીને લખી આપ્યા હતા. ગ્રંથ એક વિચારશીલ અને બુદ્ધિશાળી લેખક હતા અને એમના સખ્યામધ્યે લેખો કંઇક કંઇક 'વસન્ત' 'સમાલોચક' માં લખેલા મળી આવશે, જે સર્વ પુસ્તકાકારે સંગ્રહવા યોગ્ય છે. તેઓ ધંધારોજગારમાં પડી ન જતા, સાહિત્યના ક્ષેત્રમાં પ્રવૃત્ત થયા હોત તો એમની પાસેથી જનતા કંઇ કંઇ મૂલ્યવાન કૃતિઓ મેળવવા ભાગ્યશાળી થાત.

સોસાઈટીએ પૂર્વે મહીપતરામનું અકબર ચરિત્ર છપાવ્યું હતું અને તેની ત્રણ ચાર આવૃત્તિઓ થઈ ચૂકી હતી. ઉત્તમલાલ લિખિત "અકબર" બહાર પડ્યું તે અરસામાં ભગાગીમાંથી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય "મહાન અકબર" નામનું પુસ્તક પ્રગટ કર્યું હતું. તેમ છતાં અકબર વિષે એક પ્રમાણભૂત અને વિસ્તૃત ચરિત્રની ઉણપ રહે છે અને તે ત્રીજું અકબરનું પુસ્તક પૂરી પાડી શકે એમ અમારું માનવું છે.

લોરેન્સ બિન્યને અકબર વિષે એક ન્હાનું ચરિત્ર પુસ્તક લખ્યું છે પણ તે એક તૈલચિત્રની પેઠે, તેની પ્રતિમા અને લાક્ષણિક ગુણો, તેની ઝીણીઝીણી વિગતોના ઉલ્લેખ સહિત આપણી સમક્ષ રજુ કરે છે, અને એની પ્રસન્ન અને સચોટ છાપ પાડતું કવિશ્રી ન્હાનાલાલનું શહેનશાહ અકબરનું નાટક ગુજરાતી વાચકને જરૂર આનંદદાયક જણાશે.

સોસાઈટીએ એજ વર્ષમાં મુસ્લિમોના હિતચિંતક સર સૈયદ એહમદનું ચરિત્ર પ્રસિદ્ધ કર્યું હતું. ગુજરાતીમાં લખનાર મુસ્લિમ લેખકબંધુઓ જુજજ મળી આવે છે. તેમાં પ્રસ્તુત ચરિત્રના લેખક ખાન બહાદુર ફઝલમિયાં ઇમામબક્ષ કાદરીની ગણના થાય. આ પુસ્તક લખી આપ્યા અગાઉ 'મુસલમાનોની ચઢતી પડતીનો ઇતિહાસ' એમણે ઉર્દૂ પરથી ગુજરાતીમાં ઉતારી આપ્યો હતો અને તે ચોપડી ઇનામ લાઇબ્રરીમાં પુરી જતી હતી. આ પુસ્તક સર સૈયદ એહેમદ લખ્યું ત્યારે ખાન બહાદુર ફઝલમિયાં સરજજના હોદ્દાપર હતા અને ચાલુ વ્યવસાયમાંથી સમય મેળવી એમણે આ લેખનકાર્ય કર્યું હતું, તે ખરે પ્રશંસનીય કહેવાય. નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ એમની કોમની સેવામાં એઓ એમનો

સર્વ સમય ગાળે છે, અને તેમાં ખુશી થવા જેવું એ છે કે એમનામાં પ્રેમીવાદની ગંધ સરખી જણાશે નહિ, વળી હિન્દુ અને ઇતર ધર્મોમાંથી એવા મધ્યમાર્ગ ઉર્દુ ગો ભળી આવશે કે જેમની સાથે ખાસ ના કાદ રીને ઘરોબો-ગાઢ સંબંધ છે તેઓ હમણાં સોસાઇટી સારૂ 'ઉર્દુ સાહિત્યનો ઇતિહાસ' લખી રહ્યા છે. આ તો સર સૈયદ એહમદના ચરિત્ર લેખકની આડકથા થઈ.

સર સૈયદ એહમદે મુસ્લિમનું હિત સાચવવા અને વધારવા લોકપ્રોત્સાહન મેળવીને પણ ઘણા પ્રયત્નો કર્યા હતા તેમાં અલિગઢ મહોમેડન એંગ્લો ઓરિયેન્ટલ કૉલેજની સ્થાપના એમનું ખાસ સ્મારક છે. હિન્દની બે કોમો હિન્દુ અને મુસ્લિમ દેશના બે નેત્રો સમાન છે અને તેને એક બીજાની અવગણના કરવી પરવડે એમ નથી. બંને આંખનું સમાન રક્ષણ થવું ઘટે છે, એ દૃષ્ટિએ સર સૈયદ એહમદનું ચરિત્ર ઘણાં મહત્ત્વના મુદ્દાઓ રજુ કરે છે અને તે સંબંધમાં 'राष्ट्रीय शिक्षाका इतिहास'-શ્રી કન્હૈયાલાલ કૃત-માંથી નીચેનો ફકરો જાણવા યોગ્ય થશે –

"आखिर सर सय्यद अहमदके अनवरत प्रयत्नोंने तारीख २४ मई सन १८७५ ईसवीको अलीगढके मोहमडन एङ्गलो ओरियण्टल कालेजका रूप धारण किया। सन् १८७६ से आप स्वतः कालेजमें रहकर उसकी देखभाल करने लगे। मुसल्मानोंकी शिक्षा सम्बन्धी समस्यापर गम्भीरतापूर्वक विचार करने और तदनुसार देश भरमें शिक्षाका प्रचार करनेके उद्देश्यसे आपने सन् १८८६ ईसवीमें 'मोहेमडन एजुकेशनल कान्फरेंस' की स्थापना की। आजतक इसके अधिवेशन प्रतिवर्ष हुआ करते हैं!"

સન ૧૯૧૧ માં નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ, શહેનશાહબાનુ મેરી સાથે હિન્દના પ્રવાસે પધાર્યા હતા અને તેમના સ્વાગત અર્થે સર્વ ભારતવાસીઓ તરફથી ઉમંગપૂર્વક ભારે ધામધૂમ થઈ હતી તે પ્રસંગે નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુના જીવનથી ગુજરાતી પ્રજાને પરિચિત કરવા સોસાઇટીએ તેમના ચરિત્ર પુસ્તકો લખાવવાનો નિર્ણય કર્યો અને તે કાર્ય આપણા બે જાણીતા સાક્ષરો શ્રીયુત



સર મહેબુબમિયા ઈમામબક્ષ કાદરી

(પૃ ૮૨)

ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી અને શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટે સુપરત કર્યું એ અને લેખનની કલમ કમાયલી તેમ સરલ લેખનશૈલી માટે પ્રસિદ્ધ છે અને એમના એ બે પુસ્તકો, જે ટુંક મુદ્દતમાં તૈયાર થયાં હતાં, તે વાંચતાં તેની મહોટ ૭૫ પડશે શ્રીયુત ડાહ્યાભાઈએ 'Our Sailor King 'એ પુસ્તકની ભૂમિકા પર અન્ય હકીકત ગુંથીને શહેનશાહ જ્યોર્જ પંચમનું ચરિત્ર આલેખ્યું હતું, જ્યારે શ્રીયુત મણિલાલ ભ. કલેમેન્ટ ક્રિસ્તોફ કુકના પુસ્તકનો ઉપયોગ કર્યો હતો મૂળ લેખક ચરિત્ર મયવિષ બોલતા જણાવે છે

“આ પુસ્તકમાં શહેનશાહબાનુ મેરીના જીવન ચરિત્રની સ.જ અમ પૂર્ણ પણ ખરેખરી છબી અને ચિતાર આપવાનો યત્ન કરવામાં આવ્યો છે કે જેથી કોઈપણ રીતે આ વૃત્તાંત પૂર્ણ કહેવાય તેવું નથી જે જીવન ચરિત્રનો અતિ અગત્યનો ભાગ હજી હવે ભજવવાનો છે એવા મહાન જીવનની આમાં સહુ તો એક દિશાજ દેખાડેલી કહી શકાય

રા. રા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ સોસાઈટીના એક વખતે ઑનરરી સેક્રેટરી હતા, એટલુંજ નહિ પણ ગુજરાત કાઠિયાવાડમાં રાહતણીના બીજ નાખવામાં એમણે મુખ્ય ભાગ લીધો હતો એમનું તૈલચિત્ર સોસાઈટીના પ્રેમાભાઈ હૉલમાં મૂકવા કમિટીએ ઠરાવ કર્યો હતો, અને તેમની છબી માટે તજવીજ કરતાં પ્રો. માકગચં જેઠાલાલ શાહ સ્વર્ગસ્થનું જીવન ચરિત્ર એમ મિત્રે લખી ગયેલું તે મેળવી આપવામાં મદદગાર થયા હતા એ ચરિત્ર વાંચતાં જોઈ શકાશે અનાયાસે પ્રાપ્ત થયેલો એ લાભ ખચિત કિંમતી હતો એમાંથી પ્રેરણા મેળવવા જેવું ઘણું ઘણું જડશે જે મુશ્કેલીઓમાં એમણે અભ્યાસ કર્યો તે હકીકત નિરાશ થયેલાઓને પ્રોત્સાહન આપશે પુરુષાર્થ અને નીતિ શું નથી કરી શકતું તેનો તાદૃશ ચિતાર એમનું જીવન પૂરો પાડે છે અને તેનું વાચન અચૂક બોધક અને પ્રેરક થઈ પડશે

મજકુર પુસ્તકનું છપામણી ખર્ચ સ્વર્ગસ્થના ઉપકાર નીચે આવેલા અમદાવાદ જીલ્લાના માજી સરકારી વકીલ રા. રા. ગીરધરલાલ ઉત્તમલાલ પારેખે આપી સ્વર્ગસ્થ પ્રત્યેનું પોતાનું ઋણ અદા કર્યું હતું, જે રીતિ ગ્રહણ કરવા યોગ્ય છે

મહાન સમ્રાટ અશોક વિષે ગુજરાતીમાં અગાઉ એક ન્હાનું સરખું પુસ્તક અને તે પણ મરાઠીનો અનુવાદ, હતું પણ સન ૧૯૨૨ માં

કલકત્તા યુનિવર્સિટી તરફથી પ્રો. દેવદત્ત ભાંડારકર લિખિત અશોક ચરિત્ર પ્રગટ થયું કે તુરત જ સોસાઈટીએ તેનો તરજુમો કરાવવાની તજવીજ કરી અને તે કાર્ય, જેમના નામે દશ બાર ગુજરાતી પુસ્તકો ચઢેલા છે અને એક પ્રસિદ્ધ સાહિત્યકાર તરીકે જેમની ગણના થતી છે, એવા વડોદરા રાજ્ય ભાષાંતર ખાતાના મદદનીશ શ્રીયુત્ ભગનરામ ભાનસુખરામ મહેતાને સોંપાયું હતું અને જુજ સમયમાં તેમણે એ ગ્રંથ લખી આપ્યો હતો.

હિન્દના મહાન્ રાજકર્તાઓમાં સમ્રાટ અશોકનું સ્થાન જેમ ઉંચું તેમ અનોખું છે. બૌદ્ધ ધર્મને એણે રાજધર્મ તરીકે સ્વીકાર્યો હતો અને જેમ કૉન્સ્ટાઇને ખ્રિસ્તી ધર્મને આશ્રય આપી તેનો પ્રચાર કર્યો હતો તેમ અશોકના પ્રયાસથી બૌદ્ધ ધર્મનો પ્રચાર દેશપરદેશ મિશનરીઓ મોકલીને કરવામાં આવ્યો હતો. એના ધર્મલેખોથી અશોકની કીર્તિ દેશ દેશમાં પ્રસરેલી છે, અને એના એ શિલાલેખો એ સમયની કિંમતી માહિતી પુરી પાડે છે એટલુંજ નહિ પણ તે લેખો મૌર્ય સામ્રાજ્યનો રાજ્ય વિસ્તાર અને રાજ વહિવટનો સરસ ખ્યાલ આપે છે.

ગુજરાતી સાહિત્યમાં એ પુસ્તકનો ઉમેરો વિના સંકોચે મહત્ત્વનો અને ઉપયોગી કહી શકાય.

મહાદેવ ગોવિંદ રાનડેનું નામ અર્વાચીન હિન્દના વિધાયક તરીકે મશહુર અને મોખરે છે. કીર્તનેના ઇંગ્રેજી ચરિત્રનો અનુવાદ સ્વર્ગસ્થ સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીએ ગુજરાતીમાં કરેલો છે અને તે પુસ્તક વાંચવા જેવું છે. તેની સાથે રમાબાઈ રાનડેએ રચેલું "અમારા જીવનની કેટલીક યાદગીરીઓ", જીવન ચરિત્ર સાહિત્યમાં કિંમતી ભરણું કરે છે. એક ચરિત્ર ગ્રંથ તરીકે તેનું મૂલ્ય છે, પણ એમનું દાંપત્ય જીવન સમીપ રહીને જોવાની જે તક મળે છે તે ખરેખર અમૂલ્ય છે અને દરેક હિન્દીએ તે પુસ્તક અવશ્ય વાંચવું ઘટે છે. એ પછી પુષ્કળ હકીકત એકઠી કરીને એક પ્રમાણભૂત ચરિત્ર પુસ્તક મી. કાટકે મરાઠીમાં લખ્યું છે અને તે પુસ્તકનો તરજુમો ગુજરાતીમાં જરૂર થવો જોઇએ છીએ.

દરમિયાન રમાબાઈ રાનડેનું ચરિત્ર આપણને ગુજરાતીમાં ઉપલબ્ધ થાય છે, એ પણ ખુશી થવા જેવું છે. મૂળ ગ્રંથ કૈલાસવાસી ઉમાકાન્તે મરાઠીમાં લખ્યો હતો. ક્યા સંજોગોમાં રમાબાઈએ એમના પતિ પાસે

રહીને શિક્ષણ મેળવ્યું હતું, તેનો વૃત્તાંત એમની આત્મ કથામાં આપણને પ્રાપ્ત થાય છે. જે સંસ્કાર અને જ્ઞાન એમણે મેળવ્યાં તેનો લાભ એમણે હિન્દી સ્ત્રીઓનાં ઉત્કર્ષ અને સેવામાં ગાળ્યો છે, એ એમનાં પાછળના જીવનમાંથી જોઇ શકાય છે; અને તેથી એક મહાન હિન્દી સ્ત્રીમાં તેમની ગણના થયલી છે અને તે ઉચિત છે, એમ એમનું ચરિત્ર અવલોકતાં સૌ કોઇની ખાત્રી થશે.

આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ કોલેજના બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતી એક દક્ષિણી બ્હેન કુમારિકા માલતીબ્હેન પંડિતના હસ્તે થયો છે, એ પણ ઓછું આનંદજનક નથી. એ પાસે પાસેનાં પ્રાંતોનો સંબંધ ભાષા સાહિત્યથી દૃઢ થાય, એથી વધુ સંતોષકારક બીજું શું હોઇ શકે!



# પ્રકરણ ૧૦

## કવિ દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ

"પ્રાચીન કાવ્યનો શોધ કરી તેમને મદદ કરવાનો વિચાર મારા મનમાં દૃઢ થવાનું એક કારણ એ બન્યું કે જૂનાં પુસ્તકો, લેખ પત્રોનો દહાડે દહાડે નાશ થતો મારા જાણવામાં આવ્યો. મારા પોતાના શોખની ખાતર હું આવી બાબતોનો શોધ કરતો હતો દરમિયાન આ રાજ્યમાં આવેલાં જૂનાં મકાનો વગેરે તજવીજ કરવાનું કામ શ્રીમંત મહારાજા સાહેબ તરફથી મને સુપરત થયું એટલે એ વિશે વધારે લક્ષ આપવાનું બની આવ્યું. કાળ જેમ વસ્તુ માત્રનો લય કરે છે તેમ અવિચારી લોકો તેને પુષ્ટિ આપતા હોય એમ દેખાય છે, આ પ્રમાણે ઉપયોગી ફરીથી ન મળી શકે એવી અસંખ્ય વસ્તુઓ જગતમાંથી નાશ પામી છે ને પામે છે. પરંતુ આવું પ્રકરણને સંબંધે જે કહેવાનું છે તે આ છે—

પ્રાચીન કાવ્ય પ્રકટ કરવામાં મદદક શાસ્ત્રી નાથાશંકર એકવાર બજારમાં જતા હતા, તે સમે કોઈ ગાંધીએ એક જીર્ણ થઈ ગએલું ને તેને ઉપરના થોડા પાના ફાટેલાં એવું લીખિત પુસ્તક કોઇ પાસેથી પૈસાનું અશેર લેખે ખરીદ્યું. ગાંધીને તે ખરીદ કરવાનો હેતુ શો હશે તે સર્વ કોઈ જાણે છે. પાનાં ફાડી ફાડીને તેનાં પડીકાં વાળવા સારૂ તેણે એ પુસ્તક લીધું. શાસ્ત્રીએ નજીક જઈ તે પુસ્તક જોવા માગ્યું વાંચી જોતાં તે કવિતાનું પુસ્તક માલમ પડ્યું પરંતુ આગળ પાછળનાં પાનાં ફાટેલાં હોવાથી તે કોનું રચેલું ને શા વિષેનું છે તે સમજાયું નહીં. તો પણ આવાં કવિતાનાં જૂનાં પુસ્તકનાં પડીકાં વાળવા કરતાં કંઇ પણ સારો ઉપયોગ થવો જોઇએ જાણી ગાંધીની પાસેથી તે માગી લીધું. તજવીજ કરતાં તે પ્રેમાનંદકૃત લક્ષ્મણાહરણ નીકળ્યું'।"

**પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, સન ૧૮૮૫, અંક ૪.**

મુદ્રણ યંત્રોએ આજકાલ પુસ્તકોની રેલછેલ કરી મૂકી છે અને જનતાને વાચન સાહિત્ય પૂરૂં પાડી, જે કોઇ ઇચ્છે એવું પુસ્તક તેણે સુલભ કર્યું છે. અગાઉ એવી મુદ્રણ આપણે અહિં નહોતી ગણ્યાગાંઠ્યા પુરુષોજ પુસ્તકોનો લાભ મેળવી શકતા, કાં તો તે પુસ્તકની જાતે નકલ કરી લેઇને વા તે પ્રત કોઇની પાસેથી પ્રાપ્ત કરીને તે સમયે ગમ્ય

મહારાજાઓ અને શ્રીમંત પુરુષો ધર્મ, સાહિત્ય અને ભિન્ન ભિન્ન વિદ્યા ગ્રંથોની નકલો લખીઆ કરે કરાવી તે પ્રતો જુદે જુદે સ્થળે જ્ઞાનભંડારોમાં પહોંચાડાવતા અને એને તેઓ ધર્મલાભ સમજતા તે પુસ્તકોનો ત્યાં વિશેષ ઉપયોગ થતો તેમ તેના કાયમ સંગ્રહ અને સલામતી માટે પુરતી સાવચેતી રખાતી હતી

પ્રાચીન યુગમાં આપણું સાહિત્ય એ રીતે પ્રચાર પામતું હતું પણ તે સૌ વાંચવાને સુલભ ન હોઇને જે તે ભણતરના ગ્રંથો લિપિઓ કરવાની સામાન્ય પ્રથા પડી હતી

મુસલમાની સમયમાં આપણું એ સાંસ્કૃતિક ધન લૂંટફાટ, નાશભાગ અને કાપાકાપીમાં ઘણું અસ્તવ્યસ્ત થઇને નાશ પામ્યું હતું પરંતુ જે બચાવી રાખ્યા તેને આપણા પૂર્વજોએ પોતાના પ્રાણની પેઠે રક્ષવા ખાસ સાવચેતીના પગલાં લીધા હતા એમની એ ડહાપણભરી અને દીર્ઘદ્રષ્ટિવાળી રીતિનીતિના પરિણામે જે કાંઈ સલામત રહ્યું તે વડે આપણે આપણા ધર્મ, ઇતિહાસ વિદ્યા અને સંસ્કૃતિ વિષે થોડું ઘણું જાણવાને શક્તિમાન થયા છીએ

પણ વચમાં દેશમાં એવી અંધાધુંધી અને અરાજકતા વ્યાપી રહ્યા હતા - પ્રજા તેના જાનમાલ માટે સદા ભયમાં રહેતી, અને તેને લઇને લેખનવાચન અને અભ્યાસ પર મીંડું મૂકાયું હતું અને પરિણામે જનતા પર અજ્ઞાનતાનું આવરણ ફરી વળ્યું

પ્રાચીન જ્ઞાનભંડારો પર એવા સીલ મૂકાયા કે તેમાંના ગ્રંથો કદી પ્રકાશ જોવા પામતા નહિ અને શાસ્ત્રી તેમજ પંડિતોના વર્ગના ખાનગી પુસ્તક સંગ્રહનો પણ ઉપયોગ કરનાર કુટુંબમાં કોઇ જીવતા નહિ રહેવાથી અથવા કુટુંબમાંથી જ્ઞાનનો દીપ બુઝાઈ જવાથી, જે કાંઈ પુસ્તકસંચય હોય તે મેદરકારીને લઇને ઉધાઇનો ભોગ થઇ પડતો અથવા તો તે પુસ્તકોને નદી કુવામાં તેની પવિત્રતા જાળવવા પધરાવવામાં આવતા અથવા તો તે કાગળો ગાળીને ત્યાં પડીકા બાંધવામાં જતા હતા

આ પ્રમાણે આપણું પ્રાચીન સાહિત્ય થોડું નાશ પામ્યું નથી

અંગ્રેજી અમલ સ્થપાયા પછી કંઈક દેશમાં શાન્તિ પથરાઇ જ્ઞાન પ્રકાશના કિરણો પ્રકટવા લાગ્યા, પણ પહેલાની અજ્ઞાનતા અને જડતાને લઇને પ્રાચીન પુસ્તકો વિષે લોકોમાં જે ભ્રમમૂલક વિચારો અને ખોટી માન્યતા બંધાઇ ગયા હતા તેમાં ઝાઝો ફેરફાર થયો નહિ

એમાં કિમિયો લખેલો છે; એમાં ચમત્કાર ભરેલો છે, એ ધર્મગ્રંથો છે વગેરે કારણો આગળ ધરીને જે કોઈ પાસે જુનો પુસ્તકસંગ્રહ હોય તે કોઇને બતાવતા નહિ. કદાચ કોઈ પુસ્તક વિષે ખબર પડી જાય તો તે પુસ્તક બહાર કાઢવામાં આનાકાની કરવામાં આવતી.

સોસાઈટીની સ્થાપના કરવામાં આવી તેમાંનો એક ઉદ્દેશ જુના ગ્રંથોની હાથપ્રતો મેળવી સંગ્રહવાનો હતો. પણ ઉપર વર્ણવેલી પરિસ્થિતિમાં તેના કાર્યવાહકોને તે કાળે જુના પુસ્તકો મેળવતાં ભારે મુશ્કેલી પડતી. માંડ માંડ જે પાંચ પુસ્તકો લાગવગથી કે પૈસાના પ્રલોભનથી સાંપડતાં. તેથી એનાથી વધુ સુતરો માર્ગ તે પુસ્તકોની નકલ ઉતરાવી લેવાનો ગ્રહણ કરવામાં આવ્યો હતો અને તેમાં ધીમે ધીમે પણ સારી પ્રગતિ થઇ હતી. આ પ્રમાણે જે સાધન સામગ્રી ઉપલબ્ધ થઇ તેનું દોહન કરી પ્રાપ્ય થયેલ નવનીતનો ગુજરાતી કાવ્ય દોહન એ નામે જનતાને કવિ દલપતરામે જુની ગુજરાતી કવિતાનો પ્રથમ પરિચય કરાવ્યો હતો અને તેમાંની કવિતાની વિવિધતા, સરસતા અને માનવહૃદયને સ્પર્શતા સાર્વત્રિક અંશોને લઇને તે પુસ્તકની લોકપ્રિયતા અદ્યાપિ ટકી રહેલી છે

જુના સિક્કા સંગ્રહવાનો શોખ અમને વિદ્યાર્થી અવસ્થામાંથી ઉદ્‌ભવ્યો હતો અને તે નિમિત્તે દર શુક્રવારે ગુજરીમાં જવાનું થતું. સોસાઇટીની નોકરીમાં જોડાયા પછી એક પ્રસંગે ભાલણ અને ભીમની કૃતિઓ ત્રણસેં વર્ષ પરની લખેલી મળી આવી, અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પ્રાચીન સાહિત્યમાં હજુ તો અમે પ્રવેશ કરતા હતા. અમને જે આનંદ થયો તે દી. બા. અંબાલાલ સમક્ષ વ્યક્ત કર્યો; તેઓ પ્રસન્ન થયા અને અમને એવી જુની હાથપ્રતોનો સંગ્રહ કરવાની સલાહ આપી.

એક તરફથી જુની હાથપ્રતો મેળવવાનું કામ અમે ચાલુ રાખ્યું અને બીજી તરફથી સોસાઇટીના સંગ્રહમાંની હાથપ્રતોની યાદી 'બુદ્ધિપ્રકાશ' માં નોંધવાની ચાલુ કરી, એટલા માટે કે એ વિષયમાં રસ લેનારાઓને એ વિષે માહિતી મળે તેમજ એ યાદી કટકે કટકે તૈયાર થઇ જાય

પ્રથમ સોસાઇટીમાંની હાથપ્રતોની યાદી આપી અને તે નામાવલિ પૂરી થતાં, અમે જે સંગ્રહ એકઠો કર્યો હતો તેની નોંધ છાપવા માંડી. આશરે ૫૦૦ પ્રતો ભેગી થઇ હતી અને તેને કેવી રીતે ગોઠવવી, એ અમારા માટે કઠિન થઇ પડ્યું હતું.

અમને લાગ્યું કે અમારો એ સંગ્રહ સોસાઈટીને અર્પણ કરવો અને કમિટીને તે સંગ્રહ સાથે કવિ દલપરામનું નામ જોડવા દેવા વિનંતિ કરવી.

આપણા દેશમાંથી અંગ્રેજી સત્તા દૂર થયા પછી પુષ્કળ જુનું સાહિત્ય પરદેશ ખેંચાઇ ગયું છે. તેનો શોચ કરવો અત્યારે નકામો છે; પરંતુ સોસાઇટીના સંસ્થાપક ફૉર્બસ સાહેબે જુના ગ્રંથો મેળવ્યા હતા અને જેને લઇને કવિ દલપતરામે ગાયું હતું,

" કુથ્થા[1] પુસ્તક કાપિને, એનો ન કરિશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, મારક મળ્યો ગૃહસ્થ. "

તે સઘળો મૂલ્યવાન સંગ્રહ તેઓ ગુજરાતી પ્રજાને વારસામાં આપતા ગયા છે; અને તે એમનું પાવનકારી નામ સદા સ્મરણમાં રહે એ આશયથી સ્થપાયલી શ્રી ફૉર્બસ સભા-મુંબાઈ-પાસે છે. ગુજરાતી પ્રાચીન સાહિત્ય અને ઐતિહાસિક સાહિત્યનું અવલોકન કે સંશોધન કરનારે તે સંગ્રહ અવશ્ય જોવો જોઇએ. તે સંગ્રહની સૂચી બે ખંડમા શ્રી ફૉર્બસ સભાએ શ્રીયુત્ અંબાલાલભાઈ જાની પાસે તૈયાર કરાવી છે, તે તપાસવાથી એની મહત્તા અને સમૃદ્ધિ ધ્યાનમા આવશે.

ફૉર્બસ સાહેબને એમના ગ્રંથ સંગ્રહમા કવિ દલપતરામે કિમતી સહાયતા કરી હતી જુની ગુજરાતી કવિતાનો પરિચય કરાવવાનુ માન ઉપર દર્શાવ્યું તેમ કવિને છે અને વધુમાં એમની ગાદીએ બેસવાનું સદ્ભાગ્ય અમને સાપડયું હતુ; તેથી અમારા એ સંગ્રહ સાથે કવિ દલપતરામનુ નામ જોડવાની માગણી કરવામા, ઉપરના કારણો ઉપરાત એમના પ્રત્યેનો અમારો પૂજ્ય ભાવ પણ હતો. તે સંબંધમાં ઑન. સેક્રેટરીને અમે પત્ર લખ્યો હતો તે પરિશિષ્ટ ૨ મા આપ્યો છે.

કવિ દલપતરામ હસ્તલિખિત પુસ્તકમાની ઘણીખરી પ્રતો શુકવારમાથી મળેલી છે; તે કારણે તે જીર્ણ, તુટક, અપૂર્ણ અને ચુંથાયલી માલુમ પડશે. તેમ છતા ગુજરાતી પ્રાચીન કવિતાનાં પુસ્તકોના સંશોધન અને પ્રકાશન સારૂ તેમાની પ્રતો મદદગાર થઈ પડે એમ છે અને કેટલીક પ્રતો એવી હાથ લાગી છે કે જે કૃતિઓ અન્ય કોઈ સંગ્રહમાં નથી, તેમજ તે કિંમતી અને મહત્વની છે.

[1] કાગળ ખાનારો જીવડો કુથ્થો

## પરિશિષ્ટ ૩

અમદાવાદ, તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૨૪

રા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઓન. સેક્રેટરી સાહેબ,
મુ॰ અમદાવાદ

વિ વિ. કે છેલ્લા ૫૬૨ વર્ષથી ગુજરાતી જુના હસ્તલિખિત પુસ્તકોનો હું સંગ્રહ કરતો રહ્યો છું. અને આજદિન સુધીમા આ સાથેની યાદીમા નોંધ્યા મુજબ આશરે ૪૨૫ પુસ્તકો મેળવવા ભાગ્યશાળી થયો છું અને તે પાછળ મે લગભગ રૂા. ૨૦૦) ખર્ચ કરેલો છે.

સોસાઈટીની સ્થાપના થઇ ત્યારથી તેના ચાલકોએ જુના હસ્તલિખિત પુસ્તકો મેળવવાનો પ્રયાસ કરેલો અને એવા લગભગ ૧૫૦) પુસ્તકોની નકલો સોસાઇટીના સંગ્રહમા છે પણ તે બધા આધુનિક-ઉતારેલી પ્રતો છે

પ્રાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસ અને ઇતિહાસ માટે આ મારો સંગ્રહ અત્યંત કિમતી અને ઉપયોગી છે અને તે નીચેની સરતે હું સોસાઇટીને આપવા ઇચ્છા રાખુ છું. મને આશા છે કે સોસાઇટી મારી વિનંતિ સ્વીકારશે

### સરત

(૧) આ ખાસ સગ્રહને-સોસાઇટીના અને મારા-' કવિ દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ ' એ નામ આપવુ.

(૨) આ સગ્રહને સારી રીતે બધાવી, વ્યવસ્થિત કરી સુરક્ષિત રાખવો

(૨) તેની સપૂર્ણ યાદી છપાવવી.

અતમા મારી એટલી પ્રાર્થના છે કે સોસાઇટી મારા આ કાર્યની યોગ્ય કદર બુઝી, મને વધારે ઋણી કરશે

લી. આજ્ઞાકિત સેવક,
હીરાલાલ ત્રિ. પારેખ

મોઆઈથી તરફથી ગુજરાતમા પ્રગટ થતુ સાપ્તાહિક પત્ર "વર્તમાન" નામનુ કાઢવામા આવ્યુ હતુ, પણ એ પત્રની એક પણ પ્રત અમે મેળવવા શક્તિમાન થયા નહોતા

થોડાક દિવસ પર એક જુની હાથપ્રત 'શુક્રવાર' માથી મળી આવી. તેના પુઠાના પુઠાનુ અંદરનુ અસ્તર કાગળથી મજબુત કર્યું હતુ એ કાગળ તે ઉપરોક્ત "વર્તમાન" અઠવાડિકનો ટુકડો માલુમ પડ્યો

એ કટગ અનાયાસે મળી જવાથી અમને બહુ આનંદ થયો અને એ નમુનારૂપે અમે અહિં તેનુ ચિત્ર આપીએ છીએ

" વર્તમાન " અઠવાડિકનો નમુનો

# પ્રકરણ ૧૧

## સ્ત્રી જીવનના પ્રશ્નોને ચર્ચતું સાહિત્ય

" The supreme benefactor in every age and in every home is the mother of mankind and mankind's wife Round her gathers the family To her all men look for solace, for praise and for life's Joys From her hands come food and clothing She spends wisely most of what men strive to earn x x x The final arbiter of all Social Reforms is in the end a woman and so may it always be"

*Sir Arnold Wilson M P.*

( The Spectator-20th June, 1934 )

ગયા સૈકામા છોકરીઓ માટે જુદી શાળાઓ આવશ્યક મનાતી તેમ સ્ત્રીઓ માટે જુદુ વાચન સાહિત્ય હોવુ જોઇએ એવો સામાન્ય અભિપ્રાય હતો કુદરતે જ સ્ત્રી પુરૂષમા કેટલીક ભિન્નતા હેતુસર રાખેલી છે, અને એ બન્નેની પ્રકૃતિ-સ્વભાવમા તાત્વિક ( fundamental ) ભેદ માલુમ પડે છે એક બુદ્ધિપ્રધાન છે, તો બીજુ લાગણી પ્રધાન છે તેમાય સ્ત્રીજાતિ સારૂ માતૃત્વ એ એના જીવનનુ ઉત્કૃષ્ટ અને સર્વોપરિ ધ્યેય માનેલુ છે, એની સિદ્ધિમા સ્ત્રીજીવનની ધન્યતા રહેલી છે, અને વળી ગૃહસસારનો નિર્વાહ અને ભાર સ્ત્રીઓ પર મુખ્યત્વે આવ્યો છે

આ બધા કારણોને લીધે સ્ત્રી કેળવણીના ક્ષેત્રમા અમુક પ્રકારનુ અને વિશેષ કરીને સ્ત્રી જાતિની વિશિષ્ટતાને પોષતુ અને સહાયભૂત થઇ પડે એવુ શિક્ષણ અને વાચન સાહિત્ય અપાય એવી માગણી વારવાર થતી રહી છે અને તે વજુદ વિનાની નથી, એમ આપણે નહિ કહી શકીએ

તેથી એમ નથી માની લેવાનુ કે સ્ત્રીની માનસિક શક્તિ પુરુષથી ઉતરતી છે, અથવા તો બુદ્ધિ અને આવડમા, ડહાપણ અને ચાતુર્યમા તેઓ પછાત છે જીવનના વિવિધ ક્ષેત્રમા પુરુષ વર્ગ સાથે સ્ત્રીઓ પણ સરસાઇમા ઉત્તિર્ણ થઇ છે, એવા અનેક દાખલાઓ મોજુદ છે

એટલે સ્ત્રી પુરૂષ વચ્ચે જે કેટલાક કૃત્રિમ ભેદો અસ્તિત્વમાં છે, તેને તોડવા કરજ કરવા પડે છે.

સ્ત્રી વાચન સાહિત્ય જુદું હોવુ જોઇએ, એ માન્યતા હાલમા ભાગ્યેજ કોઇ ઉત્તેજે; અને એવા કૃત્રિમ ભેદને ટાળવોજ જોઇને.

સોસાઇટી હસ્તક આઠ ટ્રસ્ટ ફંડો છે, તેનો ઉપયોગ સ્ત્રી ઉપયોગી સાહિત્ય વધારવામા કરવાનો છે. સોસાઇટીના કાર્યવાહકો સ્ત્રી ઉપયોગી સાહિત્યને તેના સંકુચિત અર્થમા જોતા નથી, પણ એ ફંડોમાથી સ્ત્રી જીવનને સ્પર્શે, સ્ત્રી જીવનના પ્રશ્નો ચર્ચતુ હોય, સ્ત્રી જીવન વિકાસને અનુકૂળ થઈ પડે એવું વાચન સાહિત્ય ઉભું કરવા વિશેષ કાળજી રાખે છે, અને નીચે સ્ત્રી ઉપયોગી છ પુસ્તકોની નોંધ કરવામા આવી છે, એ આ વાતનું સમર્થન કરશે.

"સખીને પત્રો" એ પુસ્તક જાણીતા થીઓસોફીસ્ટ મણિલાલ નથુભાઇ દોશીને લખી આપવા આગ્રહ કરવામા આવ્યો હતો નીતિમય અને જીવનવ્યવહારમા માર્ગદર્શક નિવડે તેમ આધ્યાત્મિક જીવનને પુષ્ટિ આપે અને ઉત્કર્ષ સાધે એવા પ્રકારનુ લખાણ એમની કલમમાથી નિર્ઝરતુ હતુ, અને એમના સંખ્યાબંધ ચોપડી ચોપાનિયા વાચીને અનેક સ્ત્રી પુરૂષો પોતાની મુશ્કેલીઓ અને મુઝવણ વિષે લખીને એમની સલાહ પૂછતા હતા, એમ અમારી જાતમાહિતી છે

ગુજરાતના થિઓસોફીસ્ટમા તેઓ અગ્રેસર કાર્યકર્તા અને જાહેર વક્તા હતા, એમના શાંત અને મુગા સેવા કાર્યથી અને માયાળુપણાથી તેઓ સૌનાં દિલ જીતી લેતા હતા. એવુ એમનુ વર્તન હતુ, એવો એમનો પ્રેમાળ સ્વભાવ હતો

ગુજરાતીમા થિઓસોફીના સિદ્ધાતો અને વિચારનું સાહિત્ય ઉભું કરવાનું માન મુખ્યત્વે એમને પ્રાપ્ત થાય છે, અને એ સાહિત્ય ઉદાર અને ઉન્નત વિચાર અને તત્વચિંતનથી ભરેલુ તેમ ઉત્કર્ષક અને આશાજનક માલુમ પડે છે.

ગયે વર્ષે એ લેખકશ્રીનુ મૃત્યુ થતા ગુજરાતે એક સમર્થ અને ભાવનાશાળી સમર્થ લેખક તેમજ એક ઉત્તમ કાર્યકર્તા ખોયો છે.

શા ઉદ્દેશથી ભાઈ મણિલાલે "સખીને પત્રો" એ પુસ્તક પત્રરૂપે ગૂથ્યુ તેનો સારાશ એમની પ્રસ્તાવનામા આવી જાય છે, તેથી એ ભાગ જ અહિં ઉતારવો બસ છે.

તેઓ લખે છે,

"અત્યારે જગત્ એવી સ્થિતિમાંથી પસાર થાય છે કે જ્યારે અનેક વ્યક્તિગત તેમજ સમષ્ટિગત પ્રશ્નો આપણી આગળ ખડા થાય છે, અને તેનું નિરાકરણ કરવાની આપણને જરૂર પડે છે. છેલાં પાંચેક વર્ષથી જુદે જુદે સ્થળે ધર્મ, સમાજ અને કેળવણી એ વિષયો ઉપર ભાષણો આપવા નિમિત્તે ફરવાનું થવાથી કેટલાક વ્યક્તિગત પ્રશ્નોનો ઉકેલ આણવાની મને ફરજ પડી હતી. આ પુસ્તકમા સ્ત્રી જગતમા ઉદ્ભવતા કેટલાક પ્રશ્નોનો ખુલાસો આપવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે, અને તેમા પણ સમષ્ટિ કરતા વ્યક્તિના પ્રશ્નો ઉપર વિશેષ લક્ષ આપવામા આવ્યુ છે.

વળી પુરુષોના તેમજ સ્ત્રીઓના દૃષ્ટિબિન્દુઓ એકજ પ્રશ્નની બાબતમા ઘણીવાર ભિન્ન હોય છે. પુરુષો મોટે ભાગે મનતત્વને પ્રધાન ગણી તે પ્રશ્નો વિચારે છે અને સ્ત્રીઓ મોટે ભાગે હૃદયતત્વને મુખ્ય માની તે પ્રશ્નોને તપાસે છે. પુરુષો ઘણા વખતથી ભોગવેલા હક્કો જતા કરવા ના પાડે છે. સ્ત્રીઓ કેળવણી લઇ, સંસ્કારવતી થઇ પોતાના ધર્મો બજાવવા સાથે પોતાના હક્કો માગવા તૈયાર થતી જાય છે. જન સમાજમા તેમજ ગૃહમા પોતાનું સ્થાન યોગ્ય પ્રમાણમા મળે, તેની તેઓને પ્રબળ આતર ઇચ્છા હોય છે આવી સ્થિતિમા પુરુષોને અન્યાય ન થાય, અને સ્ત્રીઓને ન્યાય મળે એ હેતુ ધ્યાનમા લઇ એક સ્ત્રી પોતાની સખીને પોતાના હૃદયના ખરા ભાવ વિના સંકોચ જણાવે, તેવી રીતે જણાવવા આ પ્રશ્નોમા પ્રયત્ન કરવામા આવ્યો છે"

જાણીતા સ્ત્રી માસિક સ્ત્રીબોધના તંત્રી તરીકે શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, છેલ્લા પંદર વર્ષથી સ્ત્રી સમાજની જે સુદર સેવ કરી રહ્યા છે તે ખરેખર પ્રસસાપાત્ર છે એવી સંગીન સેવા એમણે કેટલાંક કિમતી પુસ્તકો લખીને કરેલી છે, જેમાના સામળભટ્ટ સિંહાસન બત્રીસી વાર્તાની– બાળોપયોગી આવૃત્તિની ત્રણ આવૃત્તિઓ થવા પામી છે, તે એની લોકપ્રિયતા સૂચવે છે, અને તેનુ વિશેષ કારણ, એમની લેખન શૈલી સરળ, સ્વાભાવિક, અલિષ્ટ અને પ્રાણવંત છે, તેમ તેઓ તદ્દન સાદા અને પરિચિત શબ્દોની પસંદગી અને ઉપયોગ કરે છે. તે છે.

એમનુ "ગૃહજીવનની સુદરતા" નામનું પુસ્તક જો કે અગ્રેજી પુસ્તક પરથી લખાયલુ છે પણ તેમાની વસ્તુને આપણા સંસાર સાથે એવી

જુઓ "સખીને પત્રો" ની પ્રસ્તાવના

સુનિશ્ચિત રીતે યોજી દેવામાં આવી છે કે એ રૂપાંતર નવીન જ લખાયું ન હોય એવી છાપ પાડે છે, અને તેનું વાચન રસદાયક અને પ્રોત્સાહક નિવડી, આપણો સંસાર સુખી અને આનન્દમય થાય એવી અનેક સૂચના અને પ્રેરણા તેમાંથી પ્રાપ્ત થાય છે

એક મિત્રને એ પુસ્તક એટલું બધું ગમી ગયું કે તેની નવી આવૃત્તિ પોતાના ખર્ચે છપાવી તેની પ્રતો પોતાની જ્ઞાતિમાં લહાણીરૂપે વહેંચી હતી એજ એની ઉત્તમતા માટે સમ્ય પ્રમાણપત્ર છે

લેખક, પુસ્તકને સમાપ્ત કરતાં જીવનમાં ચારિત્ર્ય પર જે ભાર મૂક્યો છે, તે જીવન ઉન્નતિની ઉમદા કુંચી છે, તેથી એ વિષયને જેટલું મહત્વ અપાય એટલું ઓછું છે, અને વાચકનું ધ્યાન તે પ્રતિ ખેંચાય તે હેતુથી એ ભાગ આપવો અમને ઉચિત લાગે છે

"આ રીતે એ મર્મ બતાવતો ફરી ફરીને ચારિત્ર્ય ઉપર આવીને આધાર રાખે છે જે સારી સ્ત્રી હોય તેજ સારી પત્ની થઈ શકે, અને જે ધર્મમય સ્ત્રી હોય તેજ સારી સ્ત્રી થઈ શકે પત્નીત્વમાંની ગંભીર જોખમદારીને પહોંચી વળવા માટે જે ડહાપણ અને બળની જરૂર છે તે એક પ્રભુ વિના અન્ય કોઈ આપી શકે તેમ નથી જ્યારે તેની જુવાની જતી રહે, ગાલની લાલી ચાલી જાય, આંખની ઝમક હોય નહિ ત્યારે પણ તેના પોતાની દૃષ્ટિએ ખૂબસુરત જણાવા માટે ચારિત્ર્યનું જે જવાહીર મેળવવું જોઈએ, આત્માનું જે સૌન્દર્ય મેળવવું જોઈએ, તે ફક્ત પ્રભુ વિના બીજે કદિયે મેળવી શકાય તેમ નથી પોતાની જાતને અને પરિમિત જીવનમાં અન્ય સર્વને આશીર્વાદરૂપ થઈ પડાય એવું વર્તન કરતાં તો ફક્ત પ્રભુજ શીખવી શકે

પ્રેમના પ્રથમ સ્વપ્ના શા હતા, પ્રેમ એટલે પ્રથમ, જુવાનીમાં જે અર્થ થતો હતો, તેની સાથે પછીના જીવનમાં ઘણી વાર જે પ્રેમની નિષ્ફળતાઓ નિવડે છે, આ સ્વપ્ના ક્યાં અલોપ થઈ જાય છે, પ્રેમના સાહસનું ક્યું નિર્જીવ પરિણામ આવે છે, તેની સરખામણી કરવા કરતાં વધારે દિલગીરીભર્યું કાર્ય આ દુનિયામાં છે નહિ આટલી બધી દિલગીરી ભરી નિરાશાઓ શા માટે થતી હશે? આટલી બધી સમજણો ધૂળમાં શાને રગદોળાતી હશે? આ સર્વ સ્વપ્ના સાચા પડવાનો, આ માગણીઓ તાજી અને મહેકભરી રાખવાનો શું કાંઈ રસ્તો નહિ હોય?

છે, સ્નેહ છે, પણ તે ધર્મમા—ચારિત્ર્યમા છે. યુવતી લગ્નવેદી સમક્ષ હસતી, મધુરગીત ગાતી જાય છે, પણ તેને ખ્યાલ છે – તે પોતાના ધર્મ, ફરજો, જાણ્યા વિના ત્યા જશે તો તે લગ્નવેદી નહિ રહે પણ તેના બલિદાન માટેની ભભકતી આગરૂપ નિવડશે? જે આ સૃષ્ટિના આદિ છે, અને જે અંત છે, તે પ્રભુ સાથે પોતાનુ જીવન એક તન્મય કરતા સુધી આ વેદી સમક્ષ જતા તેણે થોભી જવુ જોઇએ માનુષી પ્રેમ ઘણોજ મૂલ્યવાન છે, પણ તેથી કાંઇ હૃદય સર્વદા ધરાતુ નથી. કસોટીના સમય આવશે, ગુચવણભર્યા પ્રસગો આવશે, ગુસ્સો થવાનો વખત આવશે, નિરાશાઓ થશે, દુઃખ અને દિલગીરીના પ્રસગો આવશે, તે સમયે પ્રભુ વિના પથ કાપવો વિકટ થઇ પડશે પરંતુ તેની કૃપાથી, તેના સાન્નિધ્યથી, જે કૂવો આજે કળી રૂપ દેખાય છે, તેજ આવતી કાલે ખીલશે અને શરૂઆતના પ્રેમના સ્વરૂપ, વળી પાછા શાંતિ આનંદના ગઢ રચશે, અને તે ગઢમા વડપણમા આશ્રય, નિરાંત અને શાતા મળશે '×

પચીસેક વર્ષ પર ઓલીવીઆ સ્કીનર નામના જાણીતા ઇગ્રેજ સ્ત્રી લેખિકાનુ Woman & Labour એ નામનુ એક પુસ્તક પ્રસિદ્ધ થયુ ત્યારે પાશ્ચાત્ય જગતમા એથી મ્હોટી ચર્ચા થવા પામી હતી અને અમે ભૂલતા ન હોઇએ તો રેવ્યુ ઓફ રેવ્યુઝના તત્રી ડબ્લ્યુ. ટી. સ્ટેડ એ પુસ્તકને "સ્ત્રીઓનુ બાઇબલ" એ નામનુ ઉપનામ આપ્યુ હતુ ખરે, સ્ત્રી જાતિની વકીલાત કરતુ એ એક ઉત્તમ પુસ્તક છે, એમ તેના પરિશીલનથી ખાત્રી થશે આવા સમર્થ ગ્રથનો ગુજરાતીમા તરજુમો થાય એમ કોણ ન ઇચ્છે, અને જાણીતા બ્રહ્મોપદેશક શ્રીયુત મણિલાલ છોટાલાલ પારેખે એકાદ પુસ્તક લખવાની ઇચ્છા દર્શાવી ત્યારે તેમને આ પુસ્તકનો તરજુમો કરી આપવાનુ કાર્ય સોપવામા આવ્યુ હતુ, અને તેમા એઓ સફળ નિવડયા છે.

લેડી વિદ્યાબ્હેન નીલકંઠે, સદરહુ પુસ્તકની સમાલોચના, અનુવાદકની ઇચ્છાથી, કરી હતી, તે એ પુસ્તકમા દાખલ કરવામા આવી છે, એ લેખમા ગ્રથનુ દોહન કરેલુ છે, અને એમના જેવા એક પ્રતિષ્ઠિત સ્ત્રી ગ્રેજ્યુએટ, એ વિષય પરત્વે શા વિચાર દર્શાવે છે, એ જાણવા માટે આપણને સ્વાભાવિક રીતે ઉત્કંઠા થાય જ. તેથી તેમાનો કેટલોક અગત્યનો ભાગ અમે નીચે આપીએ છીએ

× ગૃહજીવનની સુંદરતા, પૃ. ૬૪-૬૬

" આ જમાનામા ઘણી સ્ત્રીઓ યુરોપ,—અમેરિકામા—કનાડં, ગાહાળીસ તરીકે તેમજ ટપાલખાતા, અને બીજા ખાતામા નાની નાની નોકરીઓ કરે છે અને કુવારી કે અનાથ સ્ત્રીઓ આથી કરીને પોતાના કુટુબને ભારરૂપ થતી મટે છે પણ તે સાથે તેમના તે જીવનમા કેટલાક જોખમો રહેલા છે, ફેમીનીસ્ટો કહે છે કે અમે એવો જનસમાજ ઇચ્છીએ છીએ કે સ્ત્રી જાતિને પુરૂષ વર્ગ તરફથી ભયનુ કારણ ન રહે ખરેખર એ સ્થિતિ તો આ દુનીઆ દુનીઆ રહેશે અને તેના પુરુષો પુરુષો રહેશે ત્યા સુધી આવવાનો સંભવ જણાતો નથી પણ એટલુ તો ખરૂજ છે કે જેમ સ્ત્રીઓ છુટથી ફરતી હરતી થાય, ધધામા પડતી થાય અને તેમને લિંગ ભેદના દૃષ્ટિબિન્દુથી જોવામા ન આવે તેમ તેમ એ જોખમ ઘટતે અંશે ઓછુ થાય અને તેજ માર્ગે ઓછુ થવા સભવ છે બાકી પડદે રહેનાર બાઇઓ પોતાનુ સ્ત્રી જાતિત્વ કોઇ પણ સમય ભૂલી શકતી નથી, તેમજ તે વર્ગના પુરુષો એ કારણથી સ્ત્રીઓને મનુષ્યો નહીં પણ સ્ત્રી જાતિ વિશિષ્ટ હમહમેશ ગણે છે લિંગભેદ તેમના મનને છોડી શકતો નથી

ઉપર કહ્યું તેમ ધધામા સ્ત્રીઓને જોખમ છે પણ સાથે સ્ત્રી જાતિને એ જોખમોથી મુક્ત થવાનો માર્ગ પણ એજ છે છતા એ જોખમ વહોરવા જેવુ છે કે કેમ એ હજુ નિશ્ચિતતાથી કહી શકાય નહીં

બીજા વર્ગની સ્ત્રીઓ જે પુરુષોની બરોબરીના કામ કરે છે તે મજુર વર્ગ છે તેઓ જે કામ કરે છે તેને પરિણામે તેમના ઘર અને સતાન તરફ દુર્લક્ષ રહે છે એ તો જાણીતી વાત છે તેઓ ધનની કમાણીમાં ઉમેરો કર છે એ ખરુ છે પણ તેથી ઘરમા સુખ સાધન વધે છે કે નહિ તે સદેહ પડતુ છે તે વર્ગના પુરુષો દારૂ વગેરેમા વધારે ખરચ કરી નાખવા શક્તિમાન થાય છે એ તો દેખીતુજ છે તે વર્ગની સ્ત્રીઓના જીવન અસ્તવ્યસ્ત થઇ જાય છે, તેમની નીતિ શિથિલ થાય છે અને આર્થિક સ્વતત્રતાથી સ્વાશ્રયીપણુ આવવુ જોઇએ તે જોવામા આવતુ નથી પરાધીનતામાથી છુટવા માટે જો આ મહેનત આ અતિ શ્રમ સાધન હોય તો તે નિરર્થક છે એમ કહીએ તો ચાલે સામાન્ય વ્યવહારમાં એવી સ્ત્રીઓ કોઇ રીતે સ્વતત્ર નથી તેમજ તેમના બાળકો તથા પોતાની જાત માટે સર્વથા પુરુષને આધારેજ પડેલી છે પુરુષો તેમના પ્રત્યે મન ગમતો વ્યવહાર કરી શકે છે એ વર્ગ અજ્ઞાત છે અને તેમના પરથી સર્વને માટે અનુમાન ના બાંધી શકાય પણ તેમના આધાર સિવાય પણ પરાધીનતા દૂર કરવાનો માર્ગ માત્ર મહેનત છે એ સિદ્ધ કરવુ દુરસ્ત છે

પાલમમેટ સંપાદિત હિન્દી આફ્રિકા નામના પારસી માસિકમાં આવી હતી પણ એમાંની દલીલો પોતાને પસંદ ન પડવાથી માઇસોર યુનિવરસિટીના તત્વજ્ઞાનના પ્રોફેસર વાડીઆએ તેના રદીઆ એક જુદી લેખમાળા લખીને આપ્યા હતા અને એ લેખ સંગ્રહ પછીથી એમણે નવેસર The Ethics of feminism એ નામ આપીને ઈંગ્રેજીમાં છપાવ્યો હતો અને તુરતજ આપણે અહિં તેમ પરદેશમાં સારો સત્કાર પામ્યો હતો. એ લેખો વાચતાં જણાશે કે લેખક એ ચર્ચામાં મધ્યસ્થ માર્ગ ગ્રહણ કરે છે તે જેમ વ્યવહાર તેમ સમતોલ છે

સામાજીક હસ્તક સ્ત્રી ઉપયોગી પુસ્તકો લખાવવાને ઉપર જણાવ્યું છે તેમ ઠીક ઠીક ફંડો છે અને તેમાંના એકમાંથી આ પુસ્તક ગુજરાતીમાં લખી આપવાનું શ્રીમતી સરોજિની બ્હેન મહેતા એમ એ ને સોંપવામાં આવ્યું હતું

એ બ્હેનની કલમ તેજસ્વી અને તીક્ષ્ણ છે અને એમના પિતાશ્રી સ્વર્ગસ્થ રમણભાઇની પેઠે એઓ પણ ગુજરાતી, શુદ્ધ અને સરળ લખે છે

સ્ત્રી સ્વાતંત્ર્યના અને સ્ત્રી હકના શ્રીમતી સરોજિની બ્હેન ચુસ્ત હિમાયતી છે એટલે મૂળ લેખકની ક્યાંક દલીલો એમને નજ રુચે તેથી જ્યાં એમને વિરુદ્ધતા જણાઈ ત્યાં ફુટનોટમાં પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવ્યો છે, એ રીતે ગુજરાતી વાચકને એ ચર્ચાની બન્ને બાજુ જોવાની તક મળી છે જો કે તેથી મૂળ લેખકને કદાચિત કંઇક અન્યાય થવાનો ભય રહે છે

આખા પુસ્તકમાં અમે ઉપર જણાવ્યું તેમ લેખક તટસ્થવૃત્તિ જાળવી, સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતીઓ અને તેના વિરોધીઓની દલીલોમાંથી મધ્યસ્થ પણ ઉત્તમ માર્ગ તારવી કાઢી, જે નિર્ણય પર આવે છે તે એમણે નીચે પ્રમાણે દર્શાવ્યો છે અને તેમાં આપણને એમનો નારી જાતિ પ્રત્યેનો તદન પૂજ્યભાવ વ્યક્ત થાય છે, તે વિચારો, આ પ્રકરણના મથાળે જે અવતરણ ઉતાર્યું છે, તેને બરોબર મળતા આવે છે

'ઉપર સૂચવેલા કોઈ પણ ફેરફાર એવા ઉદ્દામ નથી કે જેથી કુટુંબ સંસ્થાના કાંઇ પણ સારા અંશ ઉપર અસર થાય અને ભૂતકાળથી ચાલી આવેલી ઘણી ખામીઓ એથી જરૂર દૂર થશે. ખરી પ્રગતિનો માર્ગ વિકાસ છે, અનેક જોખમથી ભરેલો બળવો નહિ. ભૂતકાળની સ્ત્રી પુરુષની ગુલામ

---

સ્ત્રી સ્વાત પ્રા. ૫ ૩૨૨—૨૩

હતી, માતા તરીકે તે માન પામતી અને તેની આશા પળાતી. કેટલીક વખત તેના સૌંદર્યથી અંજાઈને પુરુષો અંધ પૂજા કરતા, પરંતુ સ્ત્રીજાતિ તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાતુ ભવિષ્યની સ્ત્રી આત્મજ્ઞાનવાળી બનશે પોતાના દરજ્જાનું તેમજ પોતાના કર્તવ્યોનુ એને ભાન રહેશે માત્ર એનામા ઉદ્દામ વ્યક્તિત્વવાદ પ્રવેશ ન પામે એટલુ આપણે સંભાળવાનું છે એ વ્યક્તિત્વવાદમાથી કદાચ નિરંકુશતા ઉત્પન્ન થાય અથવા નીતિથી શિથિલતા પણ આવે ભૂતકાળમા એના જ્ઞાન ઉંડા છતા સંકુચિત હતા, એની વાણી બહુ ભોળી અને ગંભીરતા વગરની ભવિષ્યમા એની વાચાળતા શિક્ષણને લીધે જતી રહેશે માત્ર પુરુષની ખુશામત કરનાર તરીકે જીવનાની એ સ્પષ્ટ ના કહેશે એને પૂરેપૂરો વિકાસ પ્રાપ્ત થશે સૌંદર્ય સત્ય અને પ્રેમથી ભરેલે હૃદયે તે મનુષ્ય જાતિને ઝુકાવશે માતૃપદ માટે એ ભોગ આપવા તૈયાર રહેશે છતા પણ યોગ્ય પ્રસંગે પોતાની બુદ્ધિનુ અને મહત્ત્વપૂર્ણ હૃદયનુ ધન મનુષ્યજાતિની સેવામા અર્પણ કરશે એમાસાદામ નિકોલે ગુનાઓ ખાતર આત્મભોગ આપ્યો પરંતુ હેરિયેટ બીચર સ્ટોએ એનામા અપ્રતિમ બુદ્ધિ અને દેશીઅશના બી રોપ્યા હતા વેશ્યાવૃત્તિ સામે લડત ચલાવવામા વિલિયમ સ્ટેડ સ્હેબાનુ અને તિરસ્કાર સહન કર્યા હતા, પરંતુ તે સાથે જોસફાઈન બટલરે નિત્ય વિરુદ્ધતા સામે યુદ્ધ કર્યું હતુ ' પુસીફુટ " જોનસન મદ્યપાન નિષેધ માટે આખી દુનિયામા ફરે છે પરંતુ ફ્રાન્સીસ વિલર્ડે એ ચળવળ શરૂ કરવાની પહેલ કરી હતી, રાજપુરુષો યુદ્ધમા ઉતરવા તત્પર હતા પરંતુ બથા વૅાન સટનરે પોકાર ઉઠાવી યુદ્ધ સામે વિરોધ કર્યો વિજ્ઞાનશાસ્ત્રીઓ સેના માટે વિનાશના હથિયારો બનાવ્યા પરંતુ નેટી ઓફ ધ લૅમ્પ (મીસ ફલોરેન્સ નાઇટીંગેલ) એણે જ ઘાયલ સિપાઈઓના દુખ દૂર કરવાનુ માથે લીધુ ભૂતકાળના મહાન્ જ્ઞાનીઓએ–પ્રાચીન યુગનો જરથોસ્થ, ઇસુસખ્રીસ્ત, ગૌતમબુદ્ધ શ્રીકૃષ્ણ કે મહમદ પયગંબર એ સર્વેએ મનુષ્યજાતિને એકત્ર કરનાર સહાનુભૂતિની ભાવના જોવાની આશા રાખી હતી એમના આદર્શો ત્યારેજ ફ્લીભૂત થશે કે જ્યારે સ્ત્રીઓ યોગ્ય પદ પ્રાપ્ત કરશે અને પોતાના બાળકોને રણસંગ્રામની ક્રૂર વીરતા નહિ પરંતુ શાંતિનો મહિમા, સંકુચિત સ્વાર્થમયતા નહિ પરંતુ સામાજિક સહાનુભૂતિ, સંકુચિત દેશભક્તિ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય ન્યાયવૃત્તિ, ધનતૃષ્ણા નહિ પરંતુ જ્ઞાન તૃષ્ણા એ સર્વ શીખવશે ભૂતકાળમા માનવજાતિની નિષ્ફળતાનું કારણ માતાઓ તરફથી યોગ્ય પ્રોત્સાહન ન મળ્યુ તે જો કોઈ

પણ કાળે વિજય પ્રાપ્ત કરવો હોય તો તે માતાઓ દ્વારાજ થઈ શકશે
તેઓ માનવ સૌંદર્ય, માનવ સત્ય, માનવ શ્રેષ્ઠતાનો અખંડિત ઝરો છે

બીજા બે પુસ્તકો સ્ત્રીઓ ગૃહસંસારનો ભાર-વહન કરવા કેમ સમર્થ
થાય અને તેમને તે સરળ થઇ પડે, એ દૃષ્ટિએ લખાયના છે અને તેમાંની
માહિતી એમને જરૂર મદદગાર થઈ પડે એ પુસ્તકોના નામોજ, "ગૃહલક્ષ્મી'
અને "ગૃહલક્ષ્મી કેવી હોવી જોઇએ," તે તેમાંના વિષયના સૂચક છે

"ગૃહલક્ષ્મી' એ પુસ્તક મૂળ બંગાળીમાં લખાયું હતું તેનો લેખક
રાયસાહેબ દિનેશચંદ્ર સેન બ. સારા અને જાણીતા લેખક છે અને એમનો
બંગાળી ભાષા અને સાહિત્યનો ઇતિહાસ-કલકત્તા યુનિવરસિટિએ પ્રસિદ્ધ
કરેલો એક પ્રમાણભૂત ગ્રંથ છે પ્રસ્તુત પુસ્તક-ગૃહલક્ષ્મી એમણે પોતાની
પુત્રીના ઉપયોગ અર્થે યોજ્યું હતું અને એ નોંધપોથી અન્યના જોવામાં
આવતા, તેમની માગણી પરથી એક પુસ્તક રૂપે તે તૈયાર કરવામાં આવ્યું
હતું અને તે એટલું બધું ઉપયોગી જણાયું હતું કે કલકત્તા યુનિવરસિટિની
મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં એ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં
આવ્યું હતું એ પુસ્તકમાં નીચેના વિષયો ચર્ચ્યાં છે —

(૧) ગૃહિણી ગૃહમુચ્યતે (૨) સ્ત્રી કેળવણી (૩) માગ ભીવણી
(૪) અવિભક્ત કુટુંબ (૫) સુગૃહિણીનું કર્તવ્ય (૬) નોકર પ્રત્યેની
વર્તણૂક (૭) વડીલો પ્રત્યેનું કર્તવ્ય (૮) દામ્પત્ય જીવન (૯) ઉપસંહાર
અને પરિશિષ્ટમાં વરવૈદુ-દેશી અને પાશ્ચાત્ય, તેમ ફુલઝાડ અને ઘરખર્ચનો
હિસાબ એ વિષે માહિતી આપી છે

આ પુસ્તકનો તરજુમો શ્રીયુત મહાશંકર ઇંદ્રજી દવેએ કરેલો છે,
અગાઉ પણ એમણે બે પુસ્તક બંગાળી પરથી સોસાઈટીને લખી આપ્યા
હતા અને તે અને આ પુસ્તક લખક તરીકે એમની કીર્તિમાં ઉમેરો કરે છે

×"ગૃહલક્ષ્મી કેવી હોવી જોઇએ એ એક હરીફાઇથી લખાવેલો ઇનામી
નિબંધ છે સોસાઈટીને સૌ. લક્ષ્મીબાઇ હરીઆણી ઇનામી નિબંધ
ફંડ મળેલું છે, તેમાંથી એ ફંડ સોંપનારની ઇચ્છાનુસાર આ વિષયપર
જાહેરાત આપી નિબંધો લખાવી મંગાવ્યા હતા તેમાં શ્રીમતી દિવાળી
બ્હેન ભટનો નિબંધ ઇનામને પાત્ર જણાયો હતો એક સ્ત્રી લેખિકા
પ્રસ્તુત વિષયને હાલના બદલાતા જતા સંજોગમાં કેવી રીતે વિચારે છે અને

× ગૃહલક્ષ્મી કેવી હોવી જોઇએ ? પૃ ૧૨ ૧૪

જુએ છે, એ પુરતું જ એનું મૂલ્ય છે. એ નિબંધનો ઉપસંહાર એ બ્હેને નીચે પ્રમાણે કર્યો છેઃ

"પુરુષોએ કરેલા સુધારા સ્ત્રીની સહાનુભૂતિ વગર નિરર્થક જાય. ઈશ્વરે સ્ત્રીને હૃદયનું પ્રાધાન્ય આપ્યું છે અને ગૃહાંગણને દીપાવવાનું મહાન કર્તવ્ય સોંપ્યું છે તો તેમાં ઈશ્વરદત્ત બુદ્ધિનો ઉપયોગ કરી સંતોષ માનવો જોઈએ. મોજ શોખને બદલે સુંદરતા, ફેશનને બદલે શિષ્ટતા ને પ્રતિષ્ઠા, હઠને બદલે પ્રસન્નતા ને આત્મસંતોષ, ફરવા ફરવાના શોખને બદલે ઘરસ્તાન બનાવી ત્યાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાના કોડને સેવે છે. એક આદર્શ ગૃહિણી આદર્શ ગુરૂમાતા અને કુટુંબ પોષિતાનો ભાર સરળતાથી વહી શકે છે. આદર્શ આર્યા ને ગુણસુંદરી જેવી સ્ત્રીને શું અશક્ય છે ? વળી સ્ત્રીનો આત્મા સુંદરતા, સ્વચ્છતા, સુવ્યવસ્થા, બાળઉછેર, ગૃહવ્યવસ્થા, અને એથી યે વધારે સુધારણા કરવા માટે સર્જાયો છે

સંસાર એ ક્રીડા ભૂમિ નથી પણ એક વિદ્યાલય છે. ગૃહિણીએ પોતાના પતિની હાજરીમાં તેની સહાયક અને ગેરહાજરીમા તેની સ્થાનાપન્ના બનવા જેટલી તાલીમ લેવી જોઈએ. ભલે આપણે પાશ્ચિમાત્ય કેળવણી લઈએ પરંતુ ભારતીય નારી બહેનોની મહાન કલાનુ મંદિર તે 'ગૃહ' અને એ કલાનો ભોક્તા ને 'પતિ' આ બંનેની–કલાની તે અધિષ્ઠાત્રી દેવી છે. એ મહાન ભાવનાના કીર્તિધ્વજને વિશુદ્ધતા, પ્રેમ અને ગાર્હસ્થ્યના ત્રિરંગી રંગે ઝળહળતો ને નિષ્કંટક–નિષ્કલંક ભાવનાના વાયુમા ફરફરતો રાખવો એ તમામ સ્ત્રીગૃહિણીની ફરજ છેજ. ભારતને નષ્ટ થતો અચાવવાનુ એજ મહાન હથીયાર છે.

આપણી આદર્શ ગૃહલક્ષ્મીને–ભલે પછી તે ગમે તે સ્થિતિમા હોય છતા–ઘરનુ કામકાજ તો થોડે ઘણે અંશે કરવું જ પડે છે, ઈશ્વરી કે કુદરતના કાયદા પાળવાથી જ ખરૂ આરોગ્ય મળી શકે છે, ચારિત્ર્ય વિશુદ્ધજ નીતિના તત્ત્વોનો સમાવેશ થાય છે અને વિશુદ્ધ પ્રેમ તથા નિર્મળ ભાવનાથી જગતને જીતી શકાય છે

વળી ધારો કે ગૃહલક્ષ્મી પોતે સંપૂર્ણ સમજદાર અને કેળવાએલી હોય અને કદાચ તેના પતિમા કોઈ જાતના દુર્ગુણ કે સમજફેર હોય તો પણ તેને નિભાવીને કે સમજાવીને તે દૂર કરી શકે છે. ગૃહલક્ષ્મીના ઉત્તમ ગુણો વડેજ ઘરની લક્ષ્મી–સંપત્તિને મોભો જળવાઈ રહે છે. માટેજ

કહેવાય છે કે સ્ત્રી તો ખરેખર 'લક્ષ્મી' જેવી છે. મનુષ્ય જીવનમાં ત્રણ ધન મહાન કહેવાય છે. (૧) સ્ત્રી (૨) સંતતિ અને (૩) વિદ્યા તેમાંથી એક પણ ધન ઓછું હોય તો ગમે તેટલો વૈભવી માણસ પણ નચીંતો જીવન ગુજારી શકતો નથી. માટે દરેક બહેનની એ મુખ્ય ફરજ છે કે પોતે સુધરે અને અન્યને સુધારે. બીજાનું જીવન સુધારવા જેવું એક પણ મહાન અને પવિત્ર કાર્ય છેજ નહિ. એ આશીર્વાદ આગળ અનેક પાપ અને દુઃખ દૂર થઈ જાય છે. ગૃહલક્ષ્મીની એ મહાન ફરજ દરેક સ્ત્રીને શિરે મરજાએલી છેજ એ ભૂલવું જોઈએ નહિ"



# પ્રકરણ ૧૨

## બુદ્ધિપ્રકાશ

"વ્હેમ અને અજ્ઞાનનો, નિશ્ચય કરવા નાશ;
વિદ્યાની વૃદ્ધિ થવા, પ્રકટે બુદ્ધિપ્રકાશ."
(બુદ્ધિપ્રકાશ, સન ૧૮૯૯)

સામયિક પત્રોની કારકિર્દીમાં, મનુષ્ય જીવનમાં બને છે તેમ, એક સમય એવો આવે છે, કે જ્યારે તે પૂર બહારમાં ખીલે છે અને તેની સુવાસ સર્વત્ર પ્રસરી રહી અને આહ્લાદક નિવડી, સારી નામના અને ખ્યાતિ પ્રાપ્ત કરે છે, પણ તેનો આધાર મુખ્યત્વે તેના સંચાલક-તંત્રીના વ્યક્તિત્વ પર અવલંબે છે.

"ગુજરાત શાળાપત્ર" ને નવલરામે ખિલવ્યું, "સુદર્શન" ની પ્રતિષ્ઠા મણિલાલે જમાવી, "સાહિત્ય" ને મટુભાઈએ યશસ્વી કર્યું, 'વીસમી સદી" ની સિદ્ધિ અને લોકપ્રિયતા હાજી મહમદ અલારખીઆ મેળવી શક્યા, "ગુજરાતી" ને ગૌરવવંતું ઈચ્છારામે કર્યું તેમ "બુદ્ધિપ્રકાશ" ની કીર્તિ કવિ દલપતરામે વધારી હતી, અને એમનો સંદેશો ઝીલવા ગુજરાતી જનતા તે કાળે ચાતકની પેઠે ઉત્સુક રહેતી હતી એ વ્યક્તિ દૂર જતાં, 'બુદ્ધિપ્રકાશ' નું તેજ પણ ઝાંખું પડ્યું એમ વાચકવર્ગને જણાયું હતું. જેવી રીતે ડબલ્યુ. ટી. સ્ટેડનો સ્વર્ગવાસ થતાં, સુપ્રસિદ્ધ ઇંગ્રેજી માસિક "રિવ્યુ ઑફ રિવ્યુઝ' તેનું વજન અને પ્રતિષ્ઠા ફરી મેળવી શક્યું નથી, મેસિંગહામ જતાં તેનું અઠવાડિક પત્ર 'નેશન" નું નૂર હણાઈ ગયું છે, તેવી શોચનીય સ્થિતિ કવિ દલપતરામ સોસાઇટીની સેવામાંથી નિવૃત્ત થતાં, 'બુદ્ધિપ્રકાશ' ની થઈ પડી હતી.

એ સ્થિતિમાં સુધારો કરવા કમિટી તરફથી બુદ્ધિપ્રકાશનું સંપાદન કાર્ય જાણીતા વિદ્વાન શ્રીયુત ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકને સોંપવા તજવીજ થઈ હતી, પણ તેમણે તે સ્વીકારવા નાખુશી દર્શાવી, એટલે બુદ્ધિપ્રકાશમાં કયા લેખો લેવા તેનો નિર્ણય કરવા, ને પછી, એક બુદ્ધિ પ્રકાશ કમિટી નિમાઈ હતી ને વખતોવખત મળીને બુદ્ધિપ્રકાશમાં દાખલ કરવાના લેખોની પસંદગી કરતી તેમ યોગ્ય અને ઉત્તેજનપાત્ર જણાય તેવા લેખો માટે ઇનામની રકમ ઠરાવતી હતી.

બુદ્ધિપ્રકાશમાં રાજકીય અને ધાર્મિક લેખો નહિ લેવાનો પહેલેથી પ્રતિબંધ હતો અને પાછળથી શૃંગારિક લખાણ લેવા સામે સુગ હતી. તેમાં વળી આસિ. સેક્રેટરીઓની વારંવાર ફેરફારી થતી, તેથી તેનું સંપાદન કાર્ય બહુ કઠિન થઈ પડતું અને ધોરણ એકસરખું સચવાતું નહિ. એ સંજોગમાં જે કાંઈ લેખો મંગા આવે તે છાપીને બુદ્ધિપ્રકાશ કાઢવામાં આવતું હતું.

આમ, આખું તંત્ર એવા દ્વિધા અધિકારયુક્ત ધોરણ પર રચાયલું હતું કે કોઈ એક પર તેના સંપાદનની પૂરી જવાબદારી રહેતી નહિ. આસિ. સેક્રેટરી બુદ્ધિપ્રકાશનો તંત્રી ખરો, પણ તેમાંના લેખ માટે પારિતોષિક આપવું હોય તો તેને બુદ્ધિપ્રકાશ કમિટીના અભિપ્રાય અને નિર્ણય મુજબ વર્તવાનું હતું; અને બને પણ એવું કે કોઈ લેખક પ્રસંગોપાત લેખ લખી મોકલતો હોય તે કમિટીના એક સભ્યની ભલામણથી ઇનામ મેળવી જાય અને જે લેખક તંત્રીને વારંવાર મદદ કરતો હોય તેને કાંઈ પણ બદલો મળે નહિ. તે માટે કોઈ એક વ્યક્તિને દોષ દેવો, એ બરોબર નથી. ખરી રીતે એ વ્યવસ્થા જ સવડભરી અને સંતોષકારક નહોતી. વસ્તુત એ તંત્રજ દોષિત હતું; અને જ્યાં સુધી તંત્રીને તેના કાર્યમાં મમત્વ બંધાય નહિ ત્યાં સુધી તેમાં સફળતા પણ ક્યાંથી પ્રાપ્ત થાય? અને તેનું વ્યક્તિત્વ તો વિકસે જ કેવી રીતે?

• કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે કાળે યુવાવસ્થાના ઉત્સાહમાં અને બિન અનુભવને લઈને સોસાઈટી વિષે એક વિવેચનાત્મક લેખ લખતાં, તેનુ મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ' સારી રીતે નિકળતુ નથી તેનો દોષ અમે તે વખતના તેના તંત્રી પર મૂક્યો હતો પણ પાછળથી અમે જોયું હતું કે તે આક્ષેપ અજુગતો હતો અને તે અઘટિત ટીકા માટે અમને ખરેખર ખેદ થાય છે

સોસાઈટીમાં દાખલ થયા પછી બુદ્ધિપ્રકાશ સારૂ સારા સારા લેખો મેળવવા અમે પ્રયત્ન કરવા માંડ્યો. અમારા મિત્રો અને ઓળખીતાઓને લેખ લખી મોકલવા વિનંતિ કરી. કૉલેજ જીવનમાં 'લિટરરી કલબ' એ નામની એક સંસ્થા કાઢી હતી, તેના સભ્યોને, જેઓ ગ્રેજ્યુએટ થઈ ગયા હતા અથવા થવાની તૈયારીમાં હતા, તે માને અમારા એ સંપાદન કાર્યમાં સહાયતા આપવા આગ્રહ કર્યો, અને તેમાં ઉત્તેજનનાં ચિહ્નો કંઈક દેખાવા લાગ્યા. ન્હાના મ્હોટા લેખો સારી સંખ્યામાં મળવા લાગ્યા અને તેમાં વિવિધતા તેમ નવીનતા આવવા માંડી.

માસિક ચાર ફૉર્મોનું નિકળતુ એટલે સર્વ વૃત્તિ અને વિચારને સંતોષવાનું મુશ્કેલ થઈ પડતું; અને મ્હોટા લેખોના વિભાગ કરવા પડતા તેથી તેની અસર, પ્રાયઃ ગાળાને લઈને, મારી જતી હતી; તોપણ ઉત્સાહભર્યાં અમે તે કાર્યમા અંતપૂર્વક પ્રવૃત્ત રહેતા.

લોકગીત, ઐતિહાસિક રાસ, લોકકથા વગેરે વાચવા સંગ્રહવાનો પહેલેથી અમને શોખ હતો અને સોસાઇટીની લાઇબ્રેરીમાંના 'ઇન્ડિયન એન્ટીક્વેરી' ના વૉલ્યુમો હાથમા આવતાં, તેમાથી બુદ્ધિપ્રકાશના દરેક *અંકમાં કંઈ કંઈ વાનગી આપવા નિશ્ચય કર્યો અને એવી એક એ છાપી પણ* ખરી. પણ ઑનરરી સેક્રેટરીને એવી રીતે છપાયલુ એક ગીત વાધા પડતુ લાગ્યુ અને અમારી એ કસુરને કમિટી સમક્ષ, જો કે રોષપૂર્વક નહિ, રજુ કરી હતી. તે વખતે જ સરકાર તરફથી પ્રેસ એકટની રૂઇએ જે તે પ્રકાશન ઉપર તેના પ્રકાશકનું નામ આપવાની સૂચના થઇ હતી. એ પત્ર કમિટીમા મૂકાયો હતો, અને તે વિષે ચર્ચા થતા, ઉપરોક્ત ગીતનો ઉલ્લેખ કરવામા આવ્યો અને ત્યારથી સોસાઇટીના સર્વ પ્રકાશનો પર પ્રકાશક તરીકે આસિ. સેક્રેટરીનુ નામ આપવાનો ઠરાવ થયો હતો

રાજકીય લેખો તો લેવાતા જ નહિ ધાર્મિક લેખો લેવાની મના હતી. અમને નીતિ અને તત્ત્વચિંતનના લખાણ પ્રતિ પક્ષપાત હતો તે અરસામા થિઓસોફીકલ સાહિત્ય થોડુ ઘણુ વાચવામા આવતુ, અને અમારા મિત્ર શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી, જેઓ હમણાજ સ્વર્ગસ્થ થયા છે, પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો–તેઓ અમને અવારનવાર નીતિ અને તત્ત્વચિંતન વિષયક લેખો લખી મોકલતા પણ તેમા કેટલાકે વાચક વહેમી અને અંધશ્રદ્ધાળુ બની જવાની ભીતિ દર્શાવી હતી. થોડાક વર્ષો પર 'બુદ્ધિપ્રકાશ' મા અમે "સોરઠના ઓલીઆઓ" એ નામક ઐતિહાસિક લેખમાળા બરવાળાના જાણીતા સંશોધક અને અભ્યાસી શ્રીયુત મનુભાઈ જોધાણીની લખેલી છાપી હતી તે ચમત્કાર ભરેલી હોઇ, વાધા પડતી જણાતી હતી

રાજકીય વિષયો સામાન્ય રીતે લેવાતા જ નહિ, પરંતુ ગુજરાત સભા સારૂ "ગામ પંચાયત" વિષે અમે એક લોકોપયોગી વ્યાખ્યાન તૈયાર કર્યું હતુ, તે બુદ્ધિપ્રકાશમા લીધુ હતુ. તે એમા કેમ લેવાય એવી ફરિયાદ મુંબઇના એક જાણીતા માસિકના તંત્રી મિત્રે ઉઠાવી હતી, અને જો એ ફરિયાદ સોસાઇટીના તે સમયના પ્રમુખ પાસે પહોચી હોત તો જરૂર કાઇક

ધમપછાડા થવા પામત. જો કે તે વિષે ઑનરરી સેક્રેટરી પાસેથી અગાઉથી સંમતિ મેળવી હતી.

કહેવાનું તાત્પર્ય કે બુદ્ધિપ્રકાશના સંપાદન કાર્યમાં પુરતી સ્વતંત્રતાના અભાવે અને એ કાર્ય કમિટીના વહિવટદ્વારા, જો કે તેની સીધી દેખરેખ નીચે નહિ, થતું હોઇને તેમાં કેટલીક વ્યવહારૂ મુશ્કેલીઓ રહેતી; પણ સમય જતાં, અને વધુ અનુભવ મળેથી તેને સુધારવાનો અને વિકસાવવાનો અવકાશ મળશે, એવી આશામાં તેનું તંત્રીપદ અમે નભાવે જતા હતા.

સન ૧૯૧૨ ના ઑક્ટોબર માસમાં લાલશંકરભાઈનું અવસાન થયું. બીજે વર્ષે નવું કારોબારી મંડળ અધિકારમાં આવ્યું અમારા વિરુદ્ધ કોઇને અંગત કારણ કાંઈ નહોતું, પણ અમને જુના કાર્યકર્તાઓના સહાયક તરીકે સમજવામાં આવતા; એથી અમારી સ્થિતિ બહુ ગંભીર અને કફોડી થઈ પડી હતી. સર રમણભાઇ અને અન્ય સભ્યોની નૈતિક હિમ્મત અમને મળી હોત નહિ તો આસિ. સેક્રેટરીના પદેથી તુરતજ અમે છૂટા થયા હોત.

અમારી મુશ્કેલીઓ એક જ દાખલો આપીશ.

સન ૧૯૧૫ માં સુરતમાં પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ મળી હતી, તેમાં એક ઠરાવ પ્રાચીન ગુજરાતી સાહિત્યની હાથપ્રતો, ઇતિહાસ, કળા વગેરેના નમુનાઓ, અવશેષ, ચિત્રો, મૂર્તિઓ, સિક્કા વગેરેનો સંગ્રહ થવા રજુ થયો હતો અને એ ઠરાવનું અમે ત્યાં સમર્થન કર્યું હતું.

તે સમયે ગુજરાત સાહિત્ય સભાના અમે મંત્રી હતા, તેથી ઉપરોક્ત ઠરાવને અમલમાં મૂકવા અમદાવાદમાં સાહિત્ય કળાનું પ્રદર્શન બીજે વર્ષે અમે યોજ્યું હતું અને તેનો ઉદ્ઘાટન વિધિ પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવના શુભ હસ્તે કરાવવામા આવ્યો હતો; અને તે પ્રદર્શન સર્વ રીતે આકર્ષક નિવડ્યું હતું. પણ અમે તેના મુખ્ય સંચાલક હતા તેથી અમને કનડગત કરવા ખાતર પ્રેમાભાઈ હૉલનો ઉપયોગ કરવા બદલ એ પ્રદર્શનનું હોલનું ભાડું લેવા ઠરાવ્યું થયું હતું; એટલુંજ નહિ પણ "વસંત વિલાસ" જેવું જુની ગુજરાતી ભાષાના નમુનાની સુંદર હાથપ્રત, તેમાંનાં ચિત્રોને બિભત્સ જણાવી, વાંધાભરી ગણવામાં આવી હતી, જે હાથપ્રતને લંડનની ઇન્ડિયા સોસાઇટીએ શ્રીયુત એન. સી. મહેતાના પ્રયત્નથી એમની પાસેજ સંપાદન કરાવી હાલમાં પ્રસિદ્ધ કરી છે, અને વર્તમાનપત્રોમાં તે વિષે કેટલીક નિરર્થક ચર્ચા કરવામાં આવી હતી.

તે પછીથી સોસાઇટીનું સઘળું કામકાજ અમે એક યંત્રવત્ કરતા હતા. અમારો સઘળો ઉત્સાહ ભાંગી ગયો હતો; નોકરી કરવા પુરતું જે તે કામને સંભાળતા કે તેમાં કસુર થવા પામે નહિ.

એ વર્ષોમાં દેશ પુષ્કળ પ્રગતિ કરી રહ્યો હતો. ગાંધીજી અમદાવાદમાં આવી રહ્યા હતા. યુરોપના મહાભારત યુદ્ધે સૌને ચંચળ અને પ્રગતિમાન કરી મુક્યા હતા. માત્ર સોસાઇટી જુને ચીલે ધીમી અને એકસરખી ગતિ કરતી હતી.

પ્રથમ ઇન્દુલાલના 'નવજીવને' અને તે પછી તુરતજ હાજીમહમદ અલારખીઆએ 'વીસમી સદી' કાઢીને ગુજરાતી માસિકોમા નવું ચેતન રેડયું હતું; અને હાજીમહમદે તો વીસમી સદીને સચિત્ર કરીને તેમ લેખકવર્ગમાં કંઇને કંઇ પરિતોષિક આપીને ગુજરાતી માસિકોમાં પરિવર્તન કર્યું હતું.

એ બધાંની સરખામણીમાં બુદ્ધિપ્રકાશ ઝાંખું અને મોળું દેખાતું અને તે વિ઼ે સખ્ત ટીકા પણ થતી હતી.

એક નમુનો નીચે ઉતારીએ છીએઃ

'પરંતુ આજના બુદ્ધિપ્રકાશમા એનું ભૂતકાળનું ગૌરવ કાયમ રહ્યું નથી. એની ગત અને ચાલુ અવસ્થાઓની તુલના કરીએ છીએ ત્યારે એની પૂર્વ સ્થિતિને માટે જેટલું માન ઉપજે છે તેટલીજ એની અત્યારની દીન-હીન દશાને માટે દયા આવે છે. જે બુદ્ધિપ્રકાશને માટે પહેલાં "ક્યારે પ્રસિધ્ધ થાય ?" એ જાતની વિદ્યાવિલાસીઓમાં આતુરતા રહેતી હ્હેનો અત્યારે ભાવ પણ બહુ ઓછા પુછે છે. જે થોડાં વર્ષો ઉપર માસિકોને મોખરે હતું તે અત્યારે સૌની પાછળ પડી ગયું છે... ...

તેથી એ સંસ્થાના કાર્યવાહકો ત્હેમજ સભ્યોએ આ બાબત ઉપર સત્વર લક્ષ આપવું જોઇએ. અને ગુજરાતી ભાષાની સેવાનો પોતાનો જે મુળ ઉદ્દેશ ત્હેની સાધનામા અતુપયોગી થઇ શકે એવા આ પત્રના ઉદ્ધારના ઉપાયો યોજવા જોઇએ."

[ વિશ્વનાથ ભટ્ટ, વસન્ત, પુ. ૨૧, અંક ૧૦, કાર્તિક, સં. ૧૯૭૮. ]

સન ૧૯૨૦ માં દી. બા. કેશવલાલભાઇ સોસાઇટીના પ્રમુખપદે ચુંટાતા અમારા કાર્યમાં કેટલીક સરળતા થવા પામી હતી અને અમારી અનુકૂળતા પણ વધી હતી; પણ કાગળોની મોંઘવારી અને બીજી કેટલીક

નવી પ્રવૃત્તિઓ સોસાઇટીના અંગે આરંભી હતી, ને નવો વધુ ખર્ચ કરવા જતાં, સંકોચવી પડે, તેથી બુદ્ધિપ્રકાશની હીન સ્થિતિ અમને સાલતી હતી; તેમ છતાં તે વિષે તાત્કાલિક કાંઇ નવું પગલું ભરવા ઇચ્છા થતી નહોતી અને તેનું કારણ વાસ્તવિક, આર્થિક પ્રશ્ન જ હતો.

અમારી મુશ્કેલીઓનો કાંઇક ખ્યાલ આપવા તે વખતે યુગધર્મમાં 'સાહિત્ય પ્રકાશક સંસ્થાઓ' એ વિષે લેખ લખતા, બુદ્ધિપ્રકાશને લક્ષીને, નીચે પ્રમાણે નોંધ અમે કરી હતીઃ

"તે (સોસાઇટી) એક સાર્વજનિક સંસ્થા છે અને તેનો વહીવટ પ્રજા હસ્તક છે; પણ એક જાણીતા અંગ્રેજ વિવેચક મિ. મિડલટન મરેએ જણાવ્યું છે તેમ, આવી સંસ્થાઓમાંથી વ્યક્તિત્વ એટલું ઓછું થઇ જાય છે કે તેની વાસ્તવિક અસર લગભગ અડધી ઓછી થઈ જાય છે; ને તે વ્યવહારમાં સ્થાપિત અને સિધ્ધ થએલા માર્ગે પ્રવર્તે છે. નવા સાહસ ઉપાડી લેવાની કે પ્રયોગ કરવાની તેને ઇચ્છાશક્તિ જ થતી નથી."

ત્યારબાદ ૧૯૨૪ના ડિસેમ્બરમા પહેલી ગુજરાત પત્રકાર પરિષદમા 'ગુજરાતી માસિકો' એ વિષય ઉપર નિબંધ વાચતા, અમે બુધ્ધિપ્રકાશ વિષે લખ્યું હતુ, કે,

"'બુદ્ધિપ્રકાશ' તો જુનુ માસિક છે. તે નામ સાથે કવિ દલપતરામનાં સ્મરણો જોડાએલા છે, સોસાઇટી જેવી સાધનસંપન્ન સંસ્થા તરફથી તે પ્રસિધ્ધ થાય છે. તેમા સામાન્ય રીતે સાહિત્ય, ઇતિહાસ, સમાજસુધારો અને કેળવણી વગેરે જ્ઞાનના, નીતિપોષક અને ઉપયોગી માહિતી આપતા લેખો આવે છે, પણ તેનું વ્યક્તિત્વ જુદું માલુમ પડી આવતું નથી એ તેની કમીના છે."

['ગુજરાતી માસિકો'—પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ, સન ૧૯૨૪—અમદાવાદ]

આ પ્રમાણે વસ્તુસ્થિતિ પ્રતિ આડ કતરી રીતે ધ્યાન દોરી, અમે સંતોષ માની, બેસી રહેતા નહોતા; પણ એમાં શી રીતે સુધારા અને ફેરફાર થઇ શકે તે વિષે વારંવાર પ્રમુખશ્રી દી. બા. કેશવલાલ ધ્રુવ અને ઓન. સેક્રેટરી સર રમણભાઈ સાથે ચર્ચા કરતા અને તેમાં એમ માલમ પડતું કે બુદ્ધિપ્રકાશ પાછળ વધુ નાણાનો વ્યય કરવા જતાં, જે નવી પ્રવૃત્તિઓ—જેવી કે પ્રાચીન કાવ્યોનું પ્રકાશન, મહિલામિત્ર, કોશનું કાર્ય,

લાઇબ્રેરીની સમૃદ્ધિ—વગેરે ઉપાડી લેતી ને સંઘરતી રહે અને તે સલાહભર્યું જણાયું નહિ; તેથી બુદ્ધિપ્રકાશ જેમ ચાલે છે તેમ ગતિમાન રાખવું એવા નિર્ણય પર આવતા.

બુદ્ધિપ્રકાશ આજીવન સભાસદો અને રજીસ્ટર પુસ્તકાલયોને બક્ષીસ અપાય છે, પણ અમને એમ થતું કે તેનું કદ મોટું કરી તેમાં ચિત્રો દાખલ કરી તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨ાા કે રૂ. ૩ રાખવામાં આવે, અને સોસાઈટીના સભાસદો તેમજ રજીસ્ટર પુસ્તકાલયો, રૂ. ૧ થી વધુ કિંમતના સોસાઈટીના નવાં પુસ્તકો રૂ. ૧ ની ઉપરની કિંમત મજરે આપીને તે પુસ્તક ખરીદ કરે છે, તેમ બુદ્ધિપ્રકાશનું ચાલુ લવાજમ રૂ ૧ાા બાદ કરી વધારાની રકમ તેઓ આપવા ખુશી દર્શાવે તો બુદ્ધિપ્રકાશમાં સુધારા વધારા કરવાનું બહુ સુગમ થઇ પડે.

એ હેતુથી સોસાઈટીના ધારાધોરણ જે સુધારાતા અને નવેસર ગોઠવાતા હતા, તેમાં ઉપર મતલબની એક કલમ દાખલ કરવા પ્રયત્ન કર્યો હતો પણ તે સૂચના કમિટીમાં માન્ય થઇ નહિ. એટલે બુદ્ધિપ્રકાશનું કદ વધારવાના કે તેમાં ઘટતા સુધારા કરવાના વિચારથી અમે મુંઝાતા રહેતા.

અમારા સન્મિત્ર ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ તો બુદ્ધિપ્રકાશને સો પાનાનું સચિત્ર કરવાને હમેશ દબાણ કરતા અને કારોબારી કમિટીમાં પણ એમના આગ્રહથી બજેટમાં બુદ્ધિપ્રકાશનું કદ વધારવા, તેના ખર્ચમાં રૂ. ૧૦૦૦) ત્રીજે વર્ષે વધુ મંજુર કરવામાં આવ્યા હતા.

પણ એ મુશ્કેલી એટલેથી દૂર થાય એમ નહોતું, માસિકનું કદ મોટું કરતાં, તે કામને પહોંચી વળવા માટે એક મદદનીશ તંત્રી જોઇએ અને તેનો પગાર જ આશરે રૂ ૬૦૦ થી ૯૦૦ થવા જાય, અને લેખકને કંઈક પારિતોષક અપાય તોજ સારા અને ધાર્યા મુજબ લેખો મેળવી શકાય.

આ પરિસ્થિતિમાં એ પ્રશ્નનો ઉકેલ થઇ શક્યો નહિ અને બુદ્ધિપ્રકાશ જેમ નીકળતું તેમ પ્રકટ કરવાનું ચાલુ રાખ્યું હતું.

તે અરસામાં નડિયાદમાં દશમી સાહિત્ય પરિષદ મળી ત્યાં જાણીતા શારદા માસિકના તંત્રીશ્રી ભાઇશ્રી રાયચુરા સાથે દરેક માસિકનું વ્યક્તિત્વ ખીલે અને દરેક માસિક કાંઇક વિશિષ્ટતા પ્રાપ્ત કરે, એ આશયથી પત્રકારોનું સંગઠન કરી અને સહકાર સાધી દરેકને યોગ્ય જે વિષયો લખાઇ આવે તે એકબીજા માસિકોમાં વહેંચી દેવા, અને તે પ્રશ્ન વિચારવા માટે માસિકોના તંત્રીઓનું સંમેલન ભરવાનું પણ એમણે સૂચવ્યું હતું.

એવા પ્રકારની પુસ્તકપ્રકાશન સંબંધમાં સત્કાર કરવાની યોજના પૂર્વે અમે સુધર્મમાં "આપણી સાહિત્ય સંસ્થાઓ" એ વિષે લખતાં ચર્ચી હતી; અને અમને ભાઇશ્રી રાવપુરાના વિચાર પસંદ પડયો તેથી તે સાથે સંમત થઈ, એ પ્રશ્ન વિષે શારદાના તંત્રી અંકમાં એક જાહેરપત્ર લખી મોકલવાનું સ્વીકાર્યું, અને એ પત્ર અમારા બંનેની સંયુક્ત સહીથી પ્રસિદ્ધ થયો હતો. પ્રસ્તુત પત્રમાં લેખકને પારિતોષક આપવાનો મુદ્દો અમે અમારા તરફથી ઉમેર્યો હતો.

સદરહુ પ્રશ્ન વિચારતા અમને થયું કે કાશીની નાગરી પ્રચારિણી સભાએ તેના મુખપત્રને માસિકમાંથી ત્રૈમાસિકમાં ફેરવી નાખી, હિંદી પત્રકારિત્વમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી, સુંદર અને સંગીન, સાહિત્ય, ઇતિહાસ અને ભાષાશાસ્ત્ર વગેરે વિષયોમાં, સેવા કરી રહ્યું છે, તેનો દાખલો બોધ *જેસ્તો થશે; અને એ નિર્ણય પર આવતા, અમે કારોબારી કમિટીને* બુદ્ધિપ્રકાશમાં ફેરફાર અને સુધારણા સંબંધમાં એક પત્ર લખ્યો, તે નીચે પ્રમાણે હતો.

## "બુદ્ધિપ્રકાશ" માસિકમાં ફેરફાર અને સુધારા કરવા બાબત રીપોર્ટ

"ત્રીજે વરસે મેનેજીંગ કમિટીના કેટલાક સભ્યો તરફથી "બુદ્ધિપ્રકાશ"નું કદ વધારવા, તેને સચિત્ર કરવા અને બીજી રીતે તેમાં જરૂરી અને યોગ્ય સુધારાવધારા કરવા સૂચના થઈ હતી અને બહારનો વાચક વર્ગ પણ તેમાં સમયાનુસાર ફેરફાર થવા વારંવાર ટીકા કરતો રહે છે.

-સદરહુ સંજોગોમાં તેની વ્યવસ્થા સંબંધી નીચે મુજબ કેટલીક સૂચનાઓ કરવાની રજા લઉં છું:—

(૧) જે લેખો સ્વીકારવામાં આવે તે બદલ દર પૃષ્ઠે બાર આનાથી રૂ. એક સુધીનું લેખકને પારિતોષિક આપવું.

(૨) તેમાં ભાષા, સાહિત્ય, ઇતિહાસ, વિવેચન, પ્રાચીન કાવ્ય, સંશોધન, પુરાતત્વ એ વિષયોને ખાસ પ્રાધાન્ય આપવું.

(અ) "બુદ્ધિપ્રકાશ"ને ત્રૈમાસિક કરવું; આથી સંપાદન કાર્યમાં કેટલીક અનુકૂળતા થશે.

(બ) પૃષ્ઠ આશરે ૧૦૦ થવાથી લેખોની વિવિધતા વધશે.

આ પ્રમાણે વ્યવસ્થા થવાથી હું માનુ છુ કે તે મારી રીતે સાહિત્ય સેવા કરવાને શક્તિમાન થશે, અને એક માત્ર વિવેચનાત્મક અને પુરાતત્વ વિષયક પત્રની ઉણપ છે તે એથી પુરાશે.

અમદાવાદ
તા —૨—૩૧

લી૰ સેવક,
હીરાલાલ ત્રિ. પારેખ

ઉપર મુજબ ફેરફાર કરવાથી આશરે રૂ. ૧૨૦૦ નુ વધુ ખર્ચ થતુ હતુ, પણ તેમ કરવા અમે ખેદ ખુશી હતા. ત્રૈમાસિક કરવાથી પ્રૌઢ વાચનનો બોજો સતત ચાલુ રહેતો તે કાંઈક ઓછો થવા પામશે એમ ધાર્યું. પૃષ્ઠોની સંખ્યા એકસાથે અને સામટી ૧૦૦ થી ૧૨૫ થવાથી લાંબા લેખો લઈ શકાશે એટલુ જ નહિ પણ તેમા વિવિધતા આણી શકશે અને વળી લેખકોને પારિતોષિક આપવાનુ ધોરણ નક્કી થયાથી જુદા જુદા વિષય પર વાચનીય અને અભ્યાસપૂર્ણ લેખો આપવાનુ સુગમ થશે

સુભાગ્યે છેલા બે વર્ષના અનુભવ પરથી અમે કહી શકીએ કે એ અખતરો સફળ નિવડયો છે અને તે સંતોષકારક જણાયો છે.

બુદ્ધિપ્રકાશને સચિત્ર કરવુ જોઇએ એમ કેટલાક મિત્રોનો આગ્રહ હતો. અહિ પણ નાણાનો પ્રશ્ન જ આડે આવતો હતો. કેટલા અને ક્યા ચિત્રો આપવા એને મર્યાદા નહોતી. છેવટે પ્રયોગ તરીકે આપણા અગ્રગણ્ય વિદ્વાનો, કવિઓ અને લેખકોની છબી, પ્રતિ અંકમા આપવાનો અમે નિર્ણય કર્યો અને એ યોજનાના પરિણામે, અમારૂ ધારવુ છે કે નજદિકમા ગુર્જર ગ્રંથકારોની ચિત્રાવલિ ગુજરાતી જનતાને ચરણે ધરવા અમે શક્તિમાન થઇશુ

વાચકની પ્રસન્નતા એજ કોઇપણ માસિક કે પત્ર માટે તેની સફળતાનું ઉત્તમ પ્રમાણપત્ર છે. બુદ્ધિપ્રકાશ તેની પાછલી કીર્તિ પુનઃ પ્રાપ્ત કરે, એ અમારે મન મોટો સંતોષ છે. પ્રભુ એ હેતુ બર આણો !



## પ્રકરણ ૧૩

### વિજ્ઞાનનાં પુસ્તકો

"As Betrand Russell has said "we know very little and yet it is astonishing that we know so much, and still more astonishing that so little knowledge can give us so much-power.

And so the scientist, conscious of the smallness of his knowledge and also conscious of the greatness of the power which so little knowledge has given him faces the future with courage × × ×

Science looks forward with confidence and courage to the day when Man shall realise the best that is in him."

(The Story of Science, p. 352-53 David Dietz.)

વિજ્ઞાનના પ્રદેશમાં એટલી બધી નવી નવી શોધો ચાલુ થતી રહે છે કે ન્હાનું. દેખીતું મનુષ્ય પ્રાણી ભવિષ્યમાં વિજ્ઞાન દ્વારા કુદરત પર વિજય અને કાબુ મેળવીને શું શું પ્રાપ્ત નહિ કરે, એ કહી શકાતું નથી.

આ પરિસ્થિતિ પાશ્ચાત્ય દેશોમા પ્રવર્તે છે. તેની સરખામણીમા હિંદુસ્તાન તદ્દન પછાત અને પરાધીન છે, કુદરતે જે અઢળક સંપત્તિ અને સાધન હિન્દને બક્ષ્યાં છે, તેનો, વિજ્ઞાનનો ઉપયોગ કરી, કેમ લાભ લઈ શકાય તે આપણે કરી જાણતા નથી. જે કાંઇ પરદેશથી આવે છે, તે વાપરીને આપણે આનંદ પામીએ છીએ. એ વિપરિત સ્થિતિ છે અને તે અસહ્ય છે.

આ સંજોગમાં વિજ્ઞાનનું સાહિત્ય આપણે ત્યાં ન ઉદ્‌ભવે એમાં શું આશ્ચર્ય છે?

પ્રથમ તો એ વિષયના નિષ્ણાતો થોડા છે; જે થોડા ઘણા વિદ્વાનો છે તેમને લેખન કાર્ય માટે પુરતા સમયનો અભાવ માલુમ પડે છે અને કદાચ તેનો અભ્યાસી, એ વિષયના પ્રેમથી આકર્ષાઇને, પોતાની માતૃભાષામાં તે વિષય લખવા માંડે છે, ત્યાં ઉચિત શબ્દોના માતૃભાષામાં બરાબર

બંધબેસ્તા પર્યાય શબ્દો શોધી કાઢવાનું તેને કઠિન થઈ પડે છે, અને એથી કંટાળીને લેખક એ વિષયને પડતો મૂકે છે, અથવા તો જે કાંઈ લખી કાઢે છે, તેમા સરળતા અને સ્વાભાવિકતા ન આવવાથી તે લખાણ સમજવુ અઘરૂ થઈ પડે છે

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદે આ જાતની અડચણ દૂર કરવા વિજ્ઞાન વિભાગ ખાસ ગણ્યો હતો, એટલા કારણસર કે વિજ્ઞાનના અભ્યાસીઓ એકત્ર મળીને, તે સંબંધી યોગ્ય કાર્યક્રમ રચે, અને પ્રો. માણેકલાલ જેઠાલાલ શાહના નેતૃત્વ હેઠળ કેટલુક માર્ગદર્શક કાર્ય પણ ઉપાડી લેવામા આવ્યુ હતુ પણ એથી વધુ પ્રગતિ એ ક્ષેત્રમા તે પછી થઈ નથી

સોસાઇટી હસ્તક વણ ટ્રસ્ટ ફંડો છે, જેનો ઉદ્દેશ વિજ્ઞાન અને હુન્નર ઉદ્યોગને લગતા પુસ્તક લખાવવાનો છે, પણ ઉપર જે મુશ્કેલીઓ રજુ કરી તેને લઈને એ ફંડમાથી પુસ્તકો લખાવવામા બહુ વિલંબ થાય છે. કેટલીક વાર પ્રયોગાત્મક નમુના રૂપ લખાણ મળે છે, પણ આવા વિષયમા તે લખાણ તદ્દન ખાત્રીલાયક, ચોકસ, દોષ રહિત અને મનોહર જોઈએ માલુમ પડવુ જોઈએ તેના અભાવે તે સ્વીકારવામા આવતુ નથી

શેઠ સુન્દરદાસ મોતિમિલ્ટર ફંડનો હેતુ ખેતીવાડીને લગતુ સાહિત્ય ગુજરાતીમા રચાવવાનો છે તે સારુ ખેતીવાડી ખાતાને, જંગલખાતાના અધિકારીઓને, એ વિષયમા રસ લેતા ગૃહસ્થોને ખેતીવાડી વિષે એક પુસ્તક લખી આપવા યોગ્ય લેખકની ભલામણ કરવા પૂછ્યુ હતુ પણ એ સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા હતા

ખેતીવાડીનુ સાહિત્ય જેમણે ગુજરાતીમા બહોળુ લખેલુ છે, તે શ્રીયુત દુર્લભરાય છોટાલાલ અંજારીઆને લખ્યુ ત્યારે નબળી આંખને લઈને હાથ નવુ કાર્ય ઉપાડી લેવાની એમણે અશક્તિ બતાવી હતી

જ્યારે તેઓ સારી રીતે કાર્ય કરી શકતા હતા ત્યારે સોસાઈટીને એમણે 'ખાડ વિષે' એક નિબંધ લખી આપ્યો હતો, તે એ ધંધામા પ્રવેશ કરનારને ઉપયોગી થઈ પડશે

શ્રીયુત ડાહ્યાભાઈ કુબેરદાસ, જેઓ અમદાવાદમા ખાડના મ્હોટા વેપારી છે, એમણે એમના પિતાશ્રીના સ્મરણાર્થે રૂ ૪૦૦)ની રકમ સોસાઇટીને ખાડ વિષે એક પુસ્તક લખવા આપી હતી તદનુસાર સોસાઈટીએ એ પુસ્તક લખાવીને છપાવ્યુ હતુ.

શ્રીયુત પર્જન્યરાય વૈકુંઠરાય મેઢ રસાયન શાસ્ત્રના વિષયમાં એ સમયે એમ. એ; માં ફર્સ્ટ ક્લાસમાં પાસ થયા હતા એટલુંજ નહિ પણ ચાન્સેલરનો સુવર્ણ ચંદ્રક મેળવવા ભાગ્યશાળી નિવડયા હતાં. સોસાઇટીએ એમને સર પ્રફુલચંદ્રના પુસ્તકોનો સાર ભાગ ગુજરાતીમાં લખી આપવા સૂચવ્યું અને તે કાર્ય એમણે ઉમંગભર ઉપાડી લીધું હતું. એ વિષયમાં રસ લેનારને આ પુસ્તકનું વાચન બહુ રસપ્રદ થશે.

માનસ શાસ્ત્ર પર પ્રો. જેમ્સનું પુસ્તક પ્રમાણભૂત ગણાય છે, અને તે આખા પુસ્તકનો તરજુમો ગુજરાતી વાચક વર્ગને બહુ મ્હોટો થઇ પડે તેમ અનુકૂળ પણ ન થાય. તેથી એ વિષય લઇને યુનિવરસિટિની એમ એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પાસ થનાર તેમ ન્યાયમૂર્તિ તેલંગ સુવર્ણ ચંદ્રક મેળવનાર પ્રો. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા; જેઓ હમણાં મુંબાઇ હાઇકોર્ટમા ન્યાયાસનને બિરાજે છે, તેમને તેનો અનુવાદ ટુંકાણમાં તૈયાર કરી આપવા વિનંતિ કરવામા આવી હતી. તે વખતે તેમને સમય પણ વિશેષ હતો. એ વિષયનો અભ્યાસ પણ તાજો હતો એટલે એ શ્રમભર્યું કાર્ય એમણે ટુંક મુદતમા પુરૂં કરી આપ્યું હતું; અને એ અનુવાદના સમર્થનમા, તે પુસ્તકની પ્રસ્તાવનામા એમણે લખ્યું હતું:

"જેમ્સના પુસ્તકનો અનુવાદ કરવા માટે એટલુંજ કારણ પુરતું છે કે મનના વ્યાપારોનું તેનું વર્ણન ઘણું આબેહુબ તથા અસરકારક છે અને આપણું હંમેશનું વર્તન સુધારવા માટે તો જેમ્સનું પુસ્તક અત્યંત ઉપયોગી છે."*

ત્રીજે વર્ષે વડોદરા રાજ્યની ટ્રેનિંગ કોલેજની માગણી પરથી એની નવી આવૃત્તિ કઢાવવામા આવી હતી.

માનસ શાસ્ત્રનો વિષય અત્યારે ખૂબ ચર્ચાઈ રહ્યો છે, અને તે વિષે સમગ્ર ખ્યાલ આપે એવું એક સ્વતંત્ર પુસ્તક બે ભાગમા લખી આપવાનું સોસાઇટીએ શ્રી. પ્રાણજીવનભાઇ વિશ્વનાથ પાઠકને સોંપ્યું છે; એ વિષયના તેઓ ઉંડા અભ્યાસી છે તેમ આધુનિક વિચાર પ્રવાહથી સારી રીતે પરિચિત છે. એમનું એ પુસ્તક તૈયાર થશે, અમારું માનવું છે કે નૂતન માનસશાસ્ત્ર પર આપણને એક કિંમતી પુસ્તક પ્રાપ્ત થશે.

---

* માનસ શાસ્ત્ર પૃ ૧.

"ભુસ્તર વિજ્ઞાન" એ એક સ્વતંત્ર ગ્રંથ છે આવુ રસિક બીજુ કોઇ વિજ્ઞાનનુ પુસ્તક ગુજરાતીમા નહિ જણાય, શ્રીયુત ડાહ્યાભાઇ પી દેરાસરીએ ઈંગ્લાંડમા રહીને આ વિષયનો પદ્ધતિસર અભ્યાસ કર્યો હતો અને ત્યાંની જ્યોલોજીકલ મંડળીના ફેલો પણ તેઓ નિમાયા હતા શાસ્ત્રીય વિષયો જે સામાન્ય રીતે કઠિન અને શુષ્ક માલુમ પડે છે, તેને સરળ અને રસિક બનાવવાની શ્રીયુત ડાહ્યાભાઇએ એવી અજબ શક્તિ કેળવી છે કે વિજ્ઞાનપર એમના લખેલા પુસ્તકો એક નવલકથાની પેઠે રસદાયક જણાય છે અને તેની પ્રતીતિ થવા અમે વાચકને એમનુ ભુસ્તર વિજ્ઞાનનુ પુસ્તક વાચવાની ભલામણ કરીશુ

એ વિષય આપણે અહિં નવીન છે અને તેની વિગતો યાદ રાખવા જતા આપણે ગુચવાઇ જઇએ છીએ, તેમ છતા લેખકે ભુસ્તરનુ વિજ્ઞાન આપણને બહુ સરળતાથી અને અસરકારક રીતે સમજાવ્યુ છે અને તેમા સ્થળે સ્થળે ઘરના ચિત્રો આપી એ વિષયને બહુ આકર્ષક બનાવ્યો છે

લોર્ડ કર્ઝનના સમયથી આપણે અહિં 'સહકાર પ્રવૃત્તિ' કાયદેસર દાખલ થયેલી છે, પણ તેની પ્રગતિ પ્રજામા આપણે ઇચ્છીએ એવી હજુ થઇ નથી, અને તેનું તંત્ર સ્ટેટેક દરજ્જે સરકાર હસ્તક હોઇને તેના વહિવટમા અનેક પ્રકારના અંતરાય નડયા કરે છે

એ પ્રવૃત્તિના સિદ્ધાંતો સમજાવતુ એક પુસ્તક હિન્દ સેવક સમાજના એક સભ્ય મી વેંકટ સુબ્બાએ લખ્યુ હતુ અને તે એ વિષયમા માર્ગદર્શક હોઇને સોસાઇટીએ તેનો તરજુમો શ્રી નટવરલાલ હરિલાલ ભગવતી પાસે કરાવ્યો હતો લેખક એક વકીલ હતા એટલે સહકારી એક્ટનુ એમને સારૂ જ્ઞાન હતુ અને તે વિષયને તેઓ યોગ્ય ન્યાય આપી શક્યા છે, એમ એ પુસ્તક સહકારી સંસ્થા તરફથી લેવાતી પરીક્ષા માટે વાચનાર ઉમેદવારે અમને જણાવ્યુ હતુ

આહારશાસ્ત્ર પ્રવેશિકા એ પુસ્તક કર્વે યુનિવરસિટિની પરીક્ષાના અભ્યાસક્રમમા એ વિષયને સ્થાન મળ્યાથી લખાયુ હતુ પ્રથમ લેખકે એ ગ્રંથ મરાઠીમા લખી પછી ગુજરાતીમા લખી આપવા સોસાઇટીને જણાવ્યુ હતુ આપણી શાળા પાઠશાળામા યોગ્ય પાઠ્ય પુસ્તકોની તંગી માલુમ પડે છે અને તે ખામી દૂર કરવા સોસાઈટી હમેશા સહાયતા કરતી રહી છે



દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

(પૃ ૧૨૮)

થતી રહેતી હોવાથી તેનું વ્યહવારૂ જ્ઞાન જનતાને આપી શકાય એવા આશયથી લોકોપયોગી વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની યોજના ઉપાડી લેવા કેટલાક બંધુઓ તરફથી સોસાઈટીને સૂચના થઇ હતી અને તેથી તે વિષયમાં શું સંગીન કાર્ય થઇ શકે એ વિષે વિચાર કરવા પ્રો. કાન્તિલાલની અમદાવાદમા હાજરીનો લાભ લઇને કેટલાક સમયપર એક સભા પણ ગોઠવવામાં આવી હતી; અને એ સઘળી ચર્ચાના પરિણામે વિજ્ઞાનના જુદાજુદા અંગો ઉપર ત્રણથી પાંચ વ્યાખ્યાનોની વ્યાખ્યાનમાળા સ્થાપવાનો નિર્ણય થયો હતો. તે વ્યાખ્યાનરૂપ હોઇને પારિભાષિક શબ્દોની મુશ્કેલી ઝાઝી નડશે નહિ તેમ તે વ્યાખ્યાનો સપ્રયોગ થવાથી તેમાં શ્રોતાવર્ગને તે વિષય સમજવામા પણ કેટલીક સુગમતા પ્રાપ્ત થશે અને લેખક મેળવવામાં જે મુશ્કેલી નડે છે, તેટલે દરજ્જે વ્યાખ્યાતા મેળવતાં નડશે નહિ.

સોસાઇટીએ આ અખતરો શરૂ કર્યો છે, અને આજપયત નીચે પ્રમાણે વ્યાખ્યાનો અપાઇ ચૂક્યા છેઃ—

૧ વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૧

રેડિયો, વાયરલેસ અને ટેલિવિઝન

વ્યાખ્યાતા શ્રી. ધનજીભાઈ ફકીરભાઇ, એમ. એ;

૨ વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૨

મન્ત્રતંત્ર, ચિત્તશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર.

વ્યાખ્યાતા શ્રી. પ્રાણજીવનભાઈ વિ. પાઠક, એમ. એ;

૩ સૂર્ય અને ગ્રહમંડળ, (૨) નભોમંડળ અને (૩) પરિમિત વિશ્વ,

વ્યાખ્યાતા વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. બી. એસસી. એલ. સી. ઇ.,

શ્રીયુત બાપાલાલ ગડબડદાસ વૈદ્યે "ગુજરાતની વનસ્પતિ" એ વિષય પર ત્રણ વ્યાખ્યાનો લખી મોકલ્યા છે અને શ્રીયુત ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્યને સાપેક્ષવાદ, અણુવાદ અને ક્વૉન્ટમવાદ એ વિષય પર ત્રણ વ્યાખ્યાનો આપવાનું સોંપાયું છે; અને જાણીતા અભ્યાસીઓને વિજ્ઞાનના એકાદ અંગ ઉપર, વિસ્તૃત રીને પણ સામાન્ય જનતાની દૃષ્ટિએ, ત્રણ કે વધુ વ્યાખ્યાન આપવા વખતોવખત લખી વિનંતિ કરવામા આવે છે.

આમ આ વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની યોજના સફળ નિવડી છે તેમ તે લોકપ્રિય થવા પૂરો સંભવ છે.

સોસાઇટીએ કર્વે યુનિવર્સિટિ અંગની પાઠશાળામાં અભ્યાસ માટે નિયત થયલા આ વિષયનું પુસ્તક છપાવવાનું માથે લીધુ હતું, એટલું જ નહિ પણ અહિંની ગુજરાત સ્ત્રી કેળવણી મંડળના વ્યવસ્થાપકો તરફથી એ વિષયમા મદદ આપવા માગણી થઇ હતી, તેનો નીચે પ્રમાણે ઠરાવ કરીને ઉત્તર આપ્યો હતોઃ—

"ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળના સેક્રેટરીઓનો સોસાઇટી પાસેથી નાણાંની મદદ અને પાઠ્ય પુસ્તકો તૈયાર કરવામા મદદ મળવા માટે પત્ર આવ્યો તે વાચીને ઠરાવ કે તે મંડળના સેક્રેટરીઓને લખી જણાવવું કે સોસાઇટી તેમને નાણાની મદદ કરી શકે તેમ નથી પણ તેઓ જો સ્ત્રી કેળવણીને લગતા પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા ઇચ્છતા હશે તો તે બાબત સોસાઇટી ઘટતી વ્યવસ્થા કરશે."*

ઓષધિકોશના સંપાદક સ્વર્ગસ્થ ચમનલાલ શિવશંકરના જુના લખાણના પોટલામાથી પદાર્થ વિજ્ઞાન વિષે થોડુંક લખાણ મળ્યું હતું તે લેખકની વિધવાને ઉત્તેજન આપવા નિમિત્ત સદરહુ પદાર્થ વિજ્ઞાનનું પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવ્યું હતું, પણ એ વિષય પર એક સ્વતંત્ર પુસ્તક ગુજરાત કૉલેજના ડેમોન્સ્ટ્રેટર મી. ધનંજયભાઇ ફકીરભાઇએ લખ્યુ છે અને તે ચાલુ વર્ષમા બહાર પડશે. તે શાળામા અભ્યાસ માટે તેમ સામાન્ય વાચન માટે ઉપયોગી થશે.

વનસ્પતિ શાસ્ત્ર—આર્થિક દૃષ્ટિએ—એ પુસ્તક એ વિષયના વૉટના મ્હોટા પુસ્તકો પરથી તારવી કાઢવામાં આવ્યું છે અને તે એ વિષયના માહિ અધ્યાપક અને કેળવણી નિષ્ણાત શ્રીયુત છોટાલાલ બાલકૃષ્ણ પુરાણીએ તૈયાર કર્યું છે. અવકાશના સમયે તેનું વાચન જ્ઞાનબોધક તેમ રસિક થઈ પડશે.

આપણી ઘણી વનસ્પતિઓ, તેનો ઉપયોગ બરોબર નહિ જાણ્યાથી બરબાદ જાય છે, તેનો પટનો લાભ આવા પુસ્તકના વાચન અને અભ્યાસથી મેળવી શકાશે. એ દિશામા આપણે ખાસ લક્ષ આપવું જોઇએ છીએ.

આ પ્રમાણે વિજ્ઞાનને લગતા પુસ્તકો લખાવવા સોસાઇટી બનતો પ્રયત્ન આદરી રહી છે, પણ દિનપ્રતિદિન એ વિષયમાં નવી નવી શોધ

* તા ૨૬ મી જાન્યુઆરી ૧૯૨૩, ઠરાવ નં. ૬.

થતી રહેતી હોવાથી તેનું વ્યહવારૂ જ્ઞાન જનતાને આપી શકાય એવા આશયથી લોકોપયોગી વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની યોજના ઉપાડી લેવા કેટલાક બંધુઓ તરફથી સોસાઈટીને સૂચના થઇ હતી અને તેથી તે વિષયમાં શું સંગીન કાર્ય થઇ શકે એ વિષે વિચાર કરવા પ્રો. કાન્તિલાલની અમદાવાદમા હાજરીનો લાભ લઇને કેટલાક સમયપર એક સભા પણ ગોઠવવામાં આવી હતી; અને એ સઘળી ચર્ચાના પરિણામે વિજ્ઞાનના જુદાજુદા અંગો ઉપર ત્રણથી પાંચ વ્યાખ્યાનોની વ્યાખ્યાનમાળા સ્થાપવાનો નિર્ણય થયો હતો. તે વ્યાખ્યાનરૂપ હોઇને પારિભાષિક શબ્દોની મુશ્કેલી ઝાઝી નડશે નહિ તેમ તે વ્યાખ્યાનો સપ્રયોગ થવાથી તેમા શ્રોતાવર્ગને તે વિષય સમજવામા પણ કેટલીક સુગમતા પ્રાપ્ત થશે અને લેખક મેળવવામા જે મુશ્કેલી નડે છે, તેટલે દરજ્જે વ્યાખ્યાતા મેળવતા નડશે નહિ.

સોસાઇટીએ આ અખતરો શરૂ કર્યો છે, અને આજપર્યંત નીચે પ્રમાણે વ્યાખ્યાનો અપાઇ ચૂક્યા છેઃ—

૧ વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૧

રેડિયો, વાયરલેસ અને ટેલિવિઝન

વ્યાખ્યાતા શ્રી. ધનજીભાઈ ફકીરભાઇ, એમ. એ;

૨ વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૨

મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર.

વ્યાખ્યાતા શ્રી. પ્રાણજીવનભાઈ વિ. પાઠક, એમ. એ;

૩ સૂર્ય અને ગ્રહમંડળ, (૨) નભોમંડળ અને (૩) પરિમિત વિશ્વ, વ્યાખ્યાતા વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ બી. એસસી. એલ. સી. ઇ.,

શ્રીયુત બાપાલાલ ગડબડદાસ વૈદ્યે "ગુજરાતની વનસ્પતિ" એ વિષય પર ત્રણ વ્યાખ્યાનો લખી મોકલ્યા છે અને શ્રીયુત ભદ્રસુખ કલ્યાણરાય વૈદ્યને આપેક્ષવાદ, અણુવાદ અને કવોન્ટમવાદ એ વિષય પર ત્રણ વ્યાખ્યાનો આપવાનું સોપાયું છે; અને જાણીતા અભ્યાસીઓને વિજ્ઞાનનાં એકાદ અંગ ઉપર, વિસ્તૃત રીતે પણ સામાન્ય જનતાની દૃષ્ટિએ, ત્રણ કે વધુ વ્યાખ્યાન આપવા વખતોવખત લખી વિનંતિ કરવામા આવે છે.

આમ આ વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની યોજના સફળ નિવડી છે તેમ તે લોકપ્રિય થવા પૂરો સંભવ છે.

## પ્રકરણ ૧૪

# સોસાઇટીનું સુધારેલું બંધારણ

In one important respect England differs conspiciously from most other countries Her constitution is to a large extent *unwritten*, using the word in much the same sense as when we speak of unwritten law. Its rules can be found in no written document, but depend, as so much of English law does, on precedent modified by a constant process of interpretation. Many rules of the constitution have in fact a purely legal history, that is to say, they have been developed by the law Courts, as part of the general body of the common law

The Encyclopædia Britannica 11th Edition Vol. VII, p 15

ગુજરાતમાં સોસાઇટી એ પહેલવહેલી સાહિત્ય અને કેળવણી વિષયક સાર્વજનિક સંસ્થા હતી અને સન ૧૮૪૮ માં એની સ્થાપના કરવામાં આવી ત્યારે તેના સભાસદો થોડાક અપવાદ બાદ યુરોપિયન અધિકારીઓ અને મિશનરી હતા. એ પરિસ્થિતિમાં સોસાઇટીના વહિવટ માટે કામ પુરતા નિયમો ઘડી કાઢવામાં આવ્યા હતા, તે પછી પરિસ્થિતિમાં જે બદલાયલા સંજોગોમાં અને વધતા જતા કામકાજને પહોંચી વળવા જુના નિયમો ફરી તપાસી વિચારી સોસાઇટીના બંધારણનો ખરડો નવેસર પસાર કરવામાં આવ્યો હતો

જેમ નવા સંજોગો ઉભા થતા ગયા અને સોસાઇટીના વહિવટમાં અડચણ થવા માંડી, તેમ સોસાઇટીના સંચાલકો તેના બંધારણમાં વખતો વખત ફેરફાર, સુધારા અને ઉમેરા કરતા રહેતા અને એવા સંજોગોમાં શા કારણે સુધારો કર્યો અથવા શા માટે નવી કલમ ઉમેરી, એ બધી હકીકત સોસાઇટીના ઇતિહાસ વિભાગ ૨ માં નોંધેલી છે*

---

* જુઓ સોસાઇટીનો ઇતિહાસ વિભાગ ૧ પૃ ૩૧.

* " " " " ૨ પૃ ૧૦૦

સોસાઇટીના ઓન. સેક્રેટરી જ્યાં સુધી ધારાશાસ્ત્રો હતા ત્યાં સુધી તેના વહિવટમાં કાયદાની ગુંચ ઝાઝી નડતી નહિ, તેઓ પોતે તે ગુંચનો ઉકેલ કરતા હતા પણ સર રમણભાઈની માંદગી દરમિયાન અને તેમના મૃત્યુબાદ એવા પ્રશ્નો ઉભા થયા હતા કે જ્યાં કાયદાના નિષ્ણાતની સલાહ લેવી એ અગત્યનું થઈ પડે.

જેને આપણે બંધારણનો વિકાસ વા ઉત્ક્રાંતિ કહીએ (growth or evolution of constitution) એવું સોસાઇટીના બંધારણના સંબંધમાં જોવામાં આવે છે. જેમ ફારસી કહેવતમાં કહેલું છે કે ખાવા માટે જીવવાનું નથી, પણ જીવવા માટે ખાવાનું છે, એ રીતે સોસાઇટીનો વિકાસ અને ખીલવણી એ આવશ્યક અને પ્રધાન વસ્તુ છે, તેના સુવહિવટ અને સુરક્ષણ માટે કાયદા અગત્યના છે પણ તે ગૌણ વસ્તુ છે અને સોસાઇટીના કાર્યકર્તાઓએ, પાછલા વૃત્તાંત પરથી વાચક જોઇ શકશે કે, એ ધોરણે કાર્ય કરેલું છે.

સર રમણભાઈના અવસાન પછી આગાઉ જણાવ્યું તેમ સોસાઇટીને એક સારા કાયદાના સલાહકારની વારંવાર જરૂર પડવા માંડી અને સારે નસીબે તે કાર્ય માટે એક સેવાપરાયણ અને કર્તવ્યનિષ્ઠ વકીલ મળી ગયા. તે શ્રીયુત ગણેશ વાસુદેવ માવળંકર છે, જેમનું નામ એકલા અમદાવાદમાંજ નહિ પણ સમસ્ત ગુજરાતમાં પ્રથમ પંક્તિના એક જાહેર કાર્યકર્તા તરીકે સુપ્રસિદ્ધ છે

ગુજરાતને જ પોતાનું વતન કરી રહેલા કેટલાક મહારાષ્ટ્રીય કુટુંબોમાં શ્રીયુત માવળંકરનું કુટુંબ જુનું તેમ જાણીતું છે એમના વડીલો પ્રથમ આરંભમાં વસેલા, અને એમના મોટાભાઇનું મૃત્યુ થતાં લક્ષ્મણરાવ અમદાવાદ આવેલા, અને ત્યારથી એ કુટુંબ દોઢસોથી વધુ વર્ષ થયાં અમદાવાદમાં સ્થાયી ઘર કરી રહેલું છે લક્ષ્મણરાવના પુત્ર નરસોપંતે અમદાવાદમાં બહુ સારી નામના મેળવી હતી, અને તેઓ સરકારના વિશ્વાસપાત્ર અધિકારી હતા રૂ. ૭ના માસિક પગારથી એમણે તલાટી તરીકે જીવન શરૂ કર્યું હતું તે રૂ. ૭૦૦) ના કમિશનરના દફતરદારના હોદ્દા સુધી પહોંચ્યા હતા, એટલુંજ નહિ પણ પ્રામાણિકતા અને સાહોશીથી અંગ્રેજી અમલદારોનો પ્રેમ સંપાદન કરી પાલખીનું બહુમાન પ્રાપ્ત કર્યું હતું અને બે ગામો ઇનામમાં મેળવ્યા હતા. એમના એક પુત્ર વિષ્ણુપંતે સોસાઇટીમાં જોડાઈ તેના આશ્રય હેઠળ ચાલતી વિદ્યાભ્યાસક મંડળી સમક્ષ "વિદ્યા" એ

વિષય પર એક નિબંધ વાચ્યો હતો, તે બુદ્ધિપ્રકાશ પુસ્તક ૪ મા છપાયો છે. એમના બીજા પુત્ર કેશવરાવ નરસોપંતની પેઠે મુબઇમા સેક્રેટરીએટમા ઉચી પાયરીએ ચડયા હતા, તેઓ ગર્ભશ્રીમત હતા છતા તદ્દન સાદાઈથી રહેતા હતા. એમના પુત્ર દામોદર નવા નીકળેલા થિઓસોફી સંપ્રદાયમા જોડાતા કુટુંબમા કેટલોક ખળભળાટ થયો હતો, અને બીજા પુત્ર વાસુદેવ મજમુદાર હતા. એ પણ પિતાની પેઠે સદાચાર અને નીતિમા અત્યંત શ્રધ્ધા ધરાવતા હતા તેઓ કહેતા કે વડિલોપાર્જિત મિલ્કત ભાવિ પિઢિ માટે છે; બની શકે તો તેમા કાઇપણ ઉમેરો કરવો, પણ મોજશોખ માટે એમાની એક પાઈ સરખી પણ વાપરવી નહિ પોતાને રૂ ૨૦૦)નો પગાર મળતો, તેમાજ તેઓ સુખચેનથી જીવન ગાળતા હતા. એ સંસ્કાર એમના પુત્ર દાદા સાહેબ માવળંકરમા દષ્ટિગોચર થાય છે; અને પિતાની પરંપરા એમણે પૂરી રીતે સાચવી છે

શ્રીયુત દાદાસાહેબને વિદ્યાર્થી અવસ્થામા મૂકીને એમના પિતાશ્રી વાસુદેવ દેવલોક પામ્યા હતા; અને એમના શિક્ષણ અને રક્ષણની જવાબદારી એમના માતુશ્રી ગોપિકાબાઈ પર આવી પડી હતી, અને એમણે દાદાસાહેબ પર જે શુભ સંસ્કાર પાડયા છે, તેનુ સ્મરણ દાદાસાહેબ હમેશા આર્દ્ર હૃદયે આભારપૂર્વક કરે છે, એટલુ જ નહિ પણ તેમની દરેક ઇચ્છાને પૂરું માન આપે છે

શાળામા હતા ત્યારથી એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે એમણે છાપ પાડી હતી અને બી એ ની પરીક્ષામા માન સહિત ઉત્તીર્ણ થયા પછી દી. બા અંબાલાલભાઇના સમાગમમા તેઓ આવ્યા, અને એમની નજરમા વસ્યા. તે અરસામા દી. બા અંબાલાલભાઇએ ગુજરાત કેળવણી મંડળનું કામ ઉપાડયુ હતું અને સઘા સભ્યોમાથી એમણે શ્રીયુત માવળંકરને તેના મંત્રી તરીકે પસંદ ક્યાં તે દિવસથી એમનું જાહેર જીવન શરૂ થયું એમ કહી શકાય ત્યાર બાદ શહેરની સખ્યાબંધ જાહેર સંસ્થાઓ સાથે, સભ્ય, મંત્રી વા ખજાનચી તરીકે શ્રીયુત માવળંકરનો સંબંધ માલુમ પડશે અને અમદાવાદ મ્યુનિસિપાલીટીએ એમને ત્રણ વર્ષ સુધી પ્રમુખ ચુંટીને અપૂર્વ માન આપેલુ છે, એ પણ વિસરવા જેવું નથી, અને એમની લોકપ્રિયતાના પુરાવા તરીકે એટલુ નોધવું બસ થશે કે અમદાવાદમાં સન ૧૯૨૧ મા રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઈ હતી ત્યારે તેના મંત્રી તરીકે એમની સર્વાનુમતે પસંદગી થઈ હતી. એ તેમનામા પ્રજાના વિશ્વાસ અને પ્રેમની નિશાની છે.

સોસાઇટી સાથેના સંબંધમાં એમનો એજ મેવાભાવ નજરે પડે છે. અનેક વ્યવસાયોમાં રોકાયલા રહેવા છતાં, એમણે સોસાઈટીના કાર્યને પ્રથમ પસંદગી આપી છે એમ અમે જાતમાહિતી પરથી કહીએ છીએ.

સોસાઇટીના નિયમો સુધારવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં કમિટીએ એમને તેનો ખરડો તયાર કરી આપવાનું સોપ્યું હતું. તે આગમચ અમદાવાદ લો સોસાઇટીનું બંધારણ એમણે ઘડ્યું હતું. સોસાઇટીનું બંધારણ નવેસર કરવાનું નહોતુ પણ તેમા જરૂરી અને ઘટતા ફેરફાર, સુધારા વધારા સૂચવવાના હતા અને તેથી તે કઠિન અને શ્રમસાધ્ય કામ હતું.

એ નવું સુધારેલુ બંધારણ અમે પરિશિષ્ટમા આપીએ છીએ, તે પાછલા ધારાધોરણ સાથે સરખાવી જોવાથી એની વિશિષ્ટતા વાચકના ધ્યાનમા આવશે.

એ કાનુનોને એમણે વ્યવસ્થિત રીતે ગોઠવ્યા છે, એટલુજ નહિ પણ તેના એવા વિભાગ પાડયા છે કે દરેક અંગને તેના કર્તવ્ય, જવાબદારી અને અધિકાર સમજવામા આવે, તેની સાથે સોસાઇટીનું હિત બરોબર સચવાઇ ને સલામત રહે, એ મુદ્દો પણ તેમા ભૂલાયો નથી.

આ કાર્ય એમને અવકાશે કરવાનું હતું એટલે ફુરસદ મળતી ત્યારે એઓ તે કરતા; પણ એવામા સોસાઇટીને બ્રહ્મચારીની વાડીના ટ્રસ્ટના અંગે કોર્ટમા ખેંચાવું પડયુ, તે કામમા એમની મદદ બહુ કિમતી થઈ પડી હતી. એમણે ઈચ્છયુ હોત તો તે કાર્ય બદલ તેઓ સારી ફી મેળવી શકત; પણ, નહિ, જાહેર કાર્ય સેવાભાવથીજ કરવુ જોઇએ, એ સિદ્ધાંતમા તેઓ માનનારા છે, તેથી તે એકલા સોસાઇટીના કામમાજ નહિ પણ એવા સઘળા સાર્વજનિક કામોમા એમણે નિઃસ્વાર્થ સેવાવૃત્તિ અખત્યાર કરેલી છે. તેમાંય એમનુ નૈતિક ધોરણ વિશેષ રીતે દીપી ઉઠે છે, જે કારણે તેઓ સૌનો વિશ્વાસ સંપાદન કરી શક્યા છે, અને પ્રીતિપાત્ર નિવડ્યા છે

'લોકહિતવાદી'એ અગાઉ અમદાવાદની અને ઓન. સેક્રેટરી તરીકે સોસાઇટીની સરસ સેવા કરી હતી. તેઓ અહિ મુસાફર જેવા હતા. પણ શ્રીયુત માવલંકરે ગુજરાતને પોતાનુ વતન ગણ્યુ છે, એમનો જન્મ વડોદરામાં થયો હતો; અને એક ગુજરાતી તરીકે તેઓ, સોસાઈટીની, શહેરની અને સમાજની જે અપ્રતિમ અને ભક્તિભરી સેવા કરી રહ્યા છે, તે કારણે સૌ એમના પ્રતિ બહુ માન અને પ્રેમથી જુએ છે, અને એમના ગુણગાન ગાય છે.

---

## પરિશિષ્ટ ૪

# ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના નિયમો

૧.

### ઉદ્દેશ.

(૧) ગુજરાતી ભાષા સાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવી એ સોસાઈટીનો ઉદ્દેશ છે.

૨.

### કાર્યાલય.

(૨) આ સોસાઈટીનું કાર્યાલય અમદાવાદમાં રહેશે

૩.

### સભાસદ.

(૩) લખી વાંચી જાણે એવો કોઇ પણ પુરૂષ અથવા સ્ત્રી સોસાઈટીના સભાસદ થઈ શકશે, પરંતુ અગાર વર્ષની ઉમર પુરી થયા પહેલાં કોઇ પણ સભાસદ કોઇ પણ મિટિંગમાં મત આપી શકશે નહિ.

(૪) સોસાઈટી ચાર પ્રકારના સભાસદોની બનશે. આશ્રયદાતા; આજીવન સભાસદ; વાર્ષિક સભાસદ અને ઑનરરી સભાસદ.

જેઓ રૂ. ૧૦૦૦ કે વધુ રકમ બક્ષીસ આપે અને જેમને કારોબારી સભા પસંદ કરે તેઓ સોસાઈટીના આશ્રયદાતા થશે.

જેઓ રૂ ૫૦ કે વધુ રકમ અગાઉથી આપશે, તેઓ આજીવન સભાસદ થશે; પરંતુ અપવાદરૂપ રૂ. ૩૦)ના માસિક પગારની અંદરના મહેતાજીને રૂ. ૨૫ કે વધુ રકમ અગાઉથી આપેથી આજીવન સભાસદ કરવામાં આવશે.

જેઓ રૂ. ૫ દર વર્ષે અગાઉથી આપશે તેઓ વાર્ષિક સભાસદ થશે.

આજીવન સભાસદ તથા વાર્ષિક સભાસદ થવા ઇચ્છનારે કારોબારી સભાને અરજી કરેથી, તે સભાને કંઇ હરકત નહિ જણાય તો તેમને દાખલ કરશે.

માન આપવા ખાતર કારોબારી સભા ઑનરરી સભાસદ નીમશે.

## ૪.

## કારોબારી સભા.

(૫) સોસાઇટીના સઘળા કામકાજ તેમ તેના હસ્તકની સંસ્થાઓ અને ટ્રસ્ટ ફંડોનો અને સોસાઇટીનો ઉદ્દેશ પાર પાડવામા જરૂરી અને ઉપસ્થિત થતી સઘળી બાબતોનો વહિવટ, કાબુ અને દેખરેખનો અધિકાર કારોબારી સભા હસ્તક રહેશે, અને તેને સોસાઇટીનો ઉદ્દેશ સાધવામા સામાન્ય સભા ખાસ રીઝર્વ રાખે તે સિવાયના તમામ કામકાજ કરવાની કુલ સત્તા રહેશે

(૬) કારોબારી સભામા પ્રમુખ અને ઑનરરી સેક્રેટરી જુદાંત ઓછામા ઓછા ૮ અને વધુમા વધુ ૨૦ સભાસદો નિમવામા આવશે.

(૭) કારોબારી સભાને સોસાઇટીનો ઉદ્દેશ પાર પાડવા માટે પેટા–નિયમો–સામાન્ય સભાના કોઇ ઠરાવ વા સોસાઇટીના નિયમથી અસંગત હોય નહિ એવા–સામાન્ય સભાની મંજુરીની અપેક્ષાએ કરવાની સત્તા છે.

(૮) વાર્ષિક સામાન્ય સભાએ નીમેલા ઑનરરી સેક્રેટરી માંદગીના, મુસાફરીના અગર લાંબી ગેરહાજરીના સબબથી અગર એવા બીજા કોઈ અનિવાર્ય સંજોગથી કામ કરી શકે તેમ ન હોય તેવે પ્રસંગે, કારોબારી સભા પોતામાથી કોઈ એકને, ઑનરરી સેક્રેટરી તરીકે, ઑનરરી સેક્રેટરીની તમામ સત્તા સાથે નીમી શકશે.

(૯) સોસાઈટીના નામ પરના શેરો, જંગમ મિલ્કત, સરકારી જામીનગીરી (પ્રોમિસરી)ની નોટો, ડિબેન્ચરો વગેરે સિક્યુરીટીઝ વેચવાને તેમ તેના નાણા રોકવાને કારોબારી સભાને સત્તા છે

(૧૦) કારોબારી સભા, વળી, જુના હસ્તલિખિત પુસ્તકો, અપ્રાપ્ય પુસ્તકો, નાણા ભેટ અને ટ્રસ્ટફંડો સ્વીકારશે, અને એવી મળેલી બક્ષીસો, ટ્રસ્ટફંડો વગેરેના વહીવટ માટે જરૂરી વ્યવસ્થા કરશે તેમ તેના વહિવટ અર્થે ખર્ચનો ઠરાવ લેવાનો તેનો અધિકાર રહેશે

(૧૧) કારોબારી સભામા કોઇ જગો ખાલી પડે તો બાકીના સભાસદો બીજાને નીમીને પૂરશે.

## ૫.

## સામાન્ય સભા અને કારોબારી સભાની મીટિંગો.

(૧૨) સામાન્ય સભા દર વર્ષે બે વખત ભરવામા આવશે; પ્રથમ ડિસેમ્બરમા વાર્ષિક બજેટ મંજુર કરવા અને (૨) ફરી પાછી વાર્ષિક

સામાન્ય સભા વાર્ષિક રીપોર્ટ અને હિસાબ વગેરે મજુર કરવા મોડામા મોડી તા ૩૦ મી જુન સુધીમા ઓછામા ઓછા પાચ સભાસદ હાજર હશે તે સભા ભરાઇ ગણાશે

(૧૩) કાઇ ખાસ કામ માટે ગમે ત્યારે સામાન્ય સભા કારોબારી કમિટીના ઠરાવથી અગર ૨૦ સભાસદોની માગણીથી તેમના પત્ર મળ્યાની તારીખથી ત્રણ અઠવાડિયાની અદર બોલાવી શકશે

(૧૪) સોસાઇટીની વાર્ષિક સામાન્ય સભાની ખબર સભાસદને તેમના છેલ્લા નોધાયેલા સરનામે મિટિંગની તારીખથી ૭ દિવસ આગમચ આપવામા આવશે

(૧૫) કોઇપણ વાર્ષિક વા સામાન્ય વા ખાસ સભામા સભાસદ જાતે વા પ્રોક્સીથી હાજર રહી શકશે પરતુ તે પ્રોક્સીનો પત્ર મિટિંગની તારીખ અને સમયના ૪૮ કલાક આગમચ સોસાઇટીના કાર્યાલયમા પહોચાડવો જોઇએ

(૧૬) વાર્ષિક સભામા નીચેની બાબતો વિચારાશે —

(અ) કારોબારી સભાએ રજુ કરેલો વાર્ષિક રીપોર્ટ અને ઑડિટ થયલો હિસાબ

(આ) કારોબારી સભાની નિમણુક, જે બીજે વર્ષે નવી નિમણુક થતા સુધી ચાલુ રહેશે

(ઇ) બીજી જે કાઈ કમિટીઓ નીમવાની હોય તેની નિમણુક

(ઈ) નવા વર્ષ માટે ઑડિટર વા ઑડિટરો નિમવા

(૧૭) વાર્ષિક સામાન્ય સભા પ્રમુખ અને ઑનરરી સેક્રેટરી નીમશે, જેઓ અમદાવાદના રહીશ હશે અને બીજે વર્ષે નવી નિમણુક થતા સુધી તેઓ, એ પદ પર ચાલુ રહેશે

(૧૮) કારોબારી સભામા ઓછામા ઓછા ચાર સભાસદ જાતે હાજર હશે તો મિટિંગ મળી ગણાશે અને બહુમતિથી જે તે નિર્ણય કરવામા આવશે જે કામમા સરખા મત પડે, તેમા પ્રમુખ એક વધારાનો મત આપી શકશે

(૧૯) સામાન્ય સભાની તેમ કારોબારી સભાની મિટિંગોમાં પ્રમુખ સરનશીન થશે તેમની ગેરહાજરીમા કોઇ પણ સભાસદ પ્રમુખ ચુટાઇ શકે

(૨૦) કારોબારી સભા (૧) ઓછામા ઓછા ત્રણ માસે અને જરૂર પડે વધારે વાર મળશે, અને (૨) તે વાર્ષિક કામકાજનો રિપોર્ટ તેમ ઑડિટ થયલો હિસાબ અને (૩) વાર્ષિક બજેટ સામાન્ય સભાને રજુ કરશે.

(૨૧) જરૂરી પ્રસંગે સરક્યુલરથી કારોબારી સભાના સભ્યોનો અભિપ્રાય લેવામા આવે તેનો નિર્ણય બહુમતિથી કરવામા આવશે

## ૬.

## ઑનરરી સેક્રેટરી.

(૨૨) ઑનરરી સેક્રેટરીનુ કર્તવ્ય નીચે મુજબ રહેશે —

(૧) સામાન્ય સભા તથા કારોબારી સભાની મિટિંગો બોલાવવી.

(૨) સોસાઈટીના નાણાનો તેમ તેના વહિવટ, કબજા અને દેખરેખ હસ્તકના ફંડોનો ખરો અને પૂરો હિસાબ રાખવો

(૩) સોસાઇટીનુ રેકર્ડ—દફતર—સામાન્ય સભા અને કારોબારી સભાના કામકાજના અહેવાલ સુદ્ધાત—બરોબર રાખવુ

(૪) સોસાઇટી તરફથી બધો પત્રવ્યવહાર કરવો.

(૫) કારોબારી સભાએ વખતોવખત મંજુર કરેલી બેન્કો વા કંપનીઓમા ચાલુ યા બીજી જાતના ખાતાઓ ખોલવા, તેવી બેન્કો યા કંપનીઓમા અનામત રકમ વ્યાજે મૂકવી.

(૬) નવુ આવક ખર્ચનુ વાર્ષિક બજેટ આખર માસમા કારોબારી સભામા તેમ સામાન્ય સભામા મંજુરી માટે રજુ કરવુ.

(૭) સામાન્ય સભામા રજુ કરવાનો સોસાઇટીના કામકાજનો વાર્ષિક રીપોર્ટનો ખરડો ઑડિટ થયલા હિસાબ સાથે કારોબારી સભાની પસંદગી માટે રજુ કરવો.

(૮) સોસાઈટીના ઉદ્દેશ પાર પાડવામા પ્રસંગોપાત જે કાંઈ કાર્ય ઉપસ્થિત થાય અને કારોબારી સભા સૂચના આપે તે બધા કરવા

(૨૩) ઑનરરી સેક્રેટરી સામાન્ય સભાના તેમ કારોબારી સભાનો સઘળા કામકાજના અહેવાલો પર સહી કરશે.

## ૭.

## ભંડોળ.

(૨૪) સોસાઈટીનું રોકડ નાણું સામાન્ય રીતે ઇમ્પિરિઅલ બેંક ઑફ ઇંડિયાની અમદાવાદ શાખામાં અગર બીજી, સ્વીકારેલી બેંક અગર પોષ્ટલ સેવિંગ્ઝ બેંકમાં રાખવામાં આવશે.

(૨૫) સોસાઇટીનું નાણું અથવા તેના હસ્તકનું નાણું ટ્રસ્ટ ઍક્ટ મુજબ મંજુર થયેલી જામીનગીરીના કાગળોમાં અને મેનેજીંગ કમિટીએ મંજુર કરેલી એવી બીજી સીક્યુરીટીઝમાં રોકવામાં આવશે, પરંતુ જે ફંડોના નાણાં શેરો રૂપે મળેલા હોય અથવા જેના નાણાં એવે રૂપે–શેરોમાં–આપવામાં આવે તે અપવાદરૂપ ગણાશે, પણ આવી રીતે મળેલા શેરો લિમિટેડ જવાબદારી અને તેના બધા હપ્તા પૂરા ભરાઇ ગયેલા હોવા જોઇશે.

(૨૬) સરકારી જામીનગીરીની નોટો, ડિબેન્ચરો અને નિગોશિએબલ ઇન્સ્ટ્રુમેન્ટ્સ વગેરે ખરીદ કરવાનું તેમ તે વેચવાનું ઇમ્પિરિયલ બેંક ઑફ ઇંડિયા અથવા બીજી (કારોબારી ઠરાવે) સ્વીકારેલી બેંક મારફત કરવામાં આવશે.

(૨૭) ઑનરરી સેક્રેટરીની સહી વગર કાંઇ ખર્ચ કરવો નહિ.

(૨૮) સોસાઈટીના ભંડોળમાંથી કાંઇ પણ ચાલુ ખર્ચ કરવું નહિ. અવશ્ય ચાલુ ખર્ચ વાર્ષિક ચાલુ આવકમાંથી મેળવવું.

(૨૯) સોસાઇટીનું નાણું તથા સરકારી જામીનગીરીના કાગળો–સિક્યુરીટીઝ અને બીજી મિલ્કત સોસાઇટીના નામ પર રહેશે અને તેનો વહિવટ વખતોવખત સામાન્ય સભાએ અથવા તો કારોબારી સભાએ નીમેલા ઑનરરી સેક્રેટરી કરશે.

## ૮.

## ઑડીટ.

(૩૦) વાર્ષિક સામાન્ય સભાએ નીમેલ ઑડિટર અથવા ઑડિટરોને સોસાઈટીના હિસાબના ચોપડા તેમ રેકર્ડ અને પુસ્તકોના પત્રક તપાસ માટે રજુ કરવામાં આવશે.

## ૯.

## પ્રકીર્ણ.

(૩૧) પાંચ રૂપિયા આપનાર વાર્ષિક સભાસદને સોસાઈટી તરફથી પ્રકટ થતું માસિક "બુદ્ધિપ્રકાશ" ભેટ મળશે, અને કારોબારી સભા વખતોવખત પુસ્તકાલય માટે પેટા નિયમો કરે તદનુસાર સોસાઈટીના સંગ્રહમાંના પુસ્તકો, માસિક વગેરે વાંચવાનો તેને હક્ક રહેશે

(૩૨) આજીવન સભાસદને નિયમ ૨૧ મા દર્શાવ્યા મુજબના લાભ ઉપરાંત સોસાઈટી એક રૂપિયાની કિંમત સુધીના જે નવા પુસ્તકો છપાવે તે દરેકની એક નકલ ભેટ મળશે

(૩૩) એક રૂપિયા ઉપરની કિંમતની ચોપડી સોસાઈટી તરફથી પહેલી વાર પ્રસિદ્ધ થાય તે ચોપડી કોઈ આજીવન સભાસદ લેવા ઇચ્છે તો નિયમ પ્રમાણે તેની એક નકલ બદલ પહેલી વાર તેની છાપેલી કિંમતથી રૂપિયો એક ઓછો લેવામાં આવશે

(૩૪) આશ્રયદાતાને અને ઑનરરી સભાસદને સોસાઈટીનું માસિક "બુદ્ધિપ્રકાશ" તેમ સોસાઈટીના નવા પ્રકાશનોની એકેક પ્રત ભેટ મળશે, અને કારોબારી સભાએ વખતોવખત મંજુર કરેલા નિયમો મુજબ સોસાઈટીના સંગ્રહમાંનાં પુસ્તકો અને માસિકો વગેરે વાંચવાનો હક્ક છે

(૩૫) કોઈ સાર્વજનિક પુસ્તકાલય સોસાઈટીમાં સભ્ય પુસ્તકાલય તરીકે નોંધાવાને ઇચ્છે તો તેની પાસે રૂ ૫૦ રજીસ્ટ્રેશન ફીના અગાઉથી લેવામાં આવશે

જે પુસ્તકાલયે ઉપર મુજબ રજીસ્ટ્રેશન ફી રૂ ૫૦ ની આપી હશે અને જેને કારોબારી સભાએ દાખલ કરવાની મંજુરી આપી હશે તેને, તે જ્યાં સુધી ચાલુ રહે ત્યાં સુધી, આજીવન સભાસદોની માફક "બુદ્ધિપ્રકાશ" માસિક અને નવા ભેટના પુસ્તકોનો લાભ મળતો રહેશે પણ તે મોકલી આપવાનો રેલ્વે પાર્સલ અથવા પોસ્ટલ ખર્ચ તે પુસ્તકાલયે આપવો પડશે

(૩૬) કારોબારી સભા કોઈ પુસ્તકાલયને સભ્ય પુસ્તકાલય તરીકે દાખલ કરવા, તે માટે કાંઈ કારણ દર્શાવ્યા વિના ના પાડી શકશે

---

# પ્રકરણ ૧૫

## આરોગ્ય અને જનસુખાકારી

"Health is our most precious possession, because it is the first condition of prolonged usefulness."

*His Highness the Maharaja*
*Sir Sayajirao Gaikwar.*

સ્વર્ગસ્થ દી બા અંબાલાલ સાકરલાલ શરીરની સંભાળ માટે બહુ ચીવટ રાખતા હતા, અને જે કોઈ એમના પરિચયમા આવે તેમને તેઓ શરીર સાચવવા, કસરત કરવા અને આહાર વિહારમા દરકાર રાખવા વારંવાર ઉપદેશ કરતા હતા

તેઓ હમેશા કહેતા કે દવાખાનામા ડૉકટરોએ દરદીને જે તે રોગની દવા આપીને, ફરીને તે રોગ ન ઉપજે તે સારૂ, તે વિષે જરૂરી માહિતી આપે તે જરૂરનું છે તેઓ માનતા કે રોગ મટાડવો તેના કરતા તેને થતો અટકાવવો એ જ ઇચ્છનીય છે.

સોસાઇટીના તેઓ પ્રમુખ હતા તે અરસામા પાલીતાણા સંસ્થાનના આરોગ્ય ખાતાના ડૉક્ટર હોરમસજી બહેરામજી દસ્તુરે "નિરોગી રહેવાના ઉપાય" એ નામનું પુસ્તક લખી સોસાઇટીને તે પ્રસિદ્ધ કરવાનું જણાવ્યુ હતુ એ વિષય પ્રતિ દી. બા અંબાલાલનો પક્ષપાત જાણીતો હતો એટલે કમિટીએ એમને જ તે લખાણ અભિપ્રાય માટે મોકલ્યુ હતુ એમને એ પુસ્તકની નિરૂપણ શૈલી પસંદ પડી અને તે છપાવવાની તરફેણમા પોતાનો અભિપ્રાય લખી મોકલ્યો હતો. એમા લેખકે આરોગ્યના મૂળતત્ત્વો એવી સ્પષ્ટતાથી અને સરળ ભાષામા દર્શાવ્યા છે કે સામાન્ય વાચક પણ સહજમા તે સમજી શકે

સોસાઇટીની એમની આગળના પ્રમુખ રા બા રણછોડલાલ દી બા અંબાલાલની પેઠે આરોગ્યના પ્રશ્નમાં ખૂબ રસ લેતા અને આહાર વિહારમા એમના જેવા જ આગ્રહી હતા.

રા બા. રણછોડલાલે અમદાવાદ શહેરની અનેક પ્રકારની ઉત્તમ સેવા કરેલી છે અને શહેરનું આરોગ્ય આટલું ટક્યુ છે, તે એમની દુરંદેશીભરી અને મોટી શહેરસુધરાઇની યોજનાઓને આભારી છે.

જનતામા આરોગ્યજ્ઞાનના પ્રચાર અર્થે રૂ. ૨૦૦૦) નુ ટ્રૅસ્ટ ફડ એમણે સોસાઇટીને સોપ્યુ હતુ, એ એમની દીર્ઘદૃષ્ટિનું ઉત્તમ ઉદાહરણ છે, અને રણછોડલાલ હોમ મેડિકલ રિલિફની યોજના અને રણછોડલાલ દવાખાનુ પાચકુવા બહાર, એ જેમ એમની વ્યવહાર કાર્યદક્ષતાના તેમ ઉદાર સખાવતના પ્રત્યક્ષ પદાર્થપાઠ છે.

સોસાઇટીને જે ફડ સોપાયુ હતુ તેનો ઉદ્દેશ એના વ્યાજમાથી વખતોવખત આરોગ્ય, શહેર સુધરાઈ, માદકપદાર્થ નિષેધ, રોગ, તેનુ કારણ, ચિકિત્સા વગેરે વિષયો પર, એ વિષયના નિષ્ણાત અને અધિકારી પુરુષો પાસે હરિફાઇથી નિબધ લખાવી મગાવી, એમાથી યોગ્યને રૂ. ૫૦ નુ ઇનામ આપી તે નિબંધ છપાવવાનો છે, તેમ કોઇ સ્વતત્ર પુસ્તક પણ એ વિષય પર પ્રસગોપાત્ લખાવવામા આવે છે

આજ સુધીમા એ ફડમાથી ન્હાના મ્હોટા ૨૮ પુસ્તકો પ્રસિદ્ધ થયલા છે અને તે ગુજરાતી જનતાને આરોગ્ય અને તેના અગના વિષયો પર માહિતી મેળવવા પુરતુ વાચન સાહિત્ય પૂરૂ પાડે છે

સામાન્ય આરોગ્ય વિષે પાચ ચોપડીઓ છે, તેમાની 'નિરોગી રહેવાના ઉપાય' વિષે અગાઉ કહેવાયુ છે

સાર્વજનિક આરોગ્ય વિષે ભાષણ ન ૨ મા આપણા લોકની રીતિ નીતિ અને સ્થિતિ વર્ણવી, તેમા આવશ્યક સુધારા સૂચવ્યા છે, તેના મુદ્દા નીચેના પેરામા આવી જાય છે —

"આપણી ખામીઓ શી શી છે તે વચ્ચે વચ્ચે બતાવવાનો પ્રયત્ન કરેલો છે, તે ઉપરથી તેમજ બીજા સુધરેલા દેશોની સાથે સરખામણીમા આપણી સાર્વજનિક આરોગ્યની સ્થિતિ હજી પછાત છે, તે બતાવવા આની અદર પ્રયત્ન કરવામા આવ્યો છે તે ઉપરથી સમજી શકાશે * હજુ આ રણ સાર્વજનિક આરોગ્ય સુધારના માટે ઘણા પ્રયત્નો કરવાના બાકી છે"—

ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ કંથારિયા નૈસર્ગિક ઉપચાર પદ્ધતિના પ્રચારક છે, અને અમેરિકા જઇને એમણે એ વિષયમા સારી તાલીમ લીધી છે એમના પિતાશ્રી પણ એક પ્રસિદ્ધ વદ્ય હતા અને કેટલાક વર્ષ સુધી તેમણે આરોગ્યને લગતુ એક માસિક ચલાવ્યુ હતુ એ સર્વ સસ્કારો ડૉ મહાદેવપ્રસાદને પ્રથમથી પ્રાપ્ત થયા હતા તેઓ એ વિષયમા ઉડા ઉતરેલા છે, એમ એમનું પ્રસ્તુત વ્યાખ્યાન વાચતા પ્રતીતિ થશે એમાથી થોડાક ભાગ નમુનારૂપે ઉતારીએ છીએ —

* સાર્વજનિક આરોગ્ય વિષે ભાષણ નં ૨, પૃ ૯૨

"આપણા હિન્દુઓમા એક એવી આખ્યાયિકા છે કે એક સમયે દેવોના વૈદ્ય અશ્વિનીકુમાર એક પક્ષીનું રૂપ લેઈ વઘરાજ વાગ્ભટના ઘર ઉપર બેસી "કો રૂક્, કોઽરૂક્" એમ બોલવા લાગ્યા ઋષિ વાગ્ભટ્ટના સાભળવામા તે આવ્યાથી તેઓ તેનો અર્થ એવો સમજ્યા ક "નીરોગ, કોણ? તંદુરસ્ત કોણ? આરોગ્ય કોણ?" પોતાને પૂછવામા આવતા પ્રશ્નોનો ઉત્તર આપવો જોઇએ એમ ધારી તે વૈદ્યવર બોલ્યા કે "હિતભુક્ મિતભુક્, અશાકભુક્" એટલે કે પથ્ય ખોરાક ખાનાર, મિત પ્રમાણમા મધ્યમસર ખાનાર, અને આરીયા તુરીયા, કાકડી જેવા શાક બહુ મરી મસાલા નાખી તમતમા બનાવી ખાવા જે લલચાતો નથી પણ તેમને વર્જ્ય કરે છે, તેજ મનુષ્ય નીરોગી, આરોગ્ય, તંદુરસ્ત રહી શકે છે."*

'આરોગ્યશાસ્ત્ર' એ સામાન્ય આરોગ્યના વિષય પર લખેલો એક સ્વતંત્ર નિબધ છે અને તે અમદાવાદના એક જાણીતા ડોક્ટર અને ગુજરાત સાહિત્ય સભાના ઉપ–પ્રમુખ ડો હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ લખેલો છે તેઓ પુસ્તકીઆ જ્ઞાનમા ઝાઝું માનતા નથી, પણ પોતે જે જોયલુ, વિચારેલુ કે અનુભવેલુ હોય છે તે પર વિશેષ ધ્યાન આપે છે. તેમા પણ મહાત્મા ગાધીજીના નિકટ સમાગમમા આવ્યા પછી અને એમની પાસેથી પ્રેરણા પામીને અમદાવાદ શહેર સુધરાઇને આદર્શ બનાવવા તેઓ જે પ્રયાસ કરી રહ્યા છે અને તે પાછળ સમય અને શક્તિનો અમૂલ્ય ભોગ આપે છે તે ખરેખર પ્રશસ્ય છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીની સેનિટરી કમિટીના તેઓ હાલમા અધ્યક્ષ છે, અને એ અધિકારની રૂઇએ, પોળોમા ચોકસ ખુલ્લ કરવા, પોળોમા પથ્થર જડાવી સફાઇ વધારવા, પોળો ચોખ્ખી ગખવા, અને મ્યુનિસિપાલીટીના એ ખાતાના નોકરોની સ્થિતિ સુધારવા તેઓ મ્હેનત કરી રહ છે, એ બધી વિગતો આપણે એમની પાસેથી જાણીએ તો કોઈ રોમાચક વાર્તા આપણે સાભળતા હોઇએ એવો અનુભવ થાય. આવા કાર્યનું પરિણામ તુરતજ સપાટી પર જોવામા કદાચ ન આવે, પણ લાબે ગાળે તેની અસર જરૂર થશે અને મ્યુનિસિપલ આરોગ્ય ખાતુ પ્રગતિમાન થયલુ છે, એ તો સ્પષ્ટ જોઈ શકાય છે

અગાઉ જનસમાજમા આરોગ્ય અને એને લગતા વિષયોનુ જ્ઞાન ફેલાવવા એમના જ વડિલ જ્ઞાતિબધુ ડો. નીલકંઠરાય ડાહ્યાભાઇ વિશેષ શ્રમ લેતા હતા અને એ કાર્યમા પ્રવૃત્ત રહી એમણે સોસાઇટીને કેટલાક પુસ્તકો લખી આપ્યા હતા, તેનો ઉલ્લેખ બીજા ભાગમા કરેલો છે.

*આરોગ્ય સાચવવાના ઉપાય, પૃ ૪૧

એ પ્રકારની આરોગ્ય વિષય પ્રતિ ધગશ, તેમ કર્તવ્ય પરાયણતા ડો. હરિપ્રસાદમાં જોવામાં આવે છે. ખાસ કરીને સાહિત્ય માટે એમને અનુરાગ હોઇને એમનું આ લેખન કાર્ય વિશેષ દીપી ઉઠે છે.

સોસાઇટીને એમણે ત્રણ નિબંધો લખી આપ્યા છે; મેલેરીયા, બાળ-કલ્યાણ અને આરોગ્યશાસ્ત્ર; અને ચાલુ વર્ષમાં એમને 'દુધ અને ઘીનો પ્રશ્ન–પ્રજાજીવનની દૃષ્ટિએ,' એ વિષય પર એક વ્યાખ્યાન લખી આપવાનું સોંપાયું છે.

અમે પ્રથમ જ જણાવી દીધું છે, કે તેઓ જે કાંઈ પ્રશ્નને જીવનની ઉપયોગિતાની–વ્યવહારિક દૃષ્ટિએ જુએ વિચારે છે; અને તેનું પ્રમાણ એમના "આરોગ્ય શાસ્ત્ર" ની પ્રસ્તાવનામાથી રજુ કરીશું:-

"ગુજરાતીમા ખરેખરૂં ઉપયોગી પુસ્તક તૈયાર કરવું હોય તો તો આપણા દેશની સ્થિતિનું અવલોકન કરી સ્વતંત્ર જ પુસ્તક લખવાની જરૂર જણાઇ અને તે પણ બને તેટલુ સરળ અને રસમય હોવુ જોઇએ એમ મને લાગ્યું.

"દર્મિયાન અમદાવાદ શહેર સાફ કરવાનુ ગંભીર કાર્ય મ્હારે માથે આવ્યું અને મારા કાર્યને એનાથી ખુબ મદદ મળી."

"આરોગ્ય પ્રદેશ" એ પુસ્તક વાર્તારૂપે લખાયુ છે, એવા આશયથી કે નવલકથા સમાજમા પુષ્કળ વંચાય છે તો તે દ્વારા આરોગ્યનો સંદેશો તેમને પહોચાડી શકાય; તેના લેખક રા. રેવાશંકર સોમપુરા એક બાહોશ શિક્ષક છે; અને વિજ્ઞાન માટે ભારે શોખ ધરાવે છે; એ વાર્તાનુ પ્રયોજન નીચેના અવતરણમા એમણે દર્શાવ્યું છે —

"આ પ્રદેશ ઉત્તર હિંદમા આરોગ્યપ્રદેશ કહેવાય છે; કારણ કે મરકી, કોગળીયું, શીળા, ક્ષય અને તાવ જેવા સામાન્ય રોગો બીજા દેશોમા સાધારણ છે, જ્યારે આ પ્રદેશમા અત્યારે તેનું કોઇ નામ પણ જાણતુ નથી. અગાઉ એક વખત એવો પણ હતો કે જ્યારે ગંગાદેશ સર્વ રોગનુ ઘર લેખાતો. આવો જબ્બર ફેરફાર કેમ થયો અને તે દેશ આરોગ્યપ્રદેશ કેમ બન્યો તે હકીકત આ વાર્તામા આપવામા આવી છે."*

આપણા દેશમાં બાળમરણનું પ્રમાણ જેમ ભયંકર છે તેમ સુવાવડી સ્ત્રીઓની મરણ સંખ્યા આપણને આઘાત પહોચાડે છે. એ મરણ પ્રમાણ કેમ ઘટાડી શકાય, અન્ય દેશોમા એ સંબંધમાં શી ગોઠવણ છે, એ સ્થિતિ

* જુઓ એ પુસ્તકના પુંઠાપરનું અવતરણ

કેમ સુધરી શકે એ વિષે ઉપર્યુક્ત માહિતી બાલમરણ, બાલકલ્યાણ અને સુવાવડ અને બાલમરણ એ ત્રણ વ્યાખ્યાનોમા આપેલી છે.

બાલમરણ વિષેનો નિબંધ ડૉ. જોસફ બેન્જામીને લખેલો કે અમ દાવાદના આરોગ્ય વિષે એમના જેવી માહિતી બીજા બહુ થોડા ગૃહસ્થોને હશે એ વિષયનો એમણે પદ્ધતિસર અભ્યાસ કરેલો છે એ પ્રસ્તુત લેખ વાચતા ખાત્રી થશે.

બાળકલ્યાણ કેમ સાધી શકાય એ ડૉ. હરિપ્રસાદે ફ્રાન્સના વિલિયર્સ ડી લકનુ દૃષ્ટાંત આપીને બહુ રસિકતાથી સમજાવ્યું છે. એમનું એ વિલિયર્સ ડી લકનું વર્ણન વાચવા જેવું છે. તેઓ વર્ણવે છે

"ફ્રાન્સમા વિલિયર્સ ડી લક નામનુ એક ગામડું છે ત્યાના રહે-વાસીઓના મનમા એક મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ. આપણા ગામમા કોઈ બાળક મરવુ ના જોઇએ, એવો એમણે સંકલ્પ કર્યો અને એવા જબરજસ્ત પ્રયત્ન કર્યા કે, ૧૦ વર્ષ સુધી લાગટ, એ ગામમા જેટલા બાળકો જન્મ્યા એટલા જીવ્યા, કોઈ કસુવાવડ સુદ્ધા ના થઈ.

આપને કદાપિ આ વાત જોડી કહાડી હોય એવી લાગશે, પરંતુ એ ખરેખર બનેલી હકીકત છે અને 'લેન્સેટ' નામના સુપ્રસિદ્ધ ઇંગ્રેજી વૈદક સાપ્તાહિકમા એનું વિગતવાર વર્ણન આવી ગયેલુ છે.

પ્રથમ તો એ ગામના નગરશેઠે પોતાના મોટા દીકરાને વૈદક શાસ્ત્ર ભણાવ્યુ, એ. એમ. ડી સુધી ભણ્યો પણ ધંધો કરવાનો એનો ઇરાદો નહતો વૈદકશાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાન પછી એણે પોતાના ન્હાનકડા ગામનીજ સેવા અર્થે પોતાનું જીવન અર્પણ કર્યું અને ગામના તમામ સ્ત્રી પુરુષોએ, નગરશેઠને અને એમના દીકરાને પુરેપુરી મદદ કરી.

ફ્રાન્સમા વસ્તી ઘટતી જાય કે પરંતુ દેશ ઉજ્જડ ના થઇ જાય તે માટે ઉછરતા બાળકો જીવે ને મ્હોટા થાય એ ત્યા બહુ જરૂરનું છે આમ, પોતાના બાળકો બચાવતા, એ ગામે, પોતાના દેશની સેવા પણ કરી. પ્રથમ તો એમણે ગામમા ચોખ્ખા પાણીના નળ લીધા, ગટરો કરી, પોળો અને મહોલ્લા સ્વચ્છ કર્યા અને ગંદકી, ભેજ તથા દુર્ગંધ દૂર કર્યા. મચ્છરો મેલેરિયા ફેલાવે છે માટે મચ્છરોજ ઉત્પન્ન ના થાય એવા ઇલાજ લીધા; પાણીના ખાબોચીયા પુરી નાખ્યા અને તમામ ગામ તથા એની આસપાસના અમ્મે ત્રણ ત્રણ માઇલનો વિસ્તાર સાફ કર્યો.

જે ગામમા નાખીઓના બણુબણાટ હોય એ ગામને શગમ છે. એવુ એક આરોગ્યશાસ્ત્રીનું વચન છે. પણ આપણા હિન્દુસ્તાનના તમામ શહેરો કે ગામડા જોશો તો ભાગ્યેજ કોઈ માખી વગરનુ હશે. ગામમા માખીઓ, વગમા માખીઓ અને જમતી વખતે પણ એક હાથે માખીઓ ઉડાડતા જવુ પડે છે ને ખાવુ પડે છે.

માખી મારફતે ટાઇફોડ એટલે આતરડાના સોજાના તાવ, કોલેરા, ઝાડા અને મરડા ઇત્યાદિ રોગો ફેલાય છે છોકરાને કરમિયા–કૃમિ થાય છે તે પણ માખીઓ મારફત દાખલ થાય છે બળિયાના ચેપ, ગડગુમડ, ખસ, કોઢ, આખના રોગો એ બધુ માખીઓ કમિશન એજન્ટ થઇને ફરે છે-ઉડે છે એથી પ્રસરે છે

ગમે ત્યા ઝાડે ફરવા એમવાથી, છોકરાને પોળોમા છુટા ઝાડે ફરાવવાથી, ગળફા, લીંટ પરૂ ઇત્યાદિ સભાળ વગર ફાવે ત્યા નાખવાથી માખીઓ વધે છે

વિવિયર્સ ડી લક્રે, આદર્શ સુધરાઈ ખાતુ સ્થાપ્યું. અને પેલો નગરશેઠનો દીકરો એનો પ્રમુખ થયો. સ્વચ્છ, આપણા ગમોડા પાણિયારા કે મદિર કરતાએ સ્વચ્છ, એના એમણે જાજરૂ કયા કચરા કેમ નાખવા એના નિયમ વડયા ગળફા કે પરૂ તો દરેક જણ બાળીજ નાખે એવી ગોઠવણો અને ગદકી, ચેપ અને દુગધ તમામનો ગામમાથી નાશ કર્યો એટલે માખીઓ તો ત્યા શોધ્યા પણ ના જડે એવી સ્થિતિ ઉત્પન્ન થઈ

બહારગામમાથી કાઈ રોગી આવે તો એને માટે સુતક જેવા 'ક્વોરેન્ટાઇન" ના સન્નિપાત, ક્ષય, કે બીજા ચેપી રોગોને માટે પણ એવી વ્યવસ્થા

સ્ત્રીઓ, એઠવવાળી થાય ત્યારથી એમનો નોધ થાય. ગામને ખર્ચે, દાઈઓ અને સ્ત્રી દાક્તરો એમને વારવાર તપાસે ચોખ્ખા, ખુલ્લા હવા અજવાળાવાળા ગામને ખર્ચે બધાયના સુવાવડ ખાનામા સ્ત્રીઓની સુવાવડો થાય, એવા બદોબસ્ત થયા

આમ બાળકોને સભાળતા, બાળકોની માતાઓ પણ સુરક્ષિત થઇ ગઇ સુવાવડોમા કોઇના મરણ ન થયા એટલુજ નહિ પણ આખા ગામમા કસુવાવડો થતી પણ અટકી ગઇ "•

આજ વિષય પર પોતે ડૉકટર નથી પણ આરોગ્યના વિષયોમા ઘણા વર્ષોથી રસ લે છે એટલુજ નહિ પણ ભરૂચ અને અમદાવાદ મ્યુનિસિપલ

• ખાહાકલ્યાણ પૃ ૨ ૧–૩

એસોશીએશનના મંત્રી તરીકે બહુ સુંદર કાર્ય કરી બતાવેલુ છે, તેઓ શ્રીયુત નરહરિભાઈ કુરણાગમ દેસાઇએ લખેલુ છે, તે લેખ પણ મનનીય છે; એમણે સૂચવેલી મેટરનીટી હોમની યોજના ઉપાડી લેવા જેવી છે. અમદાવાદમા તેની શરૂઆત થઇ ચૂકી છે, એ ખુશી થવા જેવુ છે.''

આગળના દિવસોમા આપણે અહિં ભાગ, ગાંજો, ચરસ, અફીણ વગેરેનો ઉપયોગ બહુ મ્હોટા પ્રમાણમા થતો હતો તે નાબુદ કરવાને તે સમયે એ વિષયો પર વ્યાખ્યાન અપાવવામા આવતા તેમ નિબંધ લખીને તેનું પ્રચાર કાર્ય કરવામા આવતુ હતું

અમદાવાદની જુની અને જાણીતી ન્યુ ઇંગ્લીશ સ્કુલના માજી હેડમાસ્તર શ્રીયુત હરિપ્રસાદ ડાહ્યાભાઇ છત્રપતિએ એવો એક નિબંધ સોસાઇટીને લખી આપ્યો હતો અને તે સગ્રહવા જેવો છે. એમના વડિલ ભાઇ ડૉ નીલકંઠરાય આરોગ્યના પ્રશ્નોમા ખૂબ રસ લેતા હતા એ હકીકત અગાઉ જણાવેલી છે, અને એમની સૂચના અને પોત્સાહનથી તેઓએ આ વિષયને હાથ ધર્યો હતો વધારે આનંદ આપવા જેવુ એ છે કે ડૉ નીલકંઠરાયના અવસાન પછી એમની મુબાર્કની જગાનો ચાર્જ શ્રીયુત હરિપ્રસાદે શાળામાથી નિવૃત્ત થયા બાદ સારી રીતે સભાળી લીધો છે, એટલુજ નહિ પણ અંધોની સેવા અર્થે અને અંધના શિક્ષણ પ્રચાર અર્થે, આટલી પાકી વયે એક યુવકની પેરે ચોમેર તેઓ ધુમી રહ્યા છે.

આપણો ગ્રેજ્યુએટ વર્ગ ન્હાની વયમા મૃત્યુ પામે છે, એ ફરીઆદ આજની નવી નથી ગયા સૈકાના છેલ્લા દશકામા આપણા ગ્રેજ્યુએટો અકાળે મૃત્યુ પામતા જોઇને એ વિષે ઘટતી તપાસ કરવા મુંબાઇની ગ્રેજ્યુએટ એસોસિએશને એક કમિટી પણ નીમી હતી એજ વિષયને લેફટેનન્ટ કર્નલ કાન્તપ્રસાદે એમના પુસ્તકમા ચર્ચ્યો છે સદરહુ પુસ્તક અમદાવાદના વતની પણ નોકરી અંગે રંગુનમા વસતા શ્રીયુત મણિલાલ માધવલાલ પુરાણીના વાચવામા આવ્યુ અને તે એમને એટલું બધુ મન વસી ગયું કે લેખકની રજા લઇને તે પુસ્તકનો એમણે ગુજરાતીમા તરજુમો કરી નાખ્યો, તે પછી એમણે સોસાઇટીને એ લખાણ મોકલી આપી તે છપાવવાની માગણી કરી, જે કમિટીએ મંજુર રાખી હતી ''શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય'' એ આપણે સૌએ વાચવુ ઘટે છે, લેખકે સાચુંજ કહ્યું છે કે —

''આરોગ્ય એજ સઘળી આબાદીનો પાયો છે સુધારો અને શારીર ઘોરણ ઉપર ચાલતા ગાત્યની રંગભૂમિ ઉપર આરોગ્યનું મંગાય હેતુજ

જોઈએ. દુનિયાના રાજ્યોએ પોતપોતાના રાજ્યમાં દાખલ કરેલા લગભગ દરેક કાયદાઓ પોતાની પ્રજાના આરોગ્યને સંભાળનારા છે અને ખરેખર પ્રજાની નિર્ધનતા, દરિદ્રતા અને અજ્ઞાનતા વગેરે અનારોગ્યતાના તે ફરજંદો છે. ×

આરોગ્યને કેમ સાચવવું એ વિષે અહીં સુધી વિવેચન કર્યું; હવે જુદા જુદા રોગો જે સામાન્ય રીતે પ્રવર્તતા હોય છે, તે વિષે સોસાઈટીએ જે લેખો લખાવી પ્રકટ કર્યા છે, તેની નોંધ લઈશું.

અજીર્ણ એ સામાન્ય રોગ છે, અને પ્રજાનો ઘણો ભાગ તેની અસરથી પીડા પામે છે. ડૉ. કાશીબેએ મરાઠીમાં "અગ્નિમાંદ્ય" એ વિષય પર એક પુસ્તક લખ્યું હતું અને ડૉકટરોએ એ પુસ્તકની પ્રશંસા કરી હતી. તેથી એ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરવાનો વિચાર સ્ફુરી આવ્યો અને તેનો તરજુમો ડૉ. સત્યેન્દ્રપ્રસાદ ભગવાનલાલ બાદશાહ પાસે કરાવવામાં આવ્યો હતો.

કૉલેરાનો ભય હવે તો બહુ ઓછો થઈ ગયો છે. પણ એ ઉગ્ર રોગ અટકાવવાને કેટલીક સાવચેતી રાખવી જરૂરની છે; રેડક્રોસના કામ માટે જાણીતા થયેલા વડોદરા રાજ્યના માજી સેનિટરી કમિશનર ડૉ. ધનજીભાઈ હોરમસજી મહેતાએ કૉલેરા વિષે એક વ્યાખ્યાન આપ્યું હતું. વળી અકસ્માત વખતે લેવાના તાત્કાલિક ઉપાયો, ગર્ભપોષણ અને સુવાવડ, રેડક્રોસ વગેરે વિષયો પર એમણે અનેક પુસ્તકો અને લેખો લખેલા છે, અને તે સર્વ લોકોપયોગી નીવડયા છે. ગુજરાતમાં આરોગ્ય અને વૈદકને લગતું ઉપયુક્ત સાહિત્ય તૈયાર કરવા માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

"મેલેરિયા તો દરેક સ્થળે જોવામાં આવે છે, પૂરતી સંભાળ રાખ્યે તે દૂર કરી શકાય છે એ વિષે ડૉ. હરિપ્રસાદની ભલામણો ગ્રહણ કરવા જેવી છે

"જુદા જુદા તાવ, તેના ચિહ્ન અને ઉપાય" એ વિષય એક ડૉકટરે ચર્ચ્યો છે. તેના લેખક ભાઈ ચુનીલાલ ગોવિંદલાલ ચુડગર એ નિબંધ છપાયા પછી અમે જણાવવાને દિલગીર છીએ કે મૃત્યુ પામ્યા હતા. એ લેખમાં જુદા જુદા તાવ વિષે જે હકીકત સંગ્રહી છે, તે અનેક રીતે જાણવા વિચારવા જેવી છે.

× શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય, પૃ. ૨૬૬-૬૭.

ક્ષયનુ દરદ તો કાન્સુ છે અને તે અસાધ્ય રોગ ગણાય છે પણ તેને ઉગતો દાબવામા આવે છે તો દરદી તેના ભયમાથી મુક્ત થઇ શકે છે એ સબધમા દવા કરતા ખોરાક એને બહુ સહાયકર્તા નીવડે છે એ રોગને લગતી વિશ્વસનીય માહિતી ડૉ શભુપ્રસાદ દશરથલાલના નિબધમાથી મળશે એ નિબધ એમણે પ્રથમ ઇંગ્રેજીમા લખ્યો હતો, અને તે બદલ એમને ઇનામ પણ મળ્યુ હતુ તે પરથી એની ઉત્તમતા તેમ ઉપયોગિતા જોઇ શકાશે.

દર વર્ષે એકાદ માસ કે પખવાડીયુ એવુ આવે છે, કે જેમા ઓરી, અછબડા વગેરેનો ખૂબ વાવર હોય છે, અને લોકની અજ્ઞાનતાને લઇને સેકડા બાળકો એ રોગોને ભોગ થઇ પડે છે, અને જે બચે છે, એ રોગને લઇને તેમાના ઘણાક કાઇને કાઇ પ્રકારની ઇજા પામે છે ડૉ બાલકૃષ્ણ અમરજી પાઠક પાશ્ચાત્ય પદ્ધતિએ શિક્ષણ પામેલા એમ બી બી એસની ઉપાધિવાળા એક બાહોશ ડૉક્ટર છે, તે ઉપરાત તેઓ આયુર્વેદનુ બહુ સારૂ જ્ઞાન ધરાવે છે પણ એ સૌમા આપણુ વિશેષ ધ્યાન ખેચે એવો એમનો સાહિત્ય પ્રતિ અનુરાગ છે પ્રાચીન આયુર્વેદ સાહિત્યનુ સશોધન અને સપાદન કાર્ય હાથમા તેઓ આદરી રહ્યા છે, અને આપણુ ગુજરાતી માસિકમા જેઓ એમના લેખો વાચે છે એમની ખાત્રી છે કે એમની કલમમાથી જે કાઇ લખાઇ આવે છે, તે એકલુ માહિતીભર્યુંજ નહિ, પણ અનુભવવાળુ અને વિચારપૂર્ણ હોય છે, તેથી તે વિશેષ આદરપાત્ર થઇ પડે છે

ઓરી, અછબડા વિષે એમણે સદરહુ ભાષણ લખી આપ્યુ હતુ, અને અમારી ખાત્રી છે કે જનતાને તે ઉપયોગી થઇ પડશે



## પ્રકરણ ૧૬

### સર રમણભાઇ મહીપતરામ

" તનું ત્યાગતા કીર્તિ વાસે દીપી રહે.
મનઃ સુજ્ઞ તુ એવી ક્રિયા કરી લે;
મનઃ ચંદને જેમ કાયા ઝીઝાવી,
રહે અંતરો સજ્જનોના રીઝાવી. "

મનબોધ—શ્રી સમર્થ રામદાસ સ્વામી.

સોસાઇટીના વહિવટ અંગે સર રમણભાઇના ગાઢ પરિચયમા આવવાનુ સુભાગ્ય અમને પ્રાપ્ત થયુ તેના પૂર્વે કેટલાક સમયથી ગુજરાત સાહિત્ય સભાના મંત્રી તરીકે એમની સલાહ અને સૂચનાનુસાર કાર્ય કરવાના અનેક પ્રસંગો મળ્યા હતા, તેમા અમે એમની સાલસાઇજ અનુભવી હતી અને એમની વિદ્વત્તા માટે તો આદરભાવ પ્રથમથી જ હતો

ઉછરતા નવા અને શિખાઉ વિદ્યાર્થીઓને સાહિત્યના વાચન અને અભ્યાસમા એઓ સહૃદયતાપૂર્વક ઉત્તેજન આપતા તેનુ એક દૃષ્ટાંત નોંધીશુ.

ગુજરાત કાલેજમા અભ્યાસ દરમિયાન અમે કેટલાક મિત્રોએ મળીને "લિટરરી કલબ" નામની એક સંસ્થા સ્થાપી હતી, તેના અંગે એક ન્હાનુ પુસ્તકાલય કાઢ્યુ હતુ, અને તેના મંત્રી તરીકે અમે પુસ્તકની મદદ માટે રમણભાઇ સાહેબને અરજ કરતા તાજું જ બહાર પડેલું એમનું "કવિતા અને સાહિત્ય" નામનુ પુસ્તક એમણે ભેટ મોકલ્યુ હતુ. આમ એક પ્રકારનો ગુણાનુરાગ હતો, તેમા એમના હાથ નીચે કામ કરવાનુ પ્રાપ્ત થતા એ ગુણાનુરાગ એમના પ્રતિ પૂજ્યભાવ અને ભક્તિમા પરિણમ્યો અને એમના ચારિત્ર્યનો અમારા પર એવો પ્રબલ પ્રભાવ પડયો હતો કે એક મહાનુભાવ અને સજ્જન પુરૂષ તરીકે અમે એમનુ અદ્યાપિ પ્રેમપૂર્વક સ્મરણ કરીએ છીએ.

લાલશંકરભાઇ પછી સોસાઇટીના ઓન. સેક્રેટરી રમણભાઇ નિમાશે એવી સામાન્ય માન્યતા હતી. તેનું કારણ લાલશંકરભાઇનો મહીપતરામ પ્રત્યેનો ગુરૂભાવ અને એમના કુટુંબ પ્રત્યેનો વાત્સલ્યભાવ હતો.

મહીપતરામભાઇએ એમના શિષ્યોનો એટલો બધો પ્રેમ સંપાદન કર્યો હતો કે તેઓ સઘળા એમને એક ગુરૂ અને વડિલતુલ્ય પૂજતા અને માન આપતા હતા અને આજે પણ એ શિષ્યમંડળના કુટુમ્બીજનો મહીપતરામના કુટુંબ સાથે એવો માયાભર્યો વર્તાવ અને ગાઢ સંબંધ સાચવી રહ્યા છે, એ પરથી સમજાશે કે રમણભાઇના શ્વસુર લાલશંકરભાઇ એક વડિલ બંધુની પેઠે સંભાળ લેતા અને સઘળા સાર્વજનિક કાર્યોમાં એમને પોતાની સાથે રાખતા, એટલુંજ નહિ પણ તેમને પાવરધા કરવા સારૂ તે કામનો બોજો પણ એમના ઉપર નાખતા હતા તે સંબંધમાં આ જુનાઇ માસમાં બહાર પડેલા "રા. સા. સર રમણભાઇ" એ પુસ્તકમાં "જીવન વિધાયક" એ લેખમાં લેડી વિદ્યાબ્હેને જે હકીકત નોંધી છે તે જાણવા જેવી થઇ પડશે

"મહીપતરામ અનાથાશ્રમ, પ્રાર્થના સમાજ, સંસાર સુધારા સમાજ, વગેરેના કામમાં લાલશંકરભાઇએ તેમને જોડયા એક પિતા પોતાના પુત્રના ભવિષ્ય માટે કાળજી રાખે તેથી વિશેષ લાલશંકરભાઇએ રાખી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી પોતાના સર્વ કાર્યોના વારસ કરવાની ધારણાથીજ તેમણે આવો ભાવ રાખેલો *

જાહેર જીવનમાં રમણભાઇએ પ્રવેશ કર્યો તે પહેલાંથી તેઓ સોસાઇટીના કામકાજથી વાકેફ હતા મહીપતરામભાઇ એ સંસ્થાના ઓન સેક્રેટરી હતા તેને લઇને કેમ જ સાહિત્ય શોખથી પ્રેરાઇને તેઓ ગ્રેજ્યુએટ થયા પછી તુરત સન ૧૮૮૮ માં સોસાઇટીના આજીવન સભાસદ થયા હતા એને આગળ વર્ષ મુંબાઇમાં એમણે "કવિતા" પર એક નિબંધ વાંચ્યો હતો તે 'બુદ્ધિપ્રકાશ' માં પ્રસિદ્ધ થવા સારૂ મોકલ્યો હતો

સન ૧૮૯૧ માં મહીપતરામભાઇનું અચાનક મૃત્યુ થતાં રમણભાઇને સોસાઇટીની મેનેજીંગ કમિટીમાં લેવામાં આવ્યા હતા, અને સન ૧૯૧૨ માં લાલશંકરની માંદગી દરમિયાન તેઓ તેના ઓન સેક્રેટરી નિમાયા તે સન ૧૯૨૮ માં એમનું અવસાન થતાં સુધી એ પદે રહ્યા હતા

બીજી રીતે જોઇએ તો મહીપતરામનો સોસાઇટી સાથેનો સંબંધ તેઓ અમદાવાદમાં પ્રથમ આવ્યા ત્યારથી શરૂ થાય છે સન ૧૮૭૮ માં તેઓ તેના ઓન સેક્રેટરી નિમાયા હતા, અને તે ગાદી તે પછી એમના પ્રિય

* રા. સા. સર રમણભાઇ પૃ. ૪૨૨

શિષ્ય લાલશંકરે સંભાળી લઈ છેવટે એમના વારસ રમણભાઈને સુપ્રત કરી હતી; તેનું સુરક્ષણ લેડી વિદ્યાબ્હેન આજે લાગણીપૂર્વક કરી રહ્યા છે.

સન ૧૯૧૨ માં લાલશંકર પથારીવશ થયા તે વખતે એમના વતી ઓન. સેક્રેટરી તરીકે કામ કરવા મેનેજીંગ કમિટીએ રા. રા. રમણભાઈને નીમ્યા હતા અને તે હોદ્દાપર તેઓ પાછળથી હર વર્ષ ચાલુ ચુંટાતા રહ્યા હતા.

લાલશંકરના વીમાના રૂ. ૧૦૦૦૦ ની બાબતમાં ભાઈશંકર અને રમણભાઈ વચ્ચે ખટરાગ ઉભો થયો હતો, પરંતુ રમણભાઈ પ્રત્યે પ્રમુખને એટલું માન હતું કે સોસાઈટીના આજીવન સભ્યોને એમના તરફથી પ્રોક્ષીપત્ર બીજે વર્ષે મોકલી આપ્યો હતો તેમાં રમણભાઈને કાયમના ઓનરરી સેક્રેટરી નિમવાનું ભાઈશંકરભાઈએ સૂચવ્યું હતું તેમના એ શબ્દો નીચે મુજબ હતા —

"છેવટમાં મારી એટલી જ ભલામણ છે કે ધી ઓનરેબલ રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠે એટનો બધો સંતોષ આપ્યો છે કે તેમને હમેશના ઓનરરી સેક્રેટરી નિમાયલા જોયાથી હું ઘણો ખુશી થઈશ."×

વિરોધીઓનો પણ એમના વિવેકભર્યા વર્તનથી, તેઓ કેવો ચાહ સંપાદન કરી શકતા તેનું આ એક સુંદર ઉદાહરણ છે.

લાલશંકરભાઈ હસ્તક સોસાઈટીનો વહિવટ રહ્યો ત્યાં સુધી તેની સઘળી જવાબદારી તેઓ પોતાના શિરે લઈ લેતા, અને સોસાઈટીની ન્હાની મ્હોટી વિગતોથી તેઓ એટલા સારા માહિતગાર હતા અને તેના કામકાજમાં એવી પ્રતિષ્ઠા સ્થાપી હતી કે કમિટીના સભ્યો એમના અભિપ્રાયને વજન આપતા અને તેઓ સૂચવે વા જણાવે તેમ સોસાઈટીનું લગભગ સઘળું કામકાજ થતું હતું.

લાલશંકરના હાથ નીચે લગભગ ત્રણ વર્ષ સુધી તાલીમ લેવાનું અમને સુભાગ્ય સાંપડ્યું હતું, અમારા પૂર્વે સોસાઈટીની ખુરશીએ એમના અમલ દરમિયાન જે ભાઈઓ આવી ગયલા તેઓ સઘળા બીજા કોઈ કારણસર નહિ તો એમના ઉગ્ર સ્વભાવ વિરૂદ્ધ ટીકા કરતા એમ અમે સાંભળ્યું હતું પરંતુ એમની સાથે કામકાજમાં અમને તો એવું ગોઠી ગયું હતું કે કોઈ દિવસે એમના વિરુદ્ધ ફરિયાદનું કારણ મળ્યું નહોતું, ઉલટું

× જુઓ, પૃ. ૫૮

એમની પાસેથી અમે અમારી કારકિર્દીના આરંભમા દુનિયાદારી સબધી વણુ શિખ્યા હતા અને એક શુભેચ્છકની પેરે તેઓ અમારા હિતમા કાળજી ધરાવતા હતા

એમની દેખરેખ નીચે સોસાઇટીના વહિવટથી અમે વાકેફ થયા હતા અને એમની કાર્યપદ્ધતિને અનુસરીને તેનું સઘળું કામકાજ ચનાવતા હતા તેમા એવી ટેવ પડી ગઈ હતી કે કોઇ પત્રનો સ્પષ્ટ જવાબ આપવો ઠીક ન લાગે તો અમે તેનો ઉપનક અથવા ગોળ ગોળ ઉત્તર લખી જણાવતા હતા પણ રમણભાઇ સાથે કામનો પ્રસગ પડ્યો ત્યારથી એ રીતિ સમૂળગી બધ પડી ગઇ

લાનશકરભાઈની માદગી દરમિયાન એક પત્રનો જવાબ રમણભાઈની સહીથી મોકલવાનો હતો ઘણુ કરીને એ પત્ર વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબનો આવેલો હતો, અને તેમા સોસાઇટીના ધોરણને લગતા કેટલાક ખુલાસા કરવાના હતા અમે તો રીતમુજબ તેનો મોઘમ જવાબ લખી રમણભાઇ પાસે સહી થવા માટે રજુ કર્યો પણ એમને તે પસદ ન પડ્યો એમની કાર્ય પદ્ધતિ તો એવી કે દરેક વિગત સ્પષ્ટ રીતે જણાવવી જોઇએ એટલુજ નહિ પણ પત્રમા પૂછાવેલા મુદ્દાઓનો પુરેપુરો ખુલાસો આપવો જોઇએ, તેમજ એમની પ્રકૃતિ એવી હતી કે જે કાઇ પત્ર વગેરે લખવુ હોય તે કામ જાતે જ કરી નાખે પરાયા પાસે કામ કરાવવાનુ પસદ જ નહિ મ્હોટા અગત્યના ડ્રાફ્ટથી માડીને એક પરચીઠીઆના સરનામા સુધીનું સઘળુ કામ તેઓ હાથે કરતા અન્યનો વિશ્વાસ નહિ એમ નહિ પણ તે હાથે કરે ત્યારે જ તેમને સતોષ વળતો હતો તેથી એમને કામનો બહુ ધમરડો કરવો પડતો અને એમનો કિંમતી સમય નજીવી ચીજો કરવામા જ વ્યતિત થતો અને એમની પાસે કામ તો થોકડાબધ પડેલુ હોયજ તેના ઉકેલ માટે રાત્રે ઉજાગરા વેઠવા પડે પણ એમનો એ સ્વભાવ મરણપર્યંત ચાલુ રહ્યો હતો કામની ચિવટ અને ચોકસાઇ એમ કરવાને તેમને પ્રેરતી, અને એઓ નિયમિત પણ એવા કે જ્યા સુધી કોઈ પત્રનો ઉત્તર લખાયો ન હોય ત્યા સુધી તેને પોતાની પાસે ડાયરીમા રાખી મૂકતા અને તેનો જવાબ લખ્યા પછી તે પર નોધ કરી ઠેકાણે મુકતા હતા

આમ, એમની પાસેથી પહેલે જ પ્રસગે જેને આપણે ગળથૂથીના પાના ખુલા મળ્યો રમવાનુ કહીએ તેમ પત્રવ્યવહારમા તેમ ચલુ વહિવટમા

બધું સ્પષ્ટ ગણે અને ખુલ્લુ જણાવી દેવાનો બોધપાઠ અમે શિખ્યા અને તે અમને જીવનમા બહુ ઉપયોગી અને લાભદાયી માલુમ પડયો છે; અને એ રીતિથી અમે કદી નાહક મનોવ્યથા જાણી નથી.

સત્સંગ જેમ સુખદાયી અને પ્રોત્સાહક નિવડે છે, તેમ એમની પાસે કામ કરવામા અમે પુરતી આશાએશ, અને શાન્તિ મેળવ્યા છે. અને એમનું સૌજન્ય તો કદિ વિસ્મરાય એમ નથી. સોસાઇટીનું કામ હોય તો તેઓ ઓફીસમા જાતે આવ્યા હશે પણ એમણે એમની પાસે અમને બોલાવ્યાનુ કદિ જાણ્યુ નથી.

એમના નૈતિક જીવને તો અમારાપર ખૂબ છાપ પાડી હતી; તેઓ નીતિમા સંપૂર્ણપણે માનના અને તે પ્રમાણે મક્કમતાથી વર્તતા હતા. એમના જેવું પ્રમાણિકપણું અમે બહુ થોડા મનુષ્યોમા જોયુ છે; અને એમનુ ચારિત્ર જેમ પ્રશંશનીય તેમ અનુકરણીય અમને જણાયુ છે.

ઉપર લાલશંકરના વીમાના પ્રસંગનો અમે ઉલ્લેખ કર્યો છે, તેની ચર્ચા કમિટીમા ઉપસ્થિત થતા ભાઇશંકરે એમને કોર્ટનો બાઉ બતાવ્યો હતો, પણ રમણભાઇએ તે ચેલેંજને સ્વીકારી લેતા જણાવ્યુ હતુ કે, સૌનો ન્યાય તોળવાવાળો પ્રભુ ઉપર બેઠેલો છે અને તે અન્યાય કદિ સાખી શકશે નહિ.

ન્યાય અને નીતિમા, સત્યમા અને પ્રભુના પ્રેમમા એમની અડગ શ્રદ્ધા હતી; અને એમનુ જીવન રહસ્ય સમજવાને એ સુત્રો તેના ચાવીરૂપ છે

ઉપરોક્ત વીમાના પ્રશ્નના અંગે અમારા ઉપર પણ કેટલીક તવાઈ આવી પડી હતી અને અમે એવા હતાશ પામી ગયા હતા કે જો રમણભાઇ સાહેબની સહાયતા અને સહાનુભૂતિ અમારા પ્રતિ ન હોત તો તે દિવસથી સોસાઇટીમાથી છુટા થયા હોત પણ પરમાત્માની ગતિ કંઇ ન્યારી છે. એમની હૂંફથી અમે એ કટોકટીના દિવસો વટાવી શકયા હતા અને એમનું એ ઋણ અમે કદિ વિસરી શકીશુ નહિ.

સર રમણભાઇના હસ્તક સોસાઇટીનુ સુકાન આવ્યા પછી તેની પ્રગતિનો ઇતિહાસ આ પુસ્તક છે; અને એ સઘળું કામકાજ એવી રીતે થયેલુ છે કે આ કામ અમુક વ્યક્તિએ કર્યું; અથવા તો અમુક કામમા ફલાણાનો હાથ હતો એમ તેનો ભેદ પાડી શકાય નહિ; પણ એટલુ નિર્વિવાદ છે કે સન ૧૯૨૦ પછી સોસાઇટીનુ તંત્ર કશા ઘર્ષણ વિના, એકસંપથી અને સૌનો સહકાર મેળવીને પ્રગતિમાન રહ્યું છે અને એ તેની સફળતાનં કારણ મુખ્યત્વે એમનુ વ્યક્તિત્વ હતુ

એ સમય દરમિયાન સોસાઇટી સર્વ રીતે આબાદ, સમૃદ્ધ અને પ્રગતિમાન થયેલી છે, તેની પ્રતીતિ એની સભાસદ સખ્યામા વધારો, તેને મળેના મખ્યાબધ નવા ટ્રસ્ટફડો, તેના પ્રકાશનોની વિવિધતા અને મોટી સખ્યા તેમ તેણે ઉપાડી લીધેલી લોકોપકારી પ્રવૃત્તિઓ, તે પરથી થશે

સર રમણભાઈ જીવનના જે ક્ષેત્રમા પડતા તેમા અગ્રસ્થાને જઈને બેસતા અને એ સર્વમા એમના વ્યક્તિત્વની છાપ જણાતી હતી સાહિત્યનુ, સમાજસેવાનુ, સમાજસુધારાનુ, મ્યુનિસિપાલિટીનુ કે દેશનુ કોઈ પણ કાર્ય તેઓ હાથ ધરતા તે એવી લાગણીથી અને ખતથી કરતા કે એ વડે તે કાર્ય ખીલી અને દીપી ઊઠતુ હતુ

એમનો મનોનિગ્રહ એવો જબરો હતો કે એક અવધાનીની પેઠે જુદા જુદા કામોમા તેઓ એમનું ચિત્ત પરોવી શકતા અને એથી એ આજાયબ થતા હતા કેટલીકવાર એવું બનતુ હતુ કે પોતે કોઈ કામમા રોકાયલા હોય તે દરમિયાન ચાલુ કામે તે બેજુ બીજુ કામ પણ તેઓ કરતા પણ એમનુ મગજ એટલુ સાવચેત રહેતુ કે એ કામમાનો કોઈ મુદ્દો કે લીટી એમના ધ્યાનબહાર જતી નહિ

પુસ્તક વાચે તે પણ કટકે કટકે, કાંઇક સમય મળે એટલે એમની બેગમાથી તે પુસ્તક કાઢે અને જ્યાથી અધૂરૂ રહ્યુ હોય ત્યાથી આગળ ચલાવે, તો પણ આગળ વાચેલો ભાગ તેઓ ભૂલતા નહિ એવી એમની તીવ્ર સ્મૃતિ હતી એમના લેખો, વ્યાખ્યાનો આ રીતે તૈયાર કરતા અમે એમને ઘણીવાર નિહાળ્યા છે પણ તે લખાણ એવુ સ્પષ્ટ, મુદ્દાસર, મગળ અને વેગવતુ ચાલે જતુ કે તેને બીજીવાર સુધારવાની પણ જરૂર રહેતી નહિ એજ નકલ તેઓ છાપખાનામા મોકલી આપતા, અને જે કાંઈ સુધારો કરવો યોગ્ય જણાય તે તેઓ પ્રુફમા કરતા હતા

સર સયાજીરાવને સોસાઇટી તરફથી એઓશ્રીની જ્યુબિલિ પ્રસગે માનપત્ર આપવાનુ હતુ, તે માટે જુજ દિવસો હતા અને રમણભાઈનું ઊઠન વ્યવસાયી, અનેક કાર્યોમા દબાયલુ પણ ડ્રાફ્ટ વગેરે કામમા એવા કુશળ થઇ ગયા હતા કે અડધા કલાકમા એમણે સદરહુ માનપત્રનું કામ પતાવી નાખ્યુ હતુ અગત્યના કામ માટે પણ પૂર્વ તૈયારીની એમને જરૂર રહેતી નહિ

એમની પ્રવૃત્તિ અમુક કાર્યમા મર્યાદિત હતી એમ નહોતું શહેરની તમામ સાર્વજનિક પ્રવૃત્તિમા તેઓ આગળ હોયજ, અને તેને લઈને

સોસાઇટી તેના કેન્દ્રરૂપ થઈ પડતી; અને એ પ્રવૃત્તિ અંગની સભાઓ પણ સોસાઈટીની ઓફીસમા વારંવાર થતી હતી.

એમની લોકપ્રિયતા પહેલેથી હતી અને તે કેવી સર્વદેશી હતી તે બતાવવા એક પ્રસંગ અહિં નોંધીશું, તે જેમ અપૂર્વ તેમ અમદાવાદના ઇતિહાસમાં પ્રથમ હતો.

સન ૧૯૧૨મા રમણભાઇને રા. બા.નો ઇલકાબ સરકારે બક્ષ્યો હતો, ત્યારે જે અભિનંદનો મળ્યા તેમા અમદાવાદના વર્તમાનપત્રો, માસિકો અને પ્રેસ માલીકોએ પણ એક માનપત્ર એનાયત કર્યું હતું.

છાપખાંનાવાળાઓ સાથે એમને સીધો સંબંધ ન હતો, જો કે અમદાવાદમાં પહેલવહેલું ટાઈપનું પ્રેસ આણવાનો યશ મહીપતરામભાઇને છે. ઘણાં વર્ષોથી તેઓ "જ્ઞાનસુધા" ચલાવતા હતા. એ એમનો એક પત્રકાર તરીકે વર્તમાનપત્રો સાથેનો સંબંધ કહેવાય પણ એ સૌને એમના પ્રતિ એટલો બધો સદ્ભાવ હતો કે એઓએ એ લાગણી વ્યક્ત કરવા માટે એમને એક માનપત્ર આપવા ઉપરોક્ત પ્રસંગનો ઉપયોગ કર્યો હતો.

એ બનાવની નોંધ અમે તે વખતે બુદ્ધિપ્રકાશમા લીધી હતી, તે પરિશિષ્ટમાં આપીએ છીએ.

તે પછી લાંબા ગાળે એઓ શરીરે અશક્ત થઈ પડયા બાદ નામદાર સરકારે એમને નાઇટહુડ નો ઈલ્કાબ નવાજેશ કર્યો હતો. એમને મળેલા એ માનથી સૌ કોઈ ખુશ થયા હતા. શહેરીઓએ એમને એક જાહેર માનપત્ર અર્પીને એમની અનેકવિધ સેવાની યોગ્ય કદર કરી હતી અને સોસાઈટીએ પણ તેમને એ પ્રસગે પોતાના હર્ષની લાગણી પ્રદર્શિત કરતું એક માનપત્ર આપ્યું હતુ; તેનો વૃત્તાંત કમિટીના પ્રોસિડિંગ્સમાથી આપીએ છીએ.

## સર રમણભાઈને અભિનંદન

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી સર રમણભાઇને નાઈટહુડનો ઈલ્કાબ મળ્યો તે માટે અભિનંદન આપવા મેનેજીંગ કમિટીનું એક ડેપ્યુટેશન તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૨૭ને શુક્રવારે સવારે નવે વાગે એઓના બંગલે ભદ્રમાં ગયું હતું. તે વખતે નીચેનું માનપત્ર આસિસ્ટન્ટ સેક્રેટરી હીરાલાલ પારેખે વાંચી સંભળાવ્યું હતુ. તે પછી કમિટીના સભ્યો તરફથી સુંદર ચાંદીનો ટી સેટ મે. પ્રમુખ રા. બા. કેશવલાલ ધ્રુવે અર્પણ કર્યા પછી, એઓને દીર્ઘાયુ ઇચ્છી હારપાન આપી પાછું ફર્યું હતું:—

## સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, નાઈટ,

બી. એ. એલએલ. બી;

**અમદાવાદ.**

નવા વર્ષના માન અકરામના પ્રસંગમાં નામદાર હિન્દી સરકારે આપને નાઈટહુડનો માનવંતો ઇલ્કાબ એનાયત કર્યો તે બદલ અમે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સભ્યો આનંદ સાથે અભિનંદન આપિયે છીએ

સોસાઈટી સાથેનો આપનો સબંધ ઘણું ગાઢો અને લાંબા સમયનો છે., ઘણા વર્ષો સુધી આપના પિતાશ્રી ર. સા. મહીપતરામભાઇએ સોસાઇટીના ઑન. સેક્રેટરી તરીકે તન દેહ કાર્ય કર્યું હતું. તેમના સમયમાં જ આપ સોસાઇટીની મેનેજીંગ કમિટીના સભ્ય નિમાયા હતા, અને સન. ૧૯૧૨ થી તેના ઑન સેક્રેટરી છો. આપનું એ કાર્ય, જણાવવાની જરૂર નથી કે, ઉજ્જવળ અને શોભાસ્પદ છે.

એકલા સોસાઇટીના નહિ પણ માનવ જીવનના જે જે ક્ષેત્રોમાં આપે પ્રવૃત્તિ આદરી છે તે તેમાં આપે નગીન ફાળો આપ્યો છે, અને તેમાં યશ અને કીર્તિ સંપાદન કર્યાં છે.

બાલ્યાવસ્થામાં કૉલેજમાં હતા ત્યારથી આપે સાહિત્યમાં રસ લેવા માંડેલો, તે પછી ભદ્રંભદ્ર, કવિતા અને સાહિત્ય, ગર્ઇનો પર્વત, હાસ્યમંદિર વગેરે રચીને જે માનભર્યું સ્થાન સાહિત્યકાર તરીકે આપે મેળવ્યું છે તે મગરૂરી લેવા જેવું છે. પ્રજાએ પણ આપને સાહિત્ય પરિષદના પ્રમુખ નીમી તે કાર્યની કદર કરી છે જ.

સમાજસુધારાના સંસ્કાર આપને આપના પિતા પાસેથી વારસામાં ઉતરેલા અને તે આપે એવી સારી રીતે પોષ્યા અને ખીલવ્યા છે કે સમાજસુધારક તરીકે આપને પ્રથમ સ્થાન અપાય છે.

એવીજ યશસ્વી અને ઉપયોગી આપની શહેરસેવા છે, ગેલા ૨૫ વર્ષથી આપ એક મ્યુનિસિપલ કૌન્સિલર તરીકે સતત કાર્ય કરતા આવ્યા છો અને તેનું પ્રમુખસ્થાન એકથી વધુ સમય દીપાવ્યું છે, એટલુંજ નહિ પણ જે તે આપની એ સેવાની મુક્તકંઠે પ્રશંસા કરે છે.

આપની જાહેર પ્રવૃત્તિ અને સેવા આટલેથીજ સમાપ્ત થતી નથી. સોસાઇટીની પેઠે શહેરની અનેક સાર્વજનિક સંસ્થાઓ સાથે આપનો, પ્રમુખ, સેક્રેટરી કે તીજોરર તરીકે નિકટ સંબંધ છે, અને તે પાછળ આપ ઘણા સમયનો અને શક્તિનો વ્યય કરો છો, એ જાણીતું છે.

આ સર્વ કાર્યની પ્રજા અને સરકાર ઉભય કદર કરે એ યોગ્યજ છે અને તેની જેટલી પ્રશંસા થાય તે ઓછી જ લેખાય.

આપને મળેલું આ અનુપમ માન ભોગવવા પરમાત્મા આપને દીર્ઘાયુ અને આરોગ્ય બક્ષો એવી પ્રાર્થના સાથે અમે વિરમીએ છીએ.

| ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,<br>અમદાવાદ.<br>તા. ૨૧ મી જાન્યુઆરી ૧૯૨૭ | અમે છીએ<br>આપના સ્નેહી બંધુઓ, |
|---|---|
| ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી | કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |
| કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ | મંગળદાસ ગીરધરદાસ |
| ગણેશ વાસુદેવ માવલંકર | ખુશાલદાસ ગોકળદાસ પટેલ |
| અંબાલાલ દલસુખરામ લખીયારા | સુળચંદભાઇ આશારામ શાહ |
| ચીમનલાલ દલપતરામ કવિ | જોસફ બેન્જામીન |
| હોમી પી. ચાહેવાલા | નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી |
| પ્રાણજીવનદાસ નારણદાસ ડોકટર | જનુભાઈ અચરતલાલ સૈયદ |

પ્રમુખ અને મેનેજીંગ કમિટીના સભ્યો, ગુ વ. સોસાઇટી.

આ પ્રકરણ પૂરૂ કરતા પૂર્વે સર રમણભાઇએ સોસાઇટીને 'કવિતા અને સાહિત્ય'નુ પુસ્તક કરી છપાવવાની પરવાનગી આપી હતી તેનો ઉલ્લેખ કરવો ઘટે છે.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થતા તેના અભ્યાસક્રમમા ગુજરાતી પુસ્તકોની પસંદગી થતા સાદી તેમા 'કવિતા અને સાહિત્ય'નો પણ સમાવેશ કરવામા આવ્યો હતો.

સન ૧૯૦૩મા કવિતા અને સાહિત્યનુ પુસ્તક બહાર પડયુ હતુ, અને તેની બે પાચ નકલો એ વખતે માંડ મળી શકે એમ હતું. રમણભાઇ એ પુસ્તકની નવી આવૃત્તિ કઢાવવાનું વિચારી રહ્યા હતા, એમને અમે તે પુસ્તક સોસાઈટી તરફથી પ્રસિદ્ધ કરવાની વિનંતિ કરી તેનું કારણ એવુ ઉત્તમ પુસ્તક બહોળો પ્રચાર પામે એ હતુ. 'કવિતા અને સાહિત્ય'નુ પુસ્તક બહાર પડયું ત્યારથી, તેની એક મૂલ્યવાન કૃતિમા ગણના થયેલી છે, અને ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરનારને તે માર્ગદર્શક તેમ મદદગાર થઈ શકે તેવું વિદ્વત્તાભર્યું અને વિચારણીય પુસ્તક છે.

મેનેજીંગ કમિટીની સંમતિ મેળવી ' કવિતા અને સાહિત્ય 'નું નવું પુસ્તક રમણભાઈની હયાતી દરમિયાન છપાયું હતું, અને બીજું પુસ્તક તૈયાર થાય તે પહેલા એમનુ અવસાન થયું હતુ.

એ ખોટ સોસાઇટીને તેમ સમસ્ત દેશને ન પૂરી શકાય એવી મ્હોટી હતી એવા નિઃસ્વાર્થ સેવાભાવી કાર્યકર્તાઓ બહુ થોડા હોય છે.

એમના દુઃખદ અવસાન માટે શોક પ્રદર્શિત કરવા સોસાઇટીની ખાસ સભા ભરવામા આવી હતી. તેમા એમની સોસાઇટીની લાંબી મુદતની કીંમતી સેવાની યત્કિંચિત કદર કરવા જે ઠરાવ પસાર થયો તે નીચે પ્રમાણે હતોઃ—

" ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની આ અસાધારણ સામાન્ય સભા સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ, નાઇટના દુઃખદાયક અવસાનની નોંધ લે છે, છેક સન ૧૮૯૦થી સોસાઇટી સાથે મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે એમનો સંબંધ જોડાયો હતો અને સન ૧૯૧૨માં તેઓ તેના ઓનરરી સેક્રેટરી નિમાયા હતા. આ પ્રમાણે સોસાઈટી સાથેનો એમનો સંબંધ લાંબા સમયનો અને ગાઢ હતો અને સ્વ૦ મહીપતરામના સમયથી ચાલતો આવે છે. એ સેવા કાર્યમા એમણે પોતાનો એટલો બધો સમય આપ્યો છે અને તે પાછળ એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કે જેનુ મૂલ્ય થાય એમ નથી. એવી એમની એ અપૂર્વ અને કીંમતી સેવાની યત્કિંચિત કદર કરવા આ સભા ઠરાવ કરે છે કે સોસાઇટીએ પોતાના ફંડમાથી એમના નામનુ રૂ. ૫૦૦૦)નુ એક જુદું સ્મારક સ્થાપવુ અને એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

(૧) મુંબાઇ યુનિવર્સિટિની બી.એ.,ની પરીક્ષામા ચ્છિક વિષય તરીકે ગુજરાતી ઓનર્સ કોર્સ લઇ જે વિદ્યાર્થી ઉંચે નંબરે પાસ થાય તેને સર રમણભાઈ સુવર્ણચંદ્રક દર વર્ષે આપવો.

(૨) સર રમણભાઈના જીવન વિષે માહિતી આપતા લેખો, સ્મરણો, નોંધ, પત્રો વગેરે એમના મિત્રો, સંબંધીઓ, અને પ્રસંશકો પાસે લખાવી મેળવી, તે સંગ્રહ એક સ્મારક ગ્રંથ રૂપે બહાર પાડવો.

(૩) પ્રતિ વર્ષ સુવર્ણચંદ્રકનો ખર્ચ બાદ જતા વ્યાજની રકમ બચત રહે અને એકઠી થાય તેમાથી વખતોવખત સાહિત્ય, ભાષાશાસ્ત્ર, ઇતિહાસ, અને સમાજસુધારાના વિષયને લગતા પુસ્તકો ' સર રમણભાઇ ગ્રંથમાળા ' એ નામે લખાવી પ્રસિદ્ધ કરવા."



સર રમણભાઈ નીલકંઠના સન્માનાર્થે સાહિત્યસભાનો મેળાવડો

(પૃ ૧૬૦)

સન ૧૯૩૫ થી બી. એ.ના વર્ગમાં ગુજરાતીના વિષયમાં ઓનર્સ કોર્સ લેવાની સવડ થયલી છે એટલે રમણભાઇ સુવર્ણચંદ્રક એ વર્ગમા ફતેહમંદ થનાર ઉમેદવારને આપવાનો પ્રબંધ થશે.

દરમિયાન રમણભાઇ સ્મારક ફંડ રૂ. ૫૦૦૦)નું ઉપરોક્ત ઠરાવ અનુસાર જુદું કાઢવામા આવ્યુ છે, તેમાથી એમના લેખોના બીજાં બે પુસ્તકો 'કવિતા અને સાહિત્ય'-પુ. ૩ અને કવિતા અને સાહિત્ય-પુ ૪ એ પ્રમાણે પ્રસિદ્ધ થઈ ચુક્યા છે, અને એમના ધાર્મિક પ્રવચનો "ધર્મ અને સમાજ"

એ નામથી સંકલિત કરવામાં આવ્યાં છે; અને તેનું પહેલું પુસ્તક ગયે વર્ષે સોસાઈટીના સભ્યોને બક્ષીસ અપાયું હતું.

સર રમણભાઈનો લેખસંગ્રહ સોસાઈટી પુસ્તકાકારે પ્રકટ કરે એ યોજના, તેના જ્ઞાનપ્રચારના ઉદ્દેશની દૃષ્ટિએ જેમ મહત્વની છે તેમ જનતાને રમણભાઈનું કીંમતી લખાણ સસ્તી કિંમતે સુલભ થાય એ પણ થોડું ઉપકારક નથી. રાઈનો પર્વત, ભદ્રંભદ્ર અને કવિતા અને સાહિત્ય એ એમની ત્રણ કૃતિઓ ગુજરાતી સાહિત્યમા અમરત્વ પામી છે અને તેમાં રમણભાઇના નામનો મહિમા છે.

એમનું અવસાન થયે આજે ૭ વર્ષ થયા છતાં અનેકનાં મુખે એમની વિદ્વત્તાનાં અને એમના સૌજન્યના ગુણગાન સાભળવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે ત્યારે પ્રકરણના આરંભમાં ઉતારેલી સ્વામી રામદાસની પંક્તિનું અમને સ્મરણ થાય છે.

> મનઃ ચંદને જેમ કાયા ઝીઝાવી,
> રહે અંતરો સજ્જનોના રીઝાવી. ”



# પરિશિષ્ટ ૫

## ઓન. રા. બ. રમણભાઇ મહીપતરામને મળેલું માનપત્ર

દિવાન બહાદુર અંબાલાલભાઇના શબ્દોમાં જણાવીએ તો અમદાવાદમાં અગાઉ કદી નહિ બનેલો એવો એક અપૂર્વ અને આનંદદાયક બનાવ તા. ૩૦ એપ્રિલના દિવસે દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇના પ્રમુખપણા હેઠળ બન્યો હતો; અને તે અમદાવાદના માસિક પત્રો, વર્તમાનપત્રો અને પ્રેસ માલીકો તરફથી ઓન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠને તેમના દેશસેવા અને સાર્વજનિક કાર્યોની કદર કરનારૂં, તેમને નામદાર સરકારે નવાજેશ કરેલા ઇલ્કાબ અને મુંબઇની ધારાસભામાં સભાસદ નીમવા માટે-એક માનપત્ર અર્પણ કરવાનો મેળાવડો હતો.

ઓન. રા. બ. રમણભાઇ પ્રત્યે અમને બહુ સન્માન હોઈ તેમની પ્રશંસા કરતાં પક્ષપાત થઈ જાય એ સ્વાભાવિક છે; અને તેથી જ અતિશયોક્તિના દોષથી અમે આરોપિત ન થઇએ તેટલા માટે જાણી બુઝીને અમે તેમના સાંસારિક, ધાર્મિક, રાજકીય, સાહિત્ય અને કેળવણીને લગતા મ્યુનિસીપલ જનસેવા અને સાર્વજનિક કાર્યોની આ પ્રસંગે નોંધ લેવાનું મોકુફ રાખ્યું છે.

જેઓ રા. બ. રમણભાઇના સહવાસમાં આવ્યા છે, જેમને તેમની કાર્ય પદ્ધતિ પરિચિત છે અને જેઓ તેમના સાર્વજનિક કાર્યોથી સારી રીતે વાકેફ છે, તેઓ કહી શકશે કે તેમની સાથેના પરિચયમાં આપણે સાલસાઈ અને સહુકાઈ ભરેલું વર્તન અને રીતભાત અનુભવીએ છીએ; તેમની કાર્યરીતિ સરળ, એકમાર્ગી અને સત્યનિષ્ઠાથી પ્રેરાએલી પ્રામાણિક દષ્ટિગોચર થાય છે અને તેમના સાર્વજનિક જનસેવાના અને દેશોન્નતિના કામો બહુ ઉદાર ભાવના અને ઉચ્ચ આદર્શથી સિંચાઇને વિકાસ પામે છે.

એમના 'નીલકંઠ' ઉપનામમાજ ઉપરના ગુણોનું બહુ સારૂં સૂચન થાય છે. અમે માનીએ છીએ કે તે ગુણો પરંપરાથી તેમના વંશમાં ઉતરી આવીને રા. બ. રમણભાઇમાં પૂર્ણ રીતે વિકાસ પામીને દીપી નીકળ્યા છે. 'નીલકંઠ' એ નામ શિવ-મહાદેવજીનું છે અને તે નામ શાથી પડયું એ પૌરાણિક આખ્યાયિકા બહુ જાણિતી છે.

દેવ અને દાનવો મળીને સમુદ્ર મંથન કર્યું અને તેમાંથી પ્રાપ્ત થએલું ઝેર શિવજીએ પાન કર્યું જેથી તે નીલકંઠ કહેવાયા એ કથા પ્રો. આનંદશંકરભાઇએ તેમની રસ અને મીઠાશભરી સમર્થ શૈલીમાં તેમના "નીતિશિક્ષણ" નામના પુસ્તકમાં બહુ સારી રીતે વર્ણવી છે તે, વિશેષ માહિતી સારૂં અમારા વાચકોને જોવાની ભલામણ કરીશું.

આ સંબંધી વિશેષ વિવેચન નહિ કરતાં તેમને અર્પણ કરવામાં આવેલું માનપત્ર અત્રે ઉતારીનેજ અમે સંતોષ માનીશું:—

ધિ ઑનરેબલ રાવબહાદુર

# રમણભાઈ મહીપતરામ નીલકંઠ,

બી. એ., એલ.એલ. બી.

**મુંબઇની ના. ગવર્નર સા. ની ધારાસભાના સભાસદ,**
**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઓનરરી સેક્રેટરી,**
**'વસન્ત' તથા 'જ્ઞાનસુધા' માસિક પત્રોના તંત્રી વગેરે,**
**અમદાવાદ.**

**માનવંત સુજ્ઞ મહાશય,**

આપણા ઇતિહાસપ્રસિદ્ધ રાજનગરની વિવિધ ધર્મો તથા ભિન્ન ભિન્ન કોમોમાં વહેંચાયલી સકળ પ્રજા અને આપણી માતૃભાષાની સેવાનાં અનેક કર્મક્ષેત્રોમાં આપે જે ઉત્સાહ, પ્રીતિ અને ઉત્કર્ષક આત્મત્યાગ દર્શાવ્યાં છે, તથા જે જે શુભ વિચારો અને શુભ કાર્યોનાં બી વાવ્યા છે તેના પ્રોત્સાહનથી આકર્ષાઈ, અમે આ આનંદદાયક પ્રસંગે આપને અભિનંદન આપવા સ્નેહથી પ્રેરાઇએ છીએ.

આપે 'સરલ જીવન અને ઉચ્ચ વિચાર'ને જીવનસૂત્ર બનાવી, મહાન્ આશયથી સતત્ શ્રમ લઇને ગુજરાતના એક પ્રશસ્ત વિદ્વાન્ અને અગ્રગણ્ય નાગરિકનું પદ પ્રાપ્ત કર્યું છે. હૃદયની સરળતા, બુદ્ધિની વિશાળતા, અને સુનીતિ-સુવિવેક ઇત્યાદિ ઉત્તમ સદ્‌ગુણો વડે શોભતું આપનું ઉચ્ચ જીવન સમગ્ર પ્રજા આગળ પ્રદર્શિત થયું છે; અને જૂદા જૂદા ધર્મો તથા કોમોની સાહિત્ય અને કેળવણી વિષયક સેવા પૂર્ણ ઉમંગથી–અનેક રીતે સ્વાર્થનો ભોગ આપીને પણ આપે કીધી છે. આપ અમદાવાદની અનેક જાહેર સંસ્થાઓ સાથે મંત્રી અથવા પ્રમુખ તરીકે જોડાએલા છો, જે ઉપરથી આપના લોકોપકારક અને પારમાર્થિક જીવનની સારી રીતે પ્રતીતિ મળે છે. આપે જે અનેક જાહેર સંસ્થાઓમાં રહીને લોકસેવા બજાવી છે અને હાલ બજાવો છો તેમાની મુખ્ય મુખ્ય સંસ્થા નીચે પ્રમાણે છે—

ઑન. સેક્રેટરી, ગુજરાત વ. સોસાઇટી.
પ્રમુખ, ગુજરાતી સાહિત્ય સભા.
ચેરમેન ૧લી સાહિત્ય પરિષદ–અમદાવાદ
ઓન. સેક્રે. આપારાવ ભોળાનાથ લાયબ્રેરી
,, ડીરહીલર રોડ લૉ લાયબ્રેરી.
,, નેશનલ ઇન્ડીઅન એસોસીએશન (ગુજરાત વિભાગ)

ઓન. સેક્રેટરી રા. બ. રણછોડલાલ છોટાલાલ બાલિકા કન્યાશાળા.
,, ગુજરાત સંસાર સુધારા સમાજ.
,, મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ.
,, મુંગાં પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી.
વગેરે, વગેરે.

મુદ્રણકળાનો અને પત્રપ્રકાશનનો ઉદ્યોગ જગત્ ઉપર મોટામાં મોટો ઉપકાર કરે છે, એ નિઃસંશય છે. તથાપિ મનુષ્યોના જીવનમાં તે વડે જ બુદ્ધિ, હૃદયવિકાસ અને આત્મોત્કર્ષનું તેજ પ્રકાશે છે, અસંખ્ય કુટુંબોમાં તે ઉદ્યોગ આનંદ, પ્રગતિ, અને કલ્યાણના સુધા-ઝરણ રેલાવે છે. આપણા દેશમાં આ ઉદ્યોગના પ્રારંભકાળમાં આપના પરલોકવાસી પિતાશ્રી **રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ**, સી. આઈ. ઇ. એ તે ઉદ્યોગને પ્રીતિપૂર્વક વધાવી તેની અભિવૃદ્ધિમાં અંતઃકરણથી સહાયતા આપી હતી અને આપે પણ એમનેજ પગલે ચાલીને સરસ્વતીદેવીના પૂજનમાં, એવો અભિનંદનીય ભાગ લીધો છે કે માતૃભાષા ગુર્જરીની પ્રગતિ-વિકાસના ઇતિહાસમાં આપે અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમજ પત્ર-પ્રકાશનના ઉદ્યોગને પણ આપે '**જ્ઞાનસુધા**'ના તંત્રી-અમદાવાદના ચોપાનીઆના વિદ્યમાન તંત્રીઓમાં જૂનામાં જૂના તંત્રી-તરીકે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું ઑનરરી મંત્રીત્વ તથા 'વસન્ત'નું તંત્રીત્વ સ્વીકારીને અને છાપખાનાની જૂનામાં જૂની સંસ્થા યુનાઇટેડ પ્રેસ કંપનીના ડીરેક્ટરની બોર્ડમાં સામેલ થઇ [illegible] આપી છે.

આપના દેશહિતના આ સત્કર્મોની ઉપયોગિતાનો નામદાર સરકારે સ્વીકાર કરીને આપને "**રાવબહાદુર**"નું માનવંત પદ તથા **ના. મુંબઈ સરકારની ધારાસભાના સભાસદ** તરીકેનું સન્માનીત સ્થાન આપ્યું છે, તે માટે અમે અમદાવાદના સર્વે છાપખાનાના માલેક અને માસિક તથા સાપ્તાહિક પત્રોના અધિપતિ અને માલકો આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને પરમ દયાળુ પ્રભુ પ્રત્યે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે આપને અધિક સુખ, સંપત્તિ, આરોગ્ય અને દીર્ઘાયુષ્ય બક્ષવા તે કૃપાવન્ત થાય, - જેથી માતૃ-ભાષાની અને સ્વદેશની સેવા આપ વડે દીર્ઘ કાળ પર્યન્ત થયા કરે. તથાસ્તુ!

તા. ૨૦ મી એપ્રિલ સન ૧૯૧૩

અમે છીએ આપના ગુણગ્રાહકો સદ્‌ગુણપૂજકો-

---

* બુદ્ધિપ્રકાશ સન ૧૯૧૩, પૃ ૧૫૮

# પ્રકરણ ૧૭

## સોસાઇટીનું પુસ્તકાલય અને પુસ્તકાલય પ્રવૃત્તિ

"લાઇબ્રેરીમાં આપણે હજારો રસ્તા મળતા ચૌકમાં ઊભીએ છીએ કોઇ રસ્તો જાય છે અનંત સમુદ્રમાં, કોઇ ચડે છે અનંત શિખર ઉપર, અને કોઇ ઊતરે છે માનવહૃદયના અંતરસ્પર્શમાં જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં દોડો, ક્યાંય બાધા ન મળે મનુષ્યે પોતાના પરિત્રાણને એક નાનકડી જગ્યામાં બાંધી રાખ્યું છે

શંખમાં જેવી રીતે સમુદ્રનો શબ્દ સંભળાય તેવી રીતે આ લાઇબ્રેરીમાં શું તમે હૃદયના ઉત્થાન અને પતનના શબ્દો સાંભળો છો? અહીંઆ જીવિત અને મૃત બન્ને વ્યક્તિઓનાં હૃદયો પાસેપાસે એક જ વતામાં રહે છે વાદ અને પ્રતિવાદ અહીંઆ બે ભાઇની માફક સાથેસાથ રહે છે સંશય અને વિશ્વાસ, સંધાન અને આવિષ્કાર, અહીંઆ એકબીજાના શરીરની નગોનગ વસે છે અહીંઆ દીર્ઘ પ્રાણ અને સ્વલ્પ પ્રાણ પરમ ધૈર્ય અને શાંતિ સાથે જીવનયાત્રાનો નિર્વાહ કરે છે કોઈ કોઇની ઉપેક્ષા કરતું નથી

કેટલીક નદીઓ, સમુદ્ર, અને પર્વતો ઓળંગીને માનવનો કંઠ અહીં આવી પહોંચ્યો છે—કેટલાય સૈકાઓના છેડેથી આ સ્વર આવે છે—આવો, અહીં આવો અહીં પ્રકાશનું જન્મસંગીત ગવાય છે।

અમૃત લોકનો પ્રથમ આવિષ્કાર કરીને જે જે મહાપુરુષોએ જે કોઇ દિવસે પોતાની ચોતરફના માણસોને હાકલ પાડીને બોલાવ્યા છે—" તમે સઘળા અમૃતના પુત્ર છો તમે દિવ્ય ધામના વાસી છો— તે જ મહાપુરુષોના કંઠ સહસ્ર ભાષામાં સહસ્ર વર્ષોમાંથી પસાર થતા આ લાઇબ્રેરીમાં પ્રતિધ્વનિત થઇ રહ્યા છે"

[ કવિવર રવીન્દ્રનાથ ટાગોર, પ્રસ્થાન, વૈશાખ સં ૧૯૯૦ ]

ગુજરાતમાં પહેલવહેલું પુસ્તકાલય સોસાઇટીએ સન ૧૮૪૮ માં સ્થાપ્યું હતું, અને તેનો વૃત્તાંત સોસાઇટીના ઇતિહાસ વિભાગ ૧ માં ૨૧ મે પૃષ્ઠે આપેલો છે

સોસાઇટીનુ આગવુ મકાન નગરશેઠ હિમાભાઈની ઉદાર સહાયતાથી ઉભું થતા સોસાઈટીનુ કાર્યાલય અને સોસાઇટીનુ પુસ્તકાલય એ નવા મકાનમા લઈ જવામા આવ્યા હતાં. તે પછી ઉપરોક્ત પુસ્તકાલયને હિમાભાઇ ઈન્સ્ટીટયુટ એ નામ આપીને, એ સંસ્થા સારી રીતે વધારીને ખીલવી શકાય એ હેતુથી સન ૧૮૫૬ મા તેનો વહિવટ અને કબજો એક એલાયદી કમિટીને સોપવામા આવ્યો હતો. તે વખતે " તેની પાસે ૩૧૫૮ પુસ્તકો હતા, રૂ. ૪૫ ની માસિક આવક હતી અને સભાસદોની સંખ્યા ૧૭૫ ની હતી. '

સોસાઇટીનું આ એક મહત્વનુ અંગ આ પ્રમાણે અલગ થયું, તોપણ બુદ્ધિપ્રકાશમા સમાલોચના અર્થે અને ઉત્તેજન અર્થે સોસાઇટીને લેખક વર્ગ તરફથી ગુજરાતી પુસ્તકો ચાલુ મળતા રહેતા અને અવારનવાર ઇંગ્રેજી પુસ્તકો તરજુમો કરાવવા માટે તેમ રેફરન્સ સારૂ ખરીદ કરવામા આવતા; એટલુજ નહિ પણ ગુજરાતી તેમજ સંસ્કૃત હાથપ્રતો મેળવવાનો પ્રયત્ન ચાલુ હતો.

પચીસ વર્ષના ગાળા પછી સોસાઇટીએ તેના પુસ્તકસંગ્રહનુ કેટલૉગ છપાવ્યું હતુ, તેમા પુસ્તકોની સંખ્યા ૧૬૭૦ નોંધેલી છે.

ગુજરાતી પુસ્તકોનુ પ્રકાશન આજના જેવુ તે કાળે મોટી સંખ્યામા થતુ નહોતુ, અને વચગાળામા સોસાઇટીના પુસ્તકાલયને સમૃદ્ધ કરવા બહુ દરકાર પણ રખાઇ નહોતી, એમ કેટલાક મહત્વના પુસ્તકો એ વર્ષોના તેમા નહિ હોવાથી સમજાય છે અને તેની સંભાળ રાખનાર જવાબદાર ગ્રંથપાળના અભાવે એમાથી ગુમ થયેલા પુસ્તકોની સંખ્યા પણ થોડી નહોતી.

તેમ છતા પાછળથી સોસાઇટીના પુસ્તક સંગ્રહને બને તેટલુ સમૃદ્ધ અને સંપૂર્ણ બનાવવા સતત પ્રયત્ન થતો રહ્યો છે અને તેથી આજે સોસાઈટીનુ પુસ્તકાલય અન્ય કોઇ પુસ્તકાલય કરતા મ્હોટુ માલુમ પડશે, એટલુજ નહિ પણ ગુજરાતી પુસ્તક સંગ્રહમા સર્વોપરિ હોવાનો સોસાઇટી દાવો કરી શકે.

સન ૧૯૧૧ મા સોસાઇટીના પુસ્તકાલયનું કેટલૉગ, વિષયવાર, કક્કાવાર અને લેખકવાર પ્રસિદ્ધ થયું હતુ તેમા પુસ્તકોની કુલ સંખ્યા ૪૧૮૯ દર્શાવેલી છે.

તે પછી નવુ કેટલાગ સન ૧૯૨૧ મા છપાયુ તેમા પુસ્તકોની સંખ્યા દોઢી માલુમ પડે છે, અને તેમા વિવિધતા પણ ઘણી જોવામા આવે છે.

સન ૧૯૦૦ પછી ગુજરાતી પુસ્તક પ્રકાશનમાં ભારી ભરતી થયલી છે અને તેનું મુદ્રણ કામ પણ સુધર્યું છે અને એ નવા પ્રકાશનોની ન્યવસ્થિત નોંધ રહે એ ઉદ્દેશથી સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થતા "ગ્રંથ અને ગ્રંથકાર" નામના વાર્ષિક પુસ્તકમાં તેની વિસ્તાર યાદી, અને તેમ સંપૂર્ણ બનાવી, આપવાનો પ્રયત્ન થાય છે.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળે ગુજરાતી ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત યાદી અને તે પછીથી ગુજરાતી ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત યાદી, એ બે ગ્રંથો પ્રસિદ્ધ કરેલા છે પરંતુ આજપર્યંત છપાયલા સઘળા ગુજરાતી પુસ્તકોનું એક મ્હોટું કેટલોગ તયાર થવાની જરૂર છે અને તે દિશામાં હવે પ્રયાસ થવા જોઇએ છે.

સોસાઇટીના પુસ્તકાલયનું સન ૧૯૩૩ આખર સુધીનું કેટલોગ નવેસર છપાય છે, તે તપાસતા તેની પુસ્તક સંખ્યા ચૌદ હજારથી વધુ થવા જાય છે એ પરથી જોઇ શકાશે કે સોસાઇટીનું પુસ્તકાલય ઉત્તરોત્તર વધતું અને ખીલતું ગયું છે.

સોસાઇટીનો જુની હાથપ્રતોનો સંગ્રહ બહુ મ્હોટો નહોતો અને તેમાની ઘણી પ્રતો માત્ર નકલો હતી પણ આજે એ સંગ્રહ બહુ મૂલ્યવાન અને ઉપયોગી બન્યો છે અને તેની સવિસ્તર હકીકત "કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ" એ પ્રકરણમાં જણાવેલી છે.

આ ઉપરાંત સોસાઇટી હિંદી, મરાઠી અને સંસ્કૃત પુસ્તકો સારી સંખ્યામાં ધરાવે છે અને ઇંગ્રેજી પુસ્તકો અગાઉ જૂજજાજ હતા તેમાં પુષ્કળ ઉમેરો થયલો છે. સન ૧૯૨૨ માં હિન્દના ઇતિહાસ સાહિત્ય, ભાષાશાસ્ત્ર, પ્રાચીન શોધખોળના રીપોર્ટ અને સંસ્કૃતિને લગતા પુસ્તકો ખાસ સંગ્રહવાનો કમિટીએ ઠરાવ કર્યો હતો અને એ વિભાગને સારી રીતે સમૃદ્ધ કરવા તજવીજ થતી રહે છે.

રેફરન્સ પુસ્તકો માટે અભ્યાસીઓને બહુ અડચણ પડતી તે દૂર કરવાને સોસાઇટીનો રેફરન્સ વિભાગ પણ એવી રીતે ખીલવવામાં આવ્યો છે અને તેમાં જાણીતા રેફરન્સ પુસ્તકો જેવા કે, એન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકાની ૧૧ મી આવૃત્તિ, પૂરવણી ગ્રંથો સહિત અને છેલ્લી ચૌદમી આવૃત્તિ ચેમ્બર્સ એન્સાઇક્લોપિડિયા, સાઇક્લોપિડિયા ઓફ રિલિજીયન એન્ડ એથિક્સ, (હેસ્ટિંગ્સ સંપાદિત) હિસ્ટોરિયન હિસ્ટરી, ઇમ્પિરિયલ ગેઝી

ગીઅગ્નો સેટ, મુબાઈ ઈલાકાના ગેઝીટીઅરના છુટક ભાગો–ઉપનન્ધ છે તે–હિન્દી વસ્તી પત્રકના રીપોર્ટ, મરાઠી નાનચક, હિન્દી વિશ્વકોશ વગેરે પણ સગ્રહનામા આવ્યા છે

સોસાઈટીના મકાનકો સોસાઈટીના મકાન પાસેની જમીન જે સરકારદ્વારા એકવાયર કરવામા આવેલી છે, તે પર પ્રેમાભાઈ હૉલને વિસ્તારી નીચેના ભાગમા સોસાઇટીનુ પુસ્તકાલય ગોઠવી, તે પુસ્તકાલય વાચક અને અભ્યાસી વર્ગને લેખનવાચન માટે સર્વ રીતે સગવડભર્યુ થઇ પડે એવી વ્યવસ્થા કરવા ઉમેદ ધરાવે છે અને તે વ્યવસ્થા અમલમા આવે, અમદાવાદમા એક માત્ર સરસ્વતી મદિરની ખોટ તે પૂરી પાડશે એવી માન્યતા છે

સોસાઇટીના પુસ્તકાલયનો ગુજરાતી વિભાગ અને તેટનો સપૂર્ણ કરી શકાય, એ આશયથી સોસાઈટી તરફથી મુબાઈ ઇલાકાના કેળવણી ખાતાના વડાને, ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર મારફત, સોસાઈટીનો વાર્ષિક અહેવાલ સાદર કરતા, તે પત્રમા પ્રેસ એક્ટની રૂઇએ મુબાઈ સરકારને પુસ્તકની બે પ્રતો ભરવામા છે તમાની ગુજરાતી પ્રત સોસાઇટીને કાયમ સગ્રહ અર્થે આપવાની માટે આપના ચાલુ માગણી કરવામા આવતી હતી

હમણા જ મુબાઈ ઈલાકાના કેળવણી ખાતાના વડાએ સોસાઇટીની એ વાજબી માગણીનો સ્વીકાર કરી, વર્નાક્યુલર ટેક્સ્ટ બુક કમિટીને ઈનામ લાઇબ્રેરી અને ટેક્સ્ટ બુક તરીકે મજુર થતા જે પુસ્તકો મળે છે તેમાની એકએક પ્રત સોસાઈટીને આપવાનો નિર્ણય કર્યો છે (જુઓ પરિશિષ્ટ ૬)

સોસાઈટીની માગણી તો પ્રેસ એક્ટની રૂઇએ જે પુસ્તકો સરકારમા ભરવામા આવે છે, તેમાના ગુજરાતી પુસ્તકાની એક એક પ્રત મળવા માટે હતી, તોપણ આ જે શરૂઆત થઇ છે તેનુ શુભ ફળ વહેલુમોડું આવશે એવી આપણે આશા રાખીશુ અને લેખક વર્ગને અમારી અરજ છે કે સોસાઇટી ગુજરાતી પુસ્તકનો અને તેટનો સપૂર્ણ સગ્રહ કરવા શક્તિમાન થાય તે માટે એમના પ્રકાશનની એક એક પ્રત સોસાઇટીને તેઓ મોકલી આપે.

ચાલુ વર્ષમા (સન ૧૯૩૪) વડોદરા રાજ્ય પુસ્તકાલય વિભાગની પેઠે ગુજરાતમા પુસ્તકાલય પ્રવૃત્તિનુ કાર્ય પદ્ધતિસર અને નિયમિતપણે ઉપાડી લેવા સોસાઈટીના આશ્રય હેઠળ પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ સર મનુભાઈ મહેતા–વડોદરા રાજ્યના માજી દિવાન સાહેબ–ના પ્રમુખપદ હેઠળ તા ૬ ઠ્ઠી અને તા ૭ મી મે એ બે દિવસે મળી હતી અને તેનુ

સઘળુ કામકાજ, અમને નોંધતા સંતોષ થાય છે કે, સર્વ રીતે ફતેહમંદ નિવડયુ હતું

આ પ્રવૃત્તિ ઉપાડી લેવામા આવી તે આગમચ સોસાયટીએ ઓછી વસ્તીવાળા ગામો, કે જ્યા નિશાળ પણ ન હોય એવા સ્થળે, મુકરર ધોરણે વાચનાલયો ખોલવાનો પ્રબંધ કર્યો હતો અને તે કાર્યમા શ્રીયુત વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરે મદદ કરતા, સોસાયટી હસ્તક પ્રિયવદા ગ્રામ વાચનાલયની યોજના અસ્તિત્વમા આવી હતી

એવી બીજી યોજના અમદાવાદ જીલ્લાની નિશાળોમા વિદ્યાર્થીઓને ઈતર વાચન માટે બાળસાહિત્યની પેટીઓ પૂરી પાડવાની હતી અને તે કામમા ઉત્તર વિભાગના માજી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર શ્રીયુત કૃષ્ણલાલ મૂળજીરામ વકીલે સહાનુભૂતિ દર્શાવી કેળવણી ખાતા તરફથી સઘળી સગવડ કરી આપવાનુ જણાવ્યુ હતુ પણ એ અરસામા તેમની ફેરબદલી થતા એ અખતરો પ્રયોગમા મૂકવાનુ બની શક્યુ નહોતુ

સોસાઈટીની પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધમા પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ સમક્ષ આસિ સેક્રેટરીએ નિવેદન રજુ કર્યું હતુ તેમા કેટલીક જાણવા જેવી હકીકત આપેલી છે, અને એ પ્રવૃત્તિને અંગે શુ શુ થઈ શકે અને તેના વિકાસ માટે ક્યા પ્રયત્ન થવા જોઈએ અને તે માટે કેટલો અવકાશ છે, એનુ બહુ કિંમતી માર્ગસૂચન સ્વાગત અધ્યક્ષ લેડી વિદ્યાબહેને, એમના વ્યાખ્યાનમા કરેલુ છે અને આ બન્ને લેખો પ્રસ્તુત પ્રકરણના પૂર્તિરૂપ હોઈને તે પરિશિષ્ટ ૭ મા દાખલ કર્યા છે



## પરિશિષ્ટ ૬

No. 102/7-C.
POONA, 14th April, 1934.

To,
THE EDUCATIONAL INSPECTOR,
N. D.

With reference to your letter No. 339 of 12-4-1934, I have the honour to request that you will in future supply the Gujarat Vernacular Society, Ahmedabad, with one copy of each of the Gujarati Publications you can spare after the consideration by the Provincial School Book Committee.

I have the honour to be,
Sir,
Your most obedient servant,
Sd/ **H. J Varia**

T A. S. 14/4 for Director of Public Instruction.

No. S.-102/7-C
POONA, 14th April, 1934.

Copy forwarded for information.

Sd/ **H. J. Varia.**
for Director of Public Instruction.

No E 71 of 1933
Ahmedabad Office of the
GUJARAT VERNACULAR SOCIETY,
P O Box No 23
Dated, 26th May 1933

From,

LADY VIDYAGAURI RAMANBHAI NILKANTH, B A
Hon Secretary,
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD

To,

THE EDUCATIONAL INSPECTOR N D
AHMEDABAD

Sir,

With reference to your letter No 2205 of 1933 dated the 24th inst I have the honour to inform you that the Government receives under the act XXV of 1867 a copy of each book published in the British India and I understand, there is no adequate and proper arrangement for collection and preservation of these books

The Gujarat Vernacular Society is a literary Institution founded for the growth and development of Gujarati language and literature So the Society is naturally very anxious that steps may be taken for collection and preservation of all books published in Gujarati

The Society possesses the best and largest collection of Gujarati books and if the Government as prayed for in my letter is pleased to help the Society by supply of these books to make its collection as complete as possible, I need not say it will prove a blessing to students of Gujarati literature

I have the honour to be,
Sir,
Your most obedient servant
*Sd/* **V Ramanbhai**
Hon Secretary

No. E. 109 of 1933.
Ahmedabad Office of the
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD, 8th July 1934.

From,
LADY VIDYAGAURI RAMANBHAI NILKANTH, B. A.,
Hon. Secretary,
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD.

To,
RAO SAHEB BHUPATRAI JAMIATRAM SHASTRI, M. A.,
Educational Inspector, N D.
AHMEDABAD

Sir,

In further continuation of my letter No. E 71 of 1933 dated 26th May last, I have the honour to inform you that in the English Copy Right Act, the publisher is bound to provide six copies of each publication and these copies are then supplied to several libraries in the United Kingdom

When the Indian Registration act of 1867 was passed, its main object was " that copies of every important and interesting work published should be despatched to England to be deposited in the libraries at the India Office, and it is further stated in the said preamble that,

" In the interests, too, of history and of the scholars of Europe it is undoubtedly wise to provide that a complete collection of the publications of the press of the country should be made as well as in this country as in England."

It will be seen from the above para that the Government has from the very beginning insisted on the collection and preservation of all books published in the country.

Of these publications, I understand only a few selected books are supplied to the library of India office, the rest are stocked here, but these books are not properly catalogued and are also not easily accessible to scholars

The development and growth of Vernacular literature is making rapid progress and students are keenly feeling the absence of a good, properly equipped and complete library

To overcome this difficulty Literary Conferences all over the country are appealing to Government to make suitable arrangements to supply books in the language of their Province to Public Institutions, with proper safegurds, to enable them to complete, as far as possible, their collection of books in their own Vernaculars.

There is a movement at present afoot, to supply copies of books received under the Registration Act by Government to the Imperial Library at Calcutta

From above it will be perceived that the Society's request for supply of Gujarati books to its library for collection and preservation is legitimate and just, and I trust, it will receive support from you.

I have the honour to be,<br>
Sir,<br>
Your most obedient servant,<br>
Sd/ **V. Ramanbhai.**<br>
Hon Secretary

### પરિશિષ્ટ ૭

# ગુજરાત પુસ્તકાલય પરિષદ-અમદાવાદ

( તા. ૬ ઠ્ઠી અને તા. ૭ મી મે, ૧૯૩૪ )

## નિવેદન

— —

સન ૧૯૩૦ મા પાટણમા ભરાયલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદની પાચમી બેઠકના પ્રમુખસ્થાનેથી લેડી વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠે દેશમા જે અઘોર અજ્ઞાનતાનો અંધકાર વ્યાપી રહ્યો છે, તેના નિવારણ અર્થે પ્રજામાથી નિરક્ષરતા ટાળવા માટે વ્યવસ્થિત પગલા ભરવા શિક્ષિત વર્ગને અપીલ કરી હતી દેશનું દુર્ભાગ્ય છે કે દોઢસો વર્ષ થયા દેશમા સુલેહશાન્તિ પથરાયા છતા જનતામા અક્ષરતાનું પ્રમાણ હજુ દસ ટકાએ પહોચ્યુ નથી, અને છેલ્લા વસ્તીપત્રકની ગણત્રી પ્રમાણે તો વસ્તીના વધારાના મુકાબલે અક્ષરતાનુ પ્રમાણ ઉલટુ ઘટ્યુ છે

નિરક્ષરતા દૂર કરવા માટે જેમ શાળા આવશ્યક છે, તેમ થોડુ ઘણું અક્ષરજ્ઞાન જેમણે પ્રાપ્ત કર્યું છે, તેને દૃઢ કરવાને તેનો વિકાસ થવાને વધુ માહિતી મેળવવાને, પુસ્તકશાળા એટલીજ આવશ્યક છે શિક્ષણ અને જ્ઞાનપ્રચારના કાર્યમા, શાળાની પેઠે, પુસ્તકશાળાનુ મહત્વ છે, બલ્કે કંઈક વધુ છે, એમ કહેવામા અતિશયોક્તિ નથી

આ પ્રમાણેની માન્યતાથી જ સન ૧૮૪૯ મા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના કરવાની સાથે તેના સસ્થાપક, ભલી નિષ્ઠાવાળા અલેકઝાન્ડર કિન્લોક ફોર્બસે દેશમા કેળવણી અને જ્ઞાનપ્રચારના મુખ્ય સાધન તરીકે તેનું પ્રથમ કાર્ય પુસ્તકાલય ખોલવાનું કાર્ય હાથ ધર્યુ હતું, જે ગુજરાતમા પહેલવહેલુ હતું

વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સર સયાજીરાવે વડોદરા રાજ્યમા ફરજિયાત કેળવણીનો કાયદો અમલમા મૂક્યા પછી જોયુ કે પ્રજામા જ્ઞાન પ્રકાશના કિરણો સતેજ અને પ્રકાશિત રાખવાનો માર્ગ સ્થળે સ્થળે, ગામડે ગામડે પુસ્તકાલયો સ્થાપવાનો છે, અને દીર્ઘ દૃષ્ટિવાળા એ મહાપુરુષે તુરતજ તે માટે પ્રબંધ કર્યો, જે કાર્યમા આપણી ગુજરાત પુસ્તકાલય પરિષદના

પ્રમુખ અને વડોદરા રાજ્યના માજી દીવાન સર મનુભાઇએ મુખ્ય ભાગ લીધો હતો.

એ પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપાડી લેવા વડોદરા રાજ્ય તરફથી પદ્ધતિસર પગલાં ભરાયાં તે આગમચ તેના એક પ્રજાજન અને તેના કેળવણી ખાતાના એક મુખ્ય શિક્ષક શ્રીયુત મોતીભાઈ અમીને તેનાં બીજ મિત્રમંડળ નામની એક સંસ્થા સ્થાપીને આપણા પ્રાંતમાં ઠેર ઠેર વેર્યાં હતાં, અને તે કારણે છેક દક્ષિણના દૂરના ભાગ—મદ્રાસે એમની એ સેવાની કદર હમણાંજ એમને પુસ્તકાલય પ્રવૃત્તિના પિતામહનું બિરુદ બક્ષીને કરી છે, એ આપણે ગુજરાતીઓને ગર્વ લેવા જેવું છે.

સોસાઈટીએ ઉપર જણાવ્યું તેમ ગુજરાતમા એક પુસ્તકાલય સ્થાપવાની પહેલ કરી હતી તેમ તે, એ પુસ્તકાલય પ્રવૃત્તિને હમેશ મદદ કરતી આવેલી છે અને સાર્વજનિક પુસ્તકાલયોને ઉત્તેજન આપવા સારૂ તેણે ઉદાર નીતિ ગ્રહણ કરેલી છે, તેના પરિણામે આજે ૫૭૪ સાર્વજનિક પુસ્તકાલયો સોસાઈટીમા રજીસ્ટર લાઈબ્રેરી તરીકે નોંધાયલા છે. આ સઘળા પુસ્તકાલયોને રૂ. ૫૦) એક વખતજ એકસામટા ભર્યાથી આજીવન સભાસદના લાભો કાયમ માટે મળે છે

સોસાઇટીનો મુખ્ય ઉદ્દેશ ભાષાસાહિત્યની અભિવૃદ્ધિની સાથે કેળવણી અને જ્ઞાનપ્રચારનો છે અને તેનુ એ ધ્યેય હોઇને સન ૧૯૦૬મા શ્રીયુત મોતીભાઇ અમીને એમની નવી મિત્રમંડળની પ્રવૃત્તિને આશ્રય આપવા સોસાઇટી પાસે માગણી કરી ત્યારે નીચે પ્રમાણે ઠરાવ કરીને સોસાઈટીએ તેને મદદ આપી હતીઃ—

"(૧) મિત્રમંડળ પુસ્તકાલયોમાથી જે પુસ્તકાલય રૂ. ૫૦) આપી સોસાઇટીના નિયમ પ્રમાણે સોસાઈટીમાં રજીસ્ટર થશે, તેને સોસાઇટીએ છપાવેલા પુસ્તકોમાથી પુસ્તકાલય પસંદ કરે તે રૂ. ૨૫) સુધીની કિમ્મતના પુસ્તકો એકી વખતે બક્ષીસ આપવામા આવશે.

(૨) મિત્રમંડળ પુસ્તકાલયોને "બુદ્ધિપ્રકાશ" આઠ આનાના લવાજમથી આપવામા આવશે. લવાજમ વર્ષની શરૂઆતમાં અગાઉથી આપશે તેને એ ખાસ લાભ મળશે.

(૩) મિત્રમંડળ પુસ્તકાલય સોસાઇટીએ છપાવેલા પુસ્તકોમાંના રૂ. ૨૫) અથવા તે ઉપરાતની કિંમતનાં પુસ્તકો એકી વખતે ખરીદશે તો તે અર્ધી કિંમતે આપવામાં આવશે.

આ પ્રવૃત્તિનુ મહત્ત્વ અને તેમા રહેલુ શુદ્ધ પીઠબળ પીછાનીને સોસાઈટીના માજી પ્રમુખ અને એક વખતના વડોદરા રાજ્યની વરિષ્ટ કોર્ટના મુખ્ય ન્યાયાધીશ દી૦ બા૦ અબાલાલ સાકરલાલ દેસાઈએ ગુજરાતમા વાચનાલય સ્થાપવા મા૦ રૂ. ૫૦૦) ની રકમ સોસાઈટીને સન ૧૯૦૬ મા ટ્રસ્ટ તરીકે સોપી હતી

તે પછી વડોદરા રાજ્યે અમેરિકાથી મિ બોર્ડન સાહેબને નિમત્રી રાજ્યમા પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યવસ્થિત યોગ્ય પગ મૂકી દેવા પ્રયત્ન આદર્યો હતો, તેના શુભ પરિણામો આપણે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ અને પરિષદમડળની પ્રવૃત્તિમા નિહાળીએ છીએ

વડોદરા રાજ્યની આશરે ૨૫ લાખની વસ્તીમાથી ૧૬ લાખને વાચનાલયાનો લાભ મળે છે, એ ઓછુ સતોષકારક નથી વડોદરા રાજ્ય વાચનગી વિભાગના છેલ્લા વાર્ષિક રીપોર્ટ પરથી જણાય છે કે રાજ્યની વસ્તીના ૬૭ ટકાને પુસ્તકાલયોનો લાભ મળે છે અને ગામડામા તેનુ પ્રમાણ નીચે પ્રમાણે છે –

કસ્બા પુસ્તકાલય – ૪૫
ગ્રામ્ય વાચનાલયો – ૧૫૬
ગ્રામ્ય પુસ્તકાલયો – ૮૧૮

વડોદરા રાજ્યમા આ પ્રમાણે પુસ્તકાલય પ્રવૃત્તિ વેગભર આગળ વધતી જતી જોઈને બ્રિટીશ હકુમતમા તે કાર્ય ઉપાડી લેવાય એ આશયથી, શ્રીયુત મોતીભાઈ અમીને સોસાઈટીને એ કાર્ય શરૂ કરવા સૂચવ્યુ અને તે પરથી સોસાઈટીના કાર્યવાહકોએ એક સભા ભરી, જે નિર્ણય કર્યો હતો તે સોસાઈટીના સન ૧૯૨૭ના રીપોર્ટમાથી નીચે નોધીશુ —

"ચાલુ વર્ષમા વડોદરા રાજ્ય લાઈબ્રેરીઓના આસિ ક્યુરેટર રા રા મોતીભાઈ નરસીભાઈ અમીન, બી એ, ની સૂચનાથી લાઈબ્રેરી હિલચાલના વિષયમા રસ લેતા કેટલાક આગેવાન ગૃહસ્થોની એક સભા સોસાઈટીની ઓફીસમા મળી હતી તે પ્રસગે કેટલુક પ્રસગોચિત વિવેચન થયા બાદ ન્હાના ગામડાઓમા વાચનાલય ખોલવા સબધી વધતી વ્યવસ્થા કરવાનુ સોસાઈટી ઉપાડી લે એવા નિર્ણય પર સભા આવી હતી તે પ્રતિ સોસાઈટીના મુખ્ય કાર્યવાહકે સહાનુભૂતિ દર્શાવી, બનતી સહાયના આપવા તત્પરતા દર્શાવી હતી '

આ હકીકત વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થતા એક સાહિત્યરસિક ગૃહસ્થ શ્રીયુત વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર જેઓ સોસાઇટીના આજીવન સભાસદ છે અને જેમનું ચારિત્ર સ્વર્ગસ્થ અંબાલાલભાઇના ઉચ્ચ અને સરકારી જીવનથી રંગાયું અને ઘડાયું છે, તેમણે તેમની સ્વર્ગસ્થ પુત્રી પ્રિયંવદાના સ્મરણાર્થ રૂ ૩૦૦)ની રકમ ગ્રામ્ય વાચનાલય કાઢવા માટે ચોક્કસ મુદત સુધી આપવાની ઇચ્છા દર્શાવી અને તે સોસાઇટીએ ખુશીથી સ્વીકારી લીધી. હાલ પણ સદરહુ પ્રિયંવદા વાચનાલયની યોજના સોસાઇટી હસ્તક ચાલુ છે.

પરંતુ સોસાઇટીના કાર્યકર્તાઓની ઇચ્છા એટલેથી સંતોષ માની બેસી રહેવાની નહોતી. તેઓ ગુજરાતમાં પુસ્તકાલયોનુ સંગઠન કરવાને ઉત્સુક હતા અને એ ઉદ્દેશથી વડોદરા રાજ્ય પરિષદની પેઠે સમસ્ત ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવાનો તેમણે નિશ્ચય કર્યો, ને આજે પ્રભુ-કૃપાથી પરિપૂર્ણ થાય છે.

ગુજરાત પુસ્તકાલય પરિષદનો મુખ્ય હેતુ ઉપર જણાવ્યા પ્રમાણે બ્રિટિશ પ્રદેશમા વડોદરા રાજ્યની પેઠે તદ્દન ઓછી વસ્તીવાળા અને શાળા વિનાના ગામોમાં પુસ્તકાલયો કાઢવાનો છે અને તેની યોજના ગ્રાન્ટ-ઇન-એઇડ-ના ધોરણ પર રાખવાની છે; એટલે કે મુકરર રકમ એક ગામ ઉભી કરે તેમા તેટલી બીજી રકમ ઉમેરીને તે કુલ રકમના વર્તમાનપત્રો કે પુસ્તકો પૂરા પાડવા; અને નાણાની સવડ અને મદદ મળે ફરતા પુસ્તકા-લયોની વ્યવસ્થા કરવી, જેથી પુસ્તકવાચન સતત ચાલુ રહે અને વખતો વખત નવાં પુસ્તકો વાચવા મેળવવાની સવડ પ્રાપ્ત થાય

સોસાઇટી આપણા પ્રાન્તમાં જુની, જાણીતી, મોટી અને પ્રતિષ્ઠિત સંસ્થા છે; પણ તેની પ્રવૃત્તિઓ અનેકવિધ છે અને તે ગુજરાત પુસ્ત-કાલય પ્રવૃત્તિનાં કાર્યને એકલે હાથે પહોચી ન જ શકે, એ સ્પષ્ટ છે.

ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિને બરોબર જમાવવી હોય અને તેને પ્રગતિમાન રાખવી હોય તો ગુજરાતના સર્વ ભાગોનો તેમાં પૂરો સાથ અને સહકાર આવશ્યક છે; અને તેટલા માટે ગુજરાત પુસ્તકાલય પરિષદ મંડળ સ્થાપવાની સૌથી પ્રથમ અગત્ય છે, એમાં જુદા જુદા જીલ્લાના મુખ્ય મુખ્ય અને જાણીતા કાર્યકર્તાઓ સક્રિય ફાળો આપે અને તેનું કામકાજ ઉત્સાહપૂર્વક ઉપાડી લે.

સદરહુ પરિષદ ભરવામાં આવું એક સ્થાયી મંડળ સ્થાપવું, એ પણ તેની એક નેમ છે.

મધ્યસ્થ તંત્રની યોજના પ્રજાને સુપરિચિત થયેલી છે અને પ્રાંતના જુદા જુદા મંડળો એકત્રિત થઈને કાર્ય કરે તો તેમાં નવું બળ અને વધુ વેગ આવે એટલુંજ નહિ, પણ તે કાર્યમાં ખરીનના તેમ સફળતા પ્રાપ્ત થાય એમ અમારું માનવું છે.

પુસ્તકાલય પરિષદ મંડળનું સ્વરૂપ કેવા ધોરણે ઘડવું, તેનો કાર્યક્રમ કેવો રાખવો, તેમાં કોણ સભાસદ થઈ શકે, અને તેના ધારાધોરણ કેવાં હોવાં જોઈએ વગેરે વિગતોનો નિર્ણય કરવાનું કામ જે કમિટી આપણે નીમવા ઇચ્છીએ છીએ તે નક્કી કરશે. હાલ તુરત એક નિર્ણયપર આપણે આવીએ કે ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને પગભર અને મજબુત કરવી હોય તો તે માટે એક કાયમ મંડળ સ્થાપવું જરૂરનું છે

પુસ્તકસંગ્રહ, એ પ્રજાની સાંસ્કૃતિક સમૃદ્ધિ છે. દરેક રાષ્ટ્ર પોતાનો એ વારસો સંરક્ષવા ઘટતાં પગલાં લે છે. આપણા પૂર્વજો પણ પુસ્તક-સંગ્રહની સાચવણી અને ખીલવણી માટે પુરતી દરકાર રાખતા, તેને પોતાના પ્રાણસમાન લેખતા હતા પાટણના ભંડારો તેના દૃષ્ટાંતરૂપ છે. આપણું પ્રાચીન સાહિત્ય એ ભંડારોમાં આજ પર્યન્ત સુરક્ષિત રહ્યું છે સાચી રીતે એ માટે ખાસ સંભાળ લીધી ન હોત તો આપણું એ સાંસ્કૃતિકધન જરૂર નાશ પામ્યું હોત પૈસોટકો, માલમિલકત ખોડાવહેલા ફરી મેળવી શકાય, પણ પરાપૂર્વથી ઉતરી આવતો એ જ્ઞાનભંડારનો વારસો ગુમાવવામાં આવે તો એના જેવું પારાવાર નુકશાન પ્રજાને બીજુ કશુ નથી, અને તે ફરી સુલભ થતો નથી' તેટલા માટે પ્રજાની સંસ્કૃતિના સાધનો, ગ્રંથ-ભંડાર, ઐતિહાસિક વસ્તુઓ, અવશેષો, કળાના નમુનાઓ, કિંમતી કારી-ગીરીની ચીજો, ચિત્રો, પુતળા વગેરે સંગ્રહી, સાચવી રાખવા કાયદેસર પ્રબંધ થવો જોઈએ છીએ.

ગુજરાત મગરૂરી લઈ શકે એવું એકકે મ્યુઝીઅમ તેની પાસે નથી, જ્યારે દેશપરદેશમાં ન્હાના ન્હાના શહેરો, સ્થાનિક મ્યુઝીઅમ ધરાવે છે. તેની પાછળ ખર્ચ કરવામાં કચાશ રાખવામાં આવતી નથી પ્રાણની પેઠે તેમાંની વસ્તુઓનું જતન કરવામાં આવે છે.

પુસ્તકાલય પરિષદે બીજુ કાંઈ નહિ તો ગુજરાતમાં પ્રસિદ્ધ થતા સર્વ પ્રકાશનોને સુવ્યવસ્થિત રીતે સંગ્રહવા અને તેના કાયમ સંરક્ષણ માટે યોગ્ય બંદોબસ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ.

પ્રેસ ઍક્ટની રૂઇએ સરકારને દરેક પ્રકાશનની જે પ્રતો ભરવામાં આવે છે; તેમાંની એક પ્રત પ્રાંતવાર એકાદ મુખ્ય સાહિત્ય સંસ્થાને તે ભેટ આપવામાં આવે તો એ રીતે તેના સંગ્રહ અને સુરક્ષણ માટે તજવીજ કરી શકાય; તેમ લેખકવર્ગને અપીલ કરીને તેમના તરફથી એકેક પ્રત મેળવવા ગોઠવણ થાય.

આ કાર્ય ખોરંભે નાખવા જેવું નથી. તાત્કાલીક તેની અસર નહિ જણાય. જો આપણે આગળ વધવા ઇચ્છતા હઇશું તો પ્રજાજીવનમાં તેનું અચૂક સ્થાન છે જ; અને તે વિષે બેદરકારી સેવીશું તો ભાવિ પ્રજા આપણુંને જરૂર ઠપકો આપશે.

પુસ્તકાલય પરિષદ મંડળે તેનો વિચાર કરવો પડશે. તે કાર્યમા પુસ્તકાલય પરિષદનો અવાજ—અભિપ્રાય બેશક મદદગાર થઇ પડે.

પુસ્તકસંગ્રહનો પ્રશ્ન, ઉપર આપણે, પ્રજાજીવનની દૃષ્ટિએ, આપણી સંસ્કૃતિની દૃષ્ટિએ વિચાર્યો.

હવે તે વ્યક્તિગત દૃષ્ટિએ જોઇએ. મનુષ્ય હરહમેશ નવી નવી માહિતી જાણવા મેળવવાને ઇન્તેજાર હોય છે. નવરાશનો સમય તે આનંદ ને ગમ્મતનાં સાધનો, જેમકે નવલકથા, પ્રવાસ અને સાહસનાં પુસ્તકો, કવિતા નાટક વગેરેના પુસ્તકો મેળવીને નિર્ગમન કરે છે અને વેપારરોજગાર, ધંધા હુન્નર માટે પુસ્તકાલયમાંનાં પુસ્તકોની માહિતીપર આધાર રાખે છે. તે સામગ્રી તેના ધંધાના વિકાસનું એક અંગ છે; અને પાશ્ચાત્ય દેશોમા તાજી અને છેવટની બાતમી આંકડા વગેરે પૂરા પાડવા વ્યવસ્થિત ગોઠવણ રાખેલી હોય છે.

આમા મહત્વનો મુદ્દો પુસ્તકાલયમાંનાં પુસ્તકોના વપરાશ, ઉપયોગ અને પ્રચારમાં સમાયલો છે.

અત્યા સુધી પુસ્તકોના સંગ્રહ, સાચવણી અને વ્યવસ્થા પર ખાસ દરકાર રખાતી હતી; પણ થોડાક સમયથી એ ભાવના ફેરવાઈ ગઇ છે અને પ્રજા દરરોજ પ્રસિદ્ધ થતાં પુસ્તકોનો કેમ વધુ લાભ લે, તે પુસ્તકોનું વાંચન કેમ વધે, તેનો બહોળો ઉપયોગ શી રીતે થાય એ પ્રતિ લક્ષ ગયું છે. હમણાં જ લંડનમાં નામદાર શહેનશાહે એવું એક મ્હોટું રાષ્ટ્રીય પુસ્તકાલય પ્રજા માટે ખુલ્લું મકયાનો વૃત્તાંત વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થયો હતો.

પુસ્તકોનો સંગ્રહ, સુરક્ષણ અને સાચવણી એ સઘળું આવશ્યક છે; તેટલુંજ તેનો બહોળો પ્રચાર અને ઉપયોગ પ્રજા–જીવનને પોષનારો અને

નવીન બળ આપનારો છે. તે કારણે પુસ્તકોનો વાપર અને પ્રચાર કેમ વધુ થાય એ દિશામા પણ આ નના મંડળે ગોઠવણ યોજના ઘડી જોઇએ.

આ કાર્યમા યોગ્ય નાયકાનવાળા અને મેવાભાવી ગ્રથપાળની અગત્ય માલુમ પડશે સામાન્ય માન્યતા એવી છે - ગ્રથપાળનું કાર્ય ગમે તે વ્યક્તિ કરી શકે ચોપડી આપવી લેવી એમા શુ મ્હોટુ કાર્ય કરવાનુ છે, પણ એ માન્યતા ભૂલભરેલી છે

પુસ્તકોની આપલેમા એકલી મહેનત નથી કયુ પુસ્તક કોને અપાયુ છે, ક્યારે અપાયુ છે, કેટલી મુદતથી અપાયુ છે, પાછુ આવ્યુ છે કે નહિ એ વગેરે વિગતો તેમજ કેવા પુસ્તકો વધુ વચાય છે, કેવા પુસ્તકોની ખાસ માગણી રહે છે, વાચકની જિજ્ઞાસાને સંતોષવા અને પોષવા શુ આવશ્યક છે, વગેરે વહિવટી પ્રશ્નોને પહોચી વળવા એકલા અનુભવીજ નહિ પણ એ વિષયમા રસ લેના અને ખાસ સેવાભાવી ગ્રથપાળો જોઇએ અને વિશેષમા તેમણે એ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન થોડુ ઘણુ મેળવેલુ હોવુ જોઇએ. પુસ્તકોનુ પદ્ધતિસર વર્ગીકરણ, પુસ્તકોના વિવિધ વિભાગો, તેની વ્યવસ્થા, પુસ્તકનો આપલે વિભાગ, માહિતી ખાતુ, પુસ્તક ખરીદી વગેરે તેના સામાન્ય જ્ઞાનની સાથે તે વિવેકબુદ્ધિ અને ઝીણવટ માગી લે છે

પાશ્ચાત્ય દેશોમા એ પ્રકારનું પુસ્તકાલય શિક્ષણ આપનાર વર્ગો કાઢવામા આવે છે વડોદરા રાજ્યમા પણ એ પ્રથા દાખલ થયેલી છે, અને નવા સ્થપાનાર પુસ્તકાલય પરિષદ મંડળે એ પ્રશ્ન ઉપાડવો પડશે

પુસ્તકોનો વધુ વપરાશ અને ઉપયોગ થાય તેમ તે પુસ્તકો જલદી જુના થઇ જાય છે, ઘસાઇ જાય છે અને ફાટી જવા પામે છે, તે સુશ્રુષી દૂર થવા આપણે અહિ ગુજરાતી પુસ્તકોની પુસ્તકાલય આવૃત્તિઓ નિકળે તે સારૂ યત્ન કરવો ઘટે છે સારા સફેદ કાગળપર, સહેલાઇથી વચાય એવા સુરેખ અને સુસ્પષ્ટ ટાઇપથી છાપેલા, પાકા પુઠાવાળા પુસ્તકો પ્રકાશમા કાઢે તો એનુ નિરાકરણ જલદી થાય અને તે સબધમા પુસ્તકાલયોનું સગઠન ઘણુ મદદગાર થઇ શકે

અહિ પુસ્તક પ્રકાશનનુ કાર્ય આપણે ઇચ્છીએ એવુ સુવ્યવસ્થિત, પદ્ધતિસર અને જવાબદારીવાળુ બહુ થોડુ થાય છે તેના પરિણામે લેખક-વર્ગને તેમના પુસ્તક પ્રકાશનમા બહુ શ્રમ પડે છે, એટલુજ નહિ પણ એક પુસ્તક છપાવ્યા પછી તેના વેચાણ માટે એથી વિશેષ જહેમત તેને ઉઠાવવી પડે છે, અને ઘણે ભાગે તેનુ સાહસ નુકશાનમા પરિણમે છે જો

પ્રામાણિક અને જવાબદાર પ્રકાશકો હોય, પુસ્તક વેચાણ માટે બરાબર ગોઠવણ હોય તો આમાંની ઘણી હરકતો ટાળી શકાય એવી છે.

લેખકોને જેમ તેનાં પુસ્તક વેચાણમાં હરકત નડે છે તેમ પુસ્તકાલયોને અને અન્ય સાહિત્યરસિકો, જેઓ પુસ્તકો ખરીદવા માંગે છે તેમની મુશ્કેલીઓ થોડી નથી.

પ્રથમ તો કોઇ એક પ્રકાશક પાસેથી સઘળા પુસ્તકો મળતાં નથી. તે માટે બે પાંચ ઠેકાણે લખવું પડે છે અને તદુપરાંત પોષ્ટલ દર એટલા બધા આકરા છે કે કોઇપણ પુસ્તક પોસ્ટદ્વારા મંગાવવું બહુ મોંઘું થઇ પડે છે.

આનો ઉપાય વડોદરામાં સહકારી ધોરણે પુસ્તકાલય સહાયક પુસ્તક-ભંડાર કાઢવામાં આવ્યો છે, તેવી સંસ્થાઓ મુખ્ય મુખ્ય શહેરો જેવાં કે અમદાવાદ, મુંબાઈ, સુરત વગેરેમાં ઉઘાડવામાં આવે તો પુસ્તક ખરીદનાર જનતાને તેમ, પુસ્તકાલયના સંચાલકોને ઘણી અનુકૂળતા પ્રાપ્ત થાય.

પુસ્તકાલય પરિષદપ્રવૃત્તિ બીજું કાંઇ નહિ તો આટલું સંગીન કાર્ય કરશે તો પણ તેનું અસ્તિત્વ સાર્થક થયું ગણાશે.

આવી પુસ્તકાલય પરિષદ મંડળ જેવી એકાદ સંસ્થા અસ્તિત્વમાં હોય તો મ્હોટા, ખર્ચાળ, સચિત્ર તેમ કાયમ ઉપયોગનાં અને રેફરન્સનાં પુસ્તકો વગેરેનું પ્રકાશનકાર્ય સુગમ થઇ પડે.

પુસ્તકાલય પ્રવૃત્તિના અંગે વિચારવાના પ્રશ્નો અનેક અને વિધવિધ પ્રકારના છે.

તે સર્વેનો નિર્દેશ અહિં જરૂરનો નથી. આ પ્રવૃત્તિ પાછળ જે હેતુ રહેલો છે તે સ્પષ્ટપણે વ્યક્ત કરવાને આ નિવેદન તૈયાર કર્યું છે. અત્રે ભેગા મળેલા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનાર સુસંસ્કારી અને સેવાભાવી બ્હેનો અને બંધુઓની હાજરી અને તેમની સલાહ અને સૂચના વાસ્તવિક રીતે તેમાં સહાયભૂત થશે. તેઓ આ નવી પ્રવૃત્તિને યોગ્ય માર્ગે દોરે અને તે કાર્ય ફળીભૂત થાય એવું દિશાસૂચન કરશે, એવી વિજ્ઞપ્તિ છે.

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
આસિ. સેક્રેટરી.

# ગુજરાત પુસ્તકાલય પરિષદ—અમદાવાદ

(તા. ૬ ઠ્ઠી અને તા. ૭ મી મે, ૧૯૩૪)

## સ્વાગતનું ભાષણ

**મે. સર મનુભાઈ સાહેબ, સજ્જનો અને સન્નારીઓ;**

અમદાવાદને આંગણે આજ જ્ઞાનપર્વ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ નિમંત્રેલી આ ગુજરાતની પહેલી પુસ્તકાલય પરિષદમાં આપ સહુ પધાર્યા છો તેમને એ સોસાયટી તરફથી મારું હાર્દિક સ્વાગત દર્શાવવું એ પ્રથમ ફરજ છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એ ગુજરાતમાં જ્ઞાન પ્રચારની નવા જમાનાની જૂનામાં જૂની સંસ્થા છે. લોકસમૂહમાં જ્ઞાનનો ફેલાવો કરવાના વિવિધ સાધનોની યોજના કરવી એ એનો મુખ્ય ઉદ્દેશ છે અને એ કામ સ્વભાષાદ્વારા કરવાનો મહત્વનો સિદ્ધાન્ત એના આદ્ય સંચાલકોને પૂર્ણપણે સમજાઈ ગયો હતો. પુસ્તક પ્રકાશન, પુસ્તકલેખન, શાળા, વર્તમાનપત્ર, માસિક એ બધા જ્ઞાનપ્રચારના સાધનો સાથે પુસ્તકાલય પણ જ્ઞાનપ્રચારનું આવશ્યક અંગ હોઇ વર્નાક્યુલર સોસાઈટીએ પુસ્તકાલય સ્થાપી આરંભ કર્યો અને પુસ્તકાલય પ્રવૃત્તિને પોષણ આપવા પોતાના પ્રકાશનોનો લાભ મળી શકે માટે પુસ્તકાલયોને એ સંસ્થાના મેંબર બનાવી દીર્ઘદૃષ્ટિ વાપરી છે એમ સહજ જણાશે. સાઠી પાંચસો કે તેથી પણ વધારે પુસ્તકાલયો આ રીતે આ પ્રકાશનોનો લાભ લે છે.

પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત કરવાની યોજના જે વડોદરા રાજ્યે પહેલ કરીને કરી છે તેવી કોઈ યોજના ગુજરાતમાં થાય એ આશયથી આજ આપ સર્વેને અહીં આમંત્ર્યા છે. વડોદરામાં આ પ્રવૃત્તિ એક રીતે સર્વના કાયમ સ્વરૂપની થઇ ગઇ છે. વડોદરા રાજ્યને સુભાગ્યે તેને એવા રાજ્યકર્તા મળ્યા છે કે જેમને જ્ઞાનનું બહુ મૂલ્ય છે, પોતાની પ્રજાની જેમને દાઝ છે અને તેની સર્વતોમુખી ઉન્નતિ તેમને હૈયે વસી રહેલી છે. આવા એક આદર્શ નૃપતિની સહાનુભૂતિના સિંચન વડે વડોદરા રાજ્યનું આ પુસ્તકાલય પ્રવૃત્તિનું વૃક્ષ એક મોટા વટવૃક્ષ સમું બન્યું છે અને રાજ્યની સહાયતા, પ્રજાનો ઉત્સાહ અને સંગઠન વડે જે સુન્દર કાર્ય થઈ રહ્યું છે તે અન્યને પ્રેરણારૂપ બને એ સ્વાભાવિક છે. આવી યોજના છુટી છવાઈ પ્રવૃત્તિઓ કરતાં

વિશેષ કાર્યસાધક, ફરકસરવાળી, ઐક્ય સાધનાર અને પ્રગતિમાન બને છે એ હવે જાણીતી વાત છે.

વડોદરા રાજ્ય જેવી રાજ્યની મદદ ગુજરાતમાં મળવી અશક્ય છે. વડોદરાએ તો એને રાજનું એક ખાતું–ડીપાર્ટમેન્ટ કર્યું છે, અને પ્રજાજીવનનું એક અંગ ગણ્યું છે; તેની આશા અહીં રાખવી વ્યર્થ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની જ્ઞાનપ્રચાર પ્રવૃત્તિને લક્ષમાં લઈ સરકાર તેને ગ્રાન્ટ આપે છે પરંતુ સમસ્ત પુસ્તકાલય પ્રવૃત્તિને રાજ્ય તરફથી કોઇ જાતની સહાયતા મળવા હાલ તુરત સંભવ નથી. શિક્ષણ અને જ્ઞાનપ્રચારનો ઘણોખરો ભાર વધારેને વધારે પ્રમાણમાં પ્રજાએ ઉપાડવાનો છે. આથી કરીને ખાસ જરૂર રહે છે કે એ કાર્ય વધારે ને વધારે પ્રગતિમાન કેમ થાય તેનો વિચાર આપણે જાતે જ કરવો.

આ બાબતમાં મદ્રાસ ઇલાકામાં જે પ્રયત્ન થઇ રહ્યા છે તેનો નિર્દેશ કરવો અસ્થાને નહીં ગણાય. સને ૧૯૩૦ ની સાલમાં ત્યાંની કાઉન્સીલમાં 'મોડેલ લાઇબ્રેરી એક્ટ' કરવાની સૂચના થએલી તેમાં રાજ્ય તેમજ લોકલ સંસ્થાઓને લાઇબ્રેરીઓને આર્થિક તથા બીજી સહાયતા આપવાની ફરજ પાડવાને પ્રબંધ હતો. ત્યારબાદ ૧૯૩૩ માં 'મદ્રાસ લાઇબ્રેરી બીલ' નામે બીજા કાયદા વિષે એ કાઉન્સીલમાં વિચારણા ચાલી રહી છે, આમાં રાજ્ય અને લોકલ સંસ્થાઓ માટે પ્રથમના કરતાં બહુ ઓછી ફરજો દર્શાવી છે. બીજી પ્રાંતિક સરકારોની કાઉન્સીલના સભ્યો આ પ્રમાણે આ બાબતને યોગ્ય મહત્વ આપી ઘટતા કાયદા કરાવવા પ્રયત્ન કરે એ ઇચ્છવા જેવું છે.

પુસ્તકાલયો તે કેળવણીનાં મોટા સાધનો છે એ આપણે જાણીએ છીએ. પ્રજા લખતી વાંચતી થઇ જાય અને પોતાનું જ્ઞાન વધારે તે માટે તે અતિ આવશ્યક છે એ પણ લક્ષમાં રાખવાનું છે. એટલે કે જેમ જેમ શિક્ષણનો પ્રચાર થતો જશે તેમ તેમ પુસ્તકાલયોની કીંમત સમજાતી જશે અને તેની આવશ્યક્તા પણ વધારે વિસ્તારી થશે. દરેક ગામમાં ઓછામાં ઓછું એક પુસ્તકાલય હોય એ આપણું ધ્યેય હોવું જોઇએ. શાળા, પુસ્તકાલય અને દવાખાનું એ નાનામાં નાના ગામડાની પ્રાથમિક જરૂરીઆત છે. પ્રત્યેક શાળાને લગતું પુસ્તકાલય સ્થપાય એવી જો યોજના થાય તો આપણા દેશનું અજ્ઞાન દૂર કરવાનું મોટું સાધન રચાયું ગણાય.

પુસ્તકાલયો એ તો પ્રાચીનમાં પ્રાચીન જમાનાથી જાણીતી જ્ઞાન પ્રચારની સંસ્થાઓ છે. જ્યારથી પુસ્તકો લખાવા માંડયાં ત્યારથી તેમનો

સંગ્રહ કરવાની રીત ચાલુ થઈ ગઈ છે, તે પુરાતન કાળના મોટા પુસ્તકાલયોની હસ્તીથી આપણે સર્વે માહિતગાર છીએ. આપણા હિંદ દેશમા પણ પુસ્તક ભંડારો હતા અને છે પરંતુ તેમાનો મોટો ભાગ જનસમાજને પ્રાપ્ય નથી. મૂલ્યવાન ગ્રંથસમૃદ્ધિને જાળવી રાખવી, તેનો નાશ ન થવા દેવો એવો હેતુ તો તેવા ભંડારોનો ઉદ્દેશ જણાય છે. જુના જમાનામા તેમ સહેલું નહતું. એ ભંડારોમા નવી નવી નકલો ફરી મૂકવામા આવતી, વંચાતી અને બીજા ભંડાર માટે પાછી ફરી નકલો થતી હાથે લખવાના જમાનામા હજારો પુસ્તકો એ રીતે લખાઇ સચવાઇ રહેવા પામ્યા છે તે એ ભંડારોના પ્રતાપે માત્ર વિદ્યાવ્યાસંગ ખાતર પુસ્તકની નકલ ઉતારવી, તેને એક ગામથી બીજે ગામ લઇ જવી અને જીવની પેઠે જાળવી રાખવી એ કાર્યની જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે. આવા ભંડારો જોતા તેને અસ્તિત્વમા લાવી રક્ષા કરનારને માટે ધન્યવાદ આપ્યા વગર રહેવાય તેમ નથી. આ ભંડારો તે પશ્ચિમના મ્યુઝિયમો નથી. એની ઉત્પત્તિ અને રક્ષા એ જુદી જ વસ્તુ છે ગુજરાતમા જ્યા એવા સંગ્રહો છે તેમના રક્ષકોને આપણે એટલીજ વિનંતિ કરીશુ કે જે બહુમૂલ્ય ખજાનો તેમણે સુરક્ષિત રાખ્યો છે તેનો ઉપયોગ જનસમાજને સુલભ થાય એવો માર્ગ ગ્રહણ કરવાનો હવે સમય આવી લાગ્યો છે.

નવા જમાનામા પુસ્તકો છપાય છે અને તેની સેંકડો નકલો પ્રાપ્ય હોય છે એટલે હવે તો વધુ ને વધુ પ્રમાણમા તે વંચાય એજ દૃષ્ટિબિંદુ આગળ કરવાનું છે. અને આ પ્રગતિશીલ સમયમા વિવિધ ઉપયોગો લક્ષમા રાખી પુસ્તકાલયો સ્થાપન કરવાની આવશ્યકતા છે પ્રથમ તો આ બાળકોનો યુગ છે. તેમને માટે જેટલું વિચારાય છે અને લખાય છે તેટલુ પહેલા કોઈ વખત કોઇ દેશમા નહોતુ થતુ બાળકો માટે બાળપુસ્તકાલયો એ અતિ આવશ્યક છે. સ્ત્રીશિક્ષણ વધતુ જાય છે અને સ્ત્રીજાતિ વધારે વાચતી થાય તે માટે મહિલાપુસ્તકાલયોની યોજનાઓ વખાણવા ઇષ્ટ છે વળી વિજ્ઞાન આજકાલ જે પ્રાધાન્ય ભોગવે છે તેને લગતો અભ્યાસ થઇ શકે માટે તેના ખાસ વિભાગ પુસ્તકાલયોમા જોઇએ. તેમજ દેશની આર્થિક અને કલાત્મક પ્રગતિને અર્થે હુન્નર ઉદ્યોગને લગતા પુસ્તકો જેમ બને તેમ વધારે પ્રમાણમા એકત્ર થઇ પ્રચાર અર્થે રાખવા જરૂરના છે જ્ઞાન પ્રચારના સાધનોમા નકશા, ચાર્ટ, ચિત્રો વગેરે અતિ ઉપયોગી ગણાય છે. પ્રથમ દૃષ્ટિએ, સહેલાઇથી માહિતી મળી શકે એ માટે એ સાધનસામગ્રી પણ પુસ્તકાલયના અંગ તરીકે ગણાઇ તેને તેમા સ્થાન હોવુ જોઇએ તે

ઉપરાંત અભ્યાસકો, વિદ્વાનો અને શિક્ષકોને માટે 'રેફરન્સ' વિભાગ એ પુસ્તકાલયમાં મહત્વનું અંગ છે. જ્યાં એ અંગ વધારે સમૃદ્ધ હશે ત્યાં જ્ઞાનપિપાસુઓ ખેંચાઈ આવશે. અમદાવાદ જેવા સ્થળમાં અત્યાર સુધી એ વર્ગને આકર્ષનાર જોઇએ તેવું સાધન નથી. ગુજરાત વિદ્યાપીઠનો, પુરાતત્વ મંદિરનો તથા સત્યાગ્રહ આશ્રમનો સંગ્રહ મહાત્મા ગાંધીજીએ અમદાવાદની પ્રજાને અર્પણ કર્યો છે તે જ્યારે શેઠ માણેકલાલના પુસ્તકાલયમાં સુવ્યવસ્થિત થશે ત્યારે અમદાવાદ જ્ઞાનતૃષા છીપાવનાર મોટું કેન્દ્ર બનશે અને તેથી જ્ઞાનવાંછુ સજ્જનો અત્રે આવશે અને અમદાવાદની જનતાને મોટો લાભ મળશે. એક મધ્યસ્થ પુસ્તકાલયની અભિલાષા અમદાવાદને ઘણા વખતથી હતી અને તે ખોટ પૂરી પડશે એ વાતથી સર્વે વાચનપ્રિય જનોને અત્યાનંદ થયો છે.

પુસ્તકાલયો જ્ઞાનનાં સાધન છે, બધે તે હોવા જોઇએ એ તો સહુ કોઈ જાણે છે અને તે વારંવાર કહેવા માત્રથી પર્યાપ્તિ થતી નથી. એ વસ્તુને સિદ્ધ કેમ કરવી એ પ્રશ્ન વિચારવાનો છે, એને માટે કેવા પ્રયત્નો કરવા તેની ગોઠવણ કરવાની છે. પ્રાથમિક કેળવણી સંબંધે જે સંસ્થાઓ કામ કરી રહી છે તેમને આ પ્રશ્નો ઉપાડી લેવાના છે. હજુ તો નાનાં ગામોમાં જ્ઞાનની ભૂખ ઉઘાડવાની છે. એ શિક્ષણદ્વારા થઈ શકે છે. જ્ઞાનની ભૂખ ઉઘડતાં પુસ્તકાલયોની જરૂર જણાશે અને એ પુસ્તકાલયો સામાં એ ભૂખ સતેજ રાખવામા મદદકર્તા થઇ પડશે, એમ પરસ્પર એકબીજાને ઉત્તેજિત કરવાનું કાર્ય થશે. આ કાર્ય મોટાં ગામોમાંજ કરીને બેસી રહેવાનું નથી. વિશેષ જરૂર તો નાના ગામોના માણસો પોતાના કામ ધંધામાંથી ઉંચા ન આવે તે ક્યારે વાંચે એમ કહી કહેવાશે પરંતુ એકવાર વાંચવાનો રસ પડે તો ગમે તેમ કરી વખત કાઢી વંચાશેજ. વળી નાનાં ગામોમાં જે અજ્ઞાન, વહેમો, ગરીબાઇ, હુન્નરઉદ્યોગ અને સાહસની ઉણપ એ સર્વ જ્ઞાન મળવાથી જ દૂર થશે.

ધનવાનો પોતાના ધનનો ઉપયોગ મનુષ્ય ભાઇઓનું અજ્ઞાનનું મટાડવાની સંસ્થાઓ ઉભી કરવામા વાપરે તે હવે તેમણે પોતે સમજવાનું છે. સાંસારિક જૂના રીવાજો જેમાં લગ્ન મરણના બારે ખર્ચો કરવામાં આવે છે અને જેનાથી કોઇને પણ લાભ નથી તે છોડી નાખ્યાનો મુખ્ય કરતાં આપણે શીખવાનું છે. હિંદુસ્તાનમાં છપન લાખ બાવાઓ રોજ મફતનું ખાય છે. એ હીસાબે તેવા માણસો પાચ સાત લાખ ગુજરાતમાં હશે. તેમના પોષણ

પાછળ **પ્રતિદિન** ઓછામાં ઓછા એક લાખ રૂપીઆ પ્રમાણે આપણે ખરચતા હોઈશું. રોજના લાખ રૂપીઆ આપણા હાથમાં હોય તો શું શું કરીએ-શું ન કરી શકીએ? આવા નિરર્થક ખર્ચ કરવાનો કાળ હવે વહી ગયો છે. પ્રજાની સમૃદ્ધિ પ્રજાના વિકાસ માટે વાપરવાની આપણે કાળજી કરવાની છે. શ્રીમંતો જે દાન કરે છે તેમને જો જ્ઞાનની કીંમત સમજાય તો જરૂર જ્ઞાનપ્રચારાર્થે તેમના દાન વળે.

પુસ્તકાલયો વ્યવસ્થિત થાય અને તેમાં સારાં અને સસ્તાં પુસ્તકો મેળવી શકાય માટે પુસ્તકાલયોનું મંડળ અને સહકારને ધોરણે પુસ્તક પ્રકાશનની યોજના થવી જોઇએ. વડોદરા રાજ્યે આ કાર્યનો આરંભ કરી દીધો છે અને તેને અનુસરીને ગુજરાતમાં એ કાર્યની સ્થાપના થઈ શકે તેમ છે. પુસ્તકાલય પ્રવૃત્તિએ હાલના સમયમાં શાસ્ત્રીય સ્વરૂપ ધારણ કરેલું છે અને એ શાસ્ત્રીય ધોરણે એનું સર્વ કાર્ય થાય તો જ એ પ્રવૃત્તિને સફળતા મળે. મ્હૈસુર અને વડોદરા રાજ્યે એ કાર્ય શીખવવા માટે વર્ગો પણ કાઢ્યા છે અને એ રીતે પ્રવૃત્તિને વેગ આપ્યો છે. ગ્રંથપાળ બનવા માટે પણ શિક્ષણ લેવાની જરૂર છે એ હવે અજાણ્યું નથી. અત્રે પધારેલા સર્વ વિદ્યારસિક સજ્જનોની સહાયતાથી પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યવસ્થિત સ્વરૂપ આપી તેને આગળ વધારવાની આશા છે.

જો કે થોડા પ્રમાણમાં વાચનનો શોખ વધતો જાય છે એ દેખીતું છે, અનેક પ્રકાશન સંસ્થાઓ નીકળતી જાય છે ગુજરાતી ભાષામાં નવા લખાતા પુસ્તકોની સંખ્યા પણ ઉત્તરોત્તર વધે છે માસિકપત્રો, ત્રિમાસિકો, વર્તમાનપત્રો વગેરેની સંખ્યામાં એક દસકામાં પુષ્કળ વધારો થયો છે આ સર્વ શુભચિહ્નો છે. સર્વ જ્ઞાનપ્રવૃત્તિઓ મંદ ન પડી જાય, જ્ઞાન ઝીલવાને પ્રજા વધારે ને વધારે શક્તિમાન થાય એવા પ્રયાસ કરવાના છે. એટલે કે આવી પરિષદ અમુક વર્ષને અંતરે ભરીને બેસી રહેવાથી કાર્ય સિદ્ધ થાય તેમ નથી આ તો માત્ર કાર્યનો આરંભ છે તેને સતત ચાલુ રાખવા માટે અખંડ યત્નો કરવા પડશે

આ દિશામાં માર્ગસૂચન મેળવવા ગુજરાતની પ્રથમ પરિષદ ભરી છે અને સર મનુભાઈ સાહેબ જેવા પ્રખર અભ્યાસી એમાં જરૂર પ્રેરણા આપશે. પ્રજાનો શિક્ષિત વર્ગ પોતાના અશિક્ષિત બંધુઓ પ્રત્યેનો ધર્મ સમજી તનમનથી એમાં રસ લે તો જ અજ્ઞાનરૂપી ગાઢ અંધકારમાં ડુબેલા આપણા દેશબંધુઓને બહાર કાઢવાના મનોરથ સિદ્ધ થાય.

પરમકૃપાળુ પરમાત્મા પાસે એ જ પ્રાર્થના છે કે,

**તમસો મા જ્યોતિર્ગમય ॥** વિદ્યાબ્હેન ર. નીલકંઠ

# પ્રકરણ ૧૮

## ગ્રંથ અને ગ્રંથકાર

" Next to knowing a thing is to knowing where to find it."

[ *W. T. Stead.* ]

લેખનવાચન અને અભ્યાસમાં સારી સ્મરણશક્તિ બહુ મદદરૂપ થઇ પડે છે; પણ એ સ્મરણશક્તિ ઉપર હંમેશના આધાર રાખી શકાતો નથી. તે કેટલીકવાર ગંભીર ભૂલો કરાવે છે, અને ક્યારે દગો દે તે કહી શકાય નહિ. અને વૃદ્ધાવસ્થામાં તે શક્તિ નબળી પડી જાય છે અને કેટલાકમાં તે નાશ પણ પામે છે.

અગાઉ વિદ્યાનું પઠનપાઠન મુખે થતું ત્યારે સ્મરણશક્તિ બહુ મદદગાર નિવડતી. તે સહેજ માલુમ પડતી હતી. વિદ્યાસંપાદનમાં તે મુખ્ય આધાર રૂપ હતી. પરંતુ મુદ્રણયંત્ર આપણા દેશમાં દાખલ થયા પછી એ પરિસ્થિતિમાં મોટો ફેરફાર થયેલો છે. મુદ્રણયંત્રનો સતત ઉપયોગ થતો હોવાથી વાચન અને અભ્યાસ સારૂ પુસ્તકોની પુષ્કળ છુટ થઇ છે, પણ તેની સાથે એ બીના નોંધવી જોઇએ કે આપણી સ્મરણશક્તિ મંદ પડતી ગઈ છે, એટલુંજ નહિ પણ એ ગોખણપટ્ટીની કઠિની અવહેલના થવા પામી છે.

તે પછી વિદ્યાભ્યાસના વિષયો ખુબ વધ્યા છે, તેમ છતાં અભ્યાસમાં અડચણ પડતી નથી, તેનું કારણ શિક્ષણ પદ્ધતિમાં ફેરફાર અને સાધનોની વિપુલતા એ છે.

બુદ્ધિશાળી પુરૂષોએ એવા સાધનો ઉપજાવ્યા છે કે જે સ્મરણશક્તિના સર્વ લાભો આપે પણ તેના દોષમાંથી તે મુક્ત હોય. તે સાધનો આપણા રેફરન્સ પુસ્તકો છે; જેમાં સર્વ પ્રકારની જાણવા જેવી, મહત્વની અને ઉપયોગી માહિતી સંગ્રહેલી હોય છે અને તેની વિશિષ્ટતા એ છે કે તે પુસ્તકો એકથી વધુ વિદ્વાનોના હાથે લખાયલા હોઇને, તેનું મૂલ્ય અને મહત્વ જુદું છે.

અંગ્રેજી સાહિત્યમાં અભ્યાસીને મદદગાર અને ઉપયોગી થઇ પડે એવા સંખ્યાબંધ રેફરન્સ પુસ્તકો, અનેક વિષયપર રચાયલા મળી આવે છે, જેવા કે, એનસાઈક્લોપિડિયા બ્રિટાનિકા, ડીક્ષનેરી ઑફ નેશનલ

બાયોગ્રાફી, હિન્દોસ્તાનિયન હિસ્ટ્રી, સાઇક્લોપિડિયા ઑફ ઇન્ડિયન એન્ડ ઇથિક્સ, સ્ટેટ્સમેન ઇયર બુક, હુ ઇઝ હુ, એન્યુઅલ રજીસ્ટર, રાઇટર્સ એન્ડ આર્ટિસ્ટ્સ ઇયર બુક, ઑથર્સ એન્યુઅલ, લિટરરી ઇયર બુક વગેરે, જે પુસ્તક વિના એક સાચા અભ્યાસી વા લેખકનું પુસ્તકાલય અપૂર્ણજ ગણાય

ગુજરાતી સાહિત્યમા એવા રેફરન્સ પુસ્તકોની ખામી છે, એ જાણીતી વાત છે, પણ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ દિનપ્રતિદિન વધતો જાય છે અને શાળાપાઠશાળાઓમા એ વિષયને સ્થાન મળ્યુ છે, એટલે આશા પડે છે કે એ ઉણપ દૂર કરવા પ્રયત્ન થશે જ

શ્રીયુત કેતકરે "ગુજરાતી જ્ઞાનકોષ"નુ કામ આરંભ્યુ છે પણ તે ગુજરાતી વાચકોની જરૂરિયાત પૂરી પાડશે કે કેમ તે સંદેહ પડતુ છે. તે પૂર્વે રતનજી ફરામજી શેઠનાએ ગુજરાતી જ્ઞાનચક્રનુ પુસ્તક એકલે હાથે તૈયાર કર્યુ હતુ, તેની ઉપકારસહ નોંધ લેવી જોઇએ.

ગુજરાતી જ્ઞાનચક્ર જેવુ વિશાળ અને ભગીરથ કાર્ય ગુજરાતની જુદી જુદી સાહિત્યસંસ્થાઓ એકત્ર થઈ અને સહકાર કરી ઉપાડી લે તો તે યોજના સત્વર પાર પડે એમ અમારુ માનવુ છે

તે પૂર્વે ટાઇમ્સ ઑફ ઇન્ડીઆની ‘ઇયર બુક’ જેવુ કે હમણા મરાઠીમા પ્રસિદ્ધ થયેલ ‘મહારાષ્ટ્ર સાંવત્સરિક’ જેવુ સામાન્ય અને સાર્વદેશીક માહિતીવાળુ રેફરન્સ પુસ્તક પ્રથમ તૈયાર થાય તે ખાસ આવશ્યક છે

સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થતુ "ગ્રંથ અને ગ્રંથકાર" એ પુસ્તકનુ ક્ષેત્ર ફક્ત સાહિત્ય પુરતુ મર્યાદિત છે પણ તે જેમ બને તેમ સમૃદ્ધ, વિવિધોપયોગી, માહિતીપૂર્ણ અને કાયમ રેફરન્સનુ પુસ્તક થઇ પડે એવી ઉમેદ તેના સંપાદક સેવે છે

આવા પુસ્તકોની ઉપયોગિતા તો તેનો વાચકવર્ગ તેના સંપાદનમા સક્રિય રસ લેતો રહે, એટલુંજ નહિ પણ ઘણી સૂચના કરી, વારંવાર યોગ્ય મદદ આપતો રહે તેમા રહેલી છે વસ્તુતઃ તેનુ સંપાદનકાર્ય એ તેના વાચકવર્ગનુ કાર્ય થવુ ઘટે છે

આ સંજોગોમા એ પ્રકાશનનુ કાર્ય ઉપસ્થિત થયુ, તે હકીકત ‘ગ્રંથ અને ગ્રંથકાર – પુ. ૧’મા સવિસ્તર આપેલી છે. અહિં તેમા કયા કયા વિભાગો દાખલ કરેલા છે, તેની નોંધ માત્ર બસ થશે.

૧. ગ્રંથકાર ચરિત્રાવલિ-અર્વાચીન ગ્રંથકારો-વિદેહી અને વિદ્યમાન.

૨. વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની સૂચી.

૩. જુદાં જુદાં માસિકોમાં પ્રકટ થયેલાં ઉપયોગી અને મહત્ત્વનાં લેખોની યાદી.

૪. પ્રકીર્ણ લેખોનો સંગ્રહ,

૫. સાહિત્ય અને ઇતિહાસની સાલવારી.

૬. પુસ્તકનાં છાપકામ અને પ્રકાશન સંબંધી જાણવાજોગ માહિતી (શ્રી. બચુભાઈ રાવતના લેખો.)

૭. નવાં પ્રકાશનોની સમાલોચના.

અંતમાં સન ૧૯૩૨ના ગ્રંથસ્થ વાઙ્મયની સમાલોચના કરતા, જાણીતા વિવેચક શ્રીયુત વિજયરાય “વૈદ્ય ગ્રંથ અને ગ્રંથકાર”ના પ્રકાશન વિષે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો હતો, તે આપીશું.

“શાસ્ત્રીય અને બોધક ગ્રંથવિભાગોમાં, અનુક્રમે ‘ઉપનિષદ્ વિચારણા’ માંના વિશિષ્ટ વસ્તુ, વિદ્વત્તા, ચિકિત્સા (‘ટ્રીટમેંટ’) અને શૈલી તેને તથા ‘ગ્રંથ અને ગ્રંથકાર’માંનો દીર્ઘોદ્યોગ, ઝીણવટ અને કર્તવ્યબુદ્ધિ તેને, તે તે વિભાગના ૧૯૩૨ ના સારામાં સારા ગ્રંથો ઠરાવે છે.*”



* પૃ. ૪૪.

## પ્રકરણ ૧૯

# સોસાઇટીના મકાનમાં સુધારા વધારા

"ભવિષ્યમા આપણી સ્થિતિ સુધરે, કે કુટુંબ વિસ્તાર વધવાથી જરૂર પડે, ત્યારે ઘરનો વિસ્તાર વધારવાનું મન થાય તો ગ્હેલાઇથી વધારી શકાય તે માટે, થોડી જગા પહેલેથી લઈ રાખી સારી."*

હિમાભાઈ ઇન્સ્ટીટ્યુટમાથી સોસાઇટીનું કાર્યાલય સન ૧૯૦૧ મા નવા મકાનમા ખસેડવામાં આવ્યું ત્યારે તે પુરતું સોઈવાળુ અને મનકભર્યું હતું અને તેના મેડા પરનો પ્રેમાભાઇ હોલ તે દિવસોની જાહેર પ્રવૃત્તિ વિચારતા મોકળાશભર્યો હતો, એમ સામાન્ય રીતે લાગતું હતું.

સોસાઇટીના મકાનની દક્ષિણ દિશામા ગલીમા જોઇના ત્રણ ઘરો આવેલા હતા. તે મકાનો વેચાતા મળે એમ હતું પણ તેના ઘરમાલીકોએ જે કિંમતની માગણી કરી તે લાલશંકરભાઇને વધારે લાગી એટલે તે સોદો બંધ બેઠો નહિ અને સેસાઇટીનું મકાન, નહિ તો જે સમચોરસ બનત તે ગૌમુખી ઘાટનું થવા પામ્યું હતું.

લાલશંકરભાઇની યોજના એ મકાનના ઉપરના મેડાનો ભાગ પગથી સુધી અગાશી ખેંચીને વચમા આવજાનો માર્ગ રાખવાની અને એક જાહેર મકાન તરીકે તેનો દેખાવ ભવ્ય અને રોનકદાર થઇ પડે એવી હતી, પરંતુ એ પ્રમાણે પગથીનો ઉપયોગ થવા સામે વાધો લેવામા આવ્યો, તેથી લાલશંકરભાઇએ બીજો કોઇ અનુકૂળ સમય પ્રાપ્ત થતા સુધી ગઢ જોવાનુ યોગ્ય વિચારી, મેડાની આગળના ભાગની બારીઓ તેમ પ્રવેશ દ્વારના પગથીઆ કામચલાઉ કરી મૂક્યા હતા

એ બનાવને વર્ષો થઇ ગયા; લાલશંકરભાઈ પણ દેવલોક પામ્યા; અને ચાલુ વપરાશથી હોલમાથી ઉતરવાના પગથીઆ એવા દોદરા થઇ ગયા કે તેની મરામતનું કામ તાત્કાલિક હાથ ધરવુ પડયું હતું.

એ અરસામાં લડાઇ જાગી, લોક જાગૃતિ વધી પડી, જાહેર પ્રશ્નોમા જનતા વધુ રસ લેતી થઇ, રાજકીય વાતાવરણ પણ ઉગ્ર બન્યું હતું, પ્રેમાભાઇ હોલ શહેરમા એકજ અને મોટો અને મધ્યસ્થ હોવાથી તેનો

* સુખમનારત્નશાસ્ત્ર યાને ઘર કેવી રીતે બાંધવું પૃ ૮૬.

ઉપયોગ બહોળો થવા માંડ્યો હતો; અને કેટલીક સભામાં લોકમેદની એટલી મોટી ભેગી થતી હતી કે મ્હોટી સભાઓ માટે એ હોલ ન્હાનો પડવા માંડ્યો; અને જે કોઇ હોલ વધારવા અથવા તો નવો હોલ બંધાવવા કહેવા લાગ્યું; તેમ એક જાહેર હોલ તરીકે તેનો દેખાવ સુધારવા, તેમાં સિલિંગ કરાવવા, અને બીજી જરૂરી સવડો ઉમેરવા માગણી થવા માંડી હતી.

હોલમાંની જગો વધારવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં એક સૂચના એવી થઈ હતી કે એ હોલની દિવાલોને ફરતી, અમદાવાદ પ્રાર્થના સમાજની અંદરની જેમ ગેલેરી કરવી, જ્યાં વધુ મનુષ્યો બેસવાની સગવડ કરી શકાય, પણ તે વિષે અનુભવી ઇજનેરોની સલાહ પૂછતા, તેઓએ તેમ કરવા ના પાડી હતી. સોસાઇટીના મકાનના પાયા મજબૂત છે, તોપણ આવા જાહેર સ્થળમાં તો અકસ્માતના કારણો જેમ બને તેમ ટાળવાં જોઈએ; એ એક દલીલથી તે વિચાર પડતો મૂકાયો હતો.

સદરહુ પ્રશ્ન કમિટી ચર્ચી રહી હતી તેમા કમિટીના એક સભ્ય શ્રીયુત અંબાલાલ દલસુખરામ લખ્મીઆરાએ, હોલના દાદરનું સ્થાન ફેરવી, તેમજ માળના દ્વાર પાસેની ઓરડી કઢાવી નાંખી જગો વધારવાનું જણાવ્યું; અને તેની સાથે સોસાઇટીની જ માલિકીની જમીન પર અગાસી લઇને, આખા મકાનને બહારથી ફરતી સલંગ ગેલેરી કરી દેવાનું સૂચવ્યું, તેથી જગોની મોકળાશ થાય; બહારનો દેખાવ વધે અને ગેલેરીને લઇને એક છેડેથી બીજે છેડે સભામાં વિક્ષેપ કર્યા વિના જઇ શકાય. કમિટીને એ વિચાર પસંદ પડ્યો અને તદનુસાર કોન્ટ્રાક્ટથી એ બધું મકાન વધારવાનું કામ રૂ. ૧૧૦૦૦ ના ખર્ચે કરાવવામા આવ્યુ હતું.

સદરહુ સંસ્થા સાહિત્ય ને જ્ઞાનપ્રચારની હોઇને ડૉ. હરિપ્રસાદ દેસાઇએ સરસ્વતી દેવીની મૂર્તિ અગાસીના મધ્યભાગમાં સ્થાપવાનું સૂચવ્યું; અને તે મૂર્તિ શ્રીયુત રવિશંકર રાવળે બતાવેલા પ્રાચીન નમુનાઓ ઉપરથી શ્રી. જગન્નાથ અંબાલાલ સોમપુરાએ કોતરી આપી હતી.

આ પ્રમાણે સોસાઇટીના મકાનમાં અને પ્રેમાભાઇ હોલમાં જરૂરી અને ઘટતા સુધારા કર્યા છતાં સારા અને મ્હોટા હોલ માટેની લોક માગણી દિનપ્રતિદિન વધતી જતી હતી. નવી વધુ જગો મળે તોજ હોલ સમચોરસ કરી તેનો વિસ્તાર વધારી શકાય; સોસાઇટીની દક્ષિણની બાજુએ ત્રણ ભોઇનાં મકાનો આવેલાં છે તેનો અગાઉ ઉલ્લેખ કર્યો છે; તેમાંનું છેલ્લું

મકાન વેચવાનું છે, એવી માહિતી મળતા તે ખરીદી લેવાની તજવીજ થઈ પણ તેનો મેળ બેઠો નહિ. આ ગડમથલ ચાલતી હતી એવામાં કુદરતનો કોપ થયો ન હોય એમ સન ૧૯૨૬માં અમદાવાદ પર જબરજસ્ત જલસંકટ આની પડ્યું; અને એ વરસાદમાં એ ત્રણે ઘરોને ઘણું નુકશાન પહોંચ્યું અને ખુણામાંનું છેલ્લું ઘર તો તદ્દન બેસી ગયું હતું.

સોસાઇટીના કાર્યકર્તાઓને જણાયું કે આ સંજોગ એવો આવી મળ્યો છે કે તેના માલિકો આ મકાનો વાજબી કિંમતે વેચાતા ન આપે તો સરકારને અરજી કરી એ મકાનો જાહેર ઉપયોગ અર્થે પ્રેમાભાઈ હોલ વધારવા સારૂ એકવાયર કરાવવા જોઇએ.

તે પરથી તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૬ ના રોજ બધી હકીકતનું નિવેદન કરી મે. કલેક્ટર સાહેબને નીચે મુજબ એ મકાનો કાયદેસર એક્વાયર કરવા સારૂ પત્ર લખવામા આવ્યો હતો.

No. E– 71 of 1926.

AHMEDABAD,

Dated, 6th Sept., 1926.

From,

SIR RAMANBHAI M. NILKANTH, B. A. LL. B.,
Hon. Secretary,
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD.

To,

E. G. TAYLOR, ESQ. I. C. S.,
Collector of Ahmedabad,
AHMEDABAD.

Sir,

I have the honour to state that the Gujarat Vernacular Society is a public body, established for the promotion and spread of Gujarati Language and Literature. It is the oldest institution of its kind

in the province, being founded by the late Mr. A. K. Forbes in 1848 and is registered under Act XXI of 1860 ( Societies Registration Act ).

The Society's offices are situate in the Karanj, just opposite the Collector's office. It has its own building and the upper portion of it, which is named the Premabhai Hall is used for public purposes. In fact it is the Town Hall of the City.

The present building of the Society was built in 1901, its foundation Ceremony being performed by the then Commissioner Sir F. S. P. Lely. Since then the work of the Society has vastly increased and the upper storey the Premabhai Hall is also found to be small and incommodious.

It has become necessary to extend the buildings and the Public Hall on the upper storey so as to meet the increasing requirements of the Society as well as the general public. Such extention is only possible by having vacant municipal plot as well as the adjoining three houses on the South-West Corner bearing Municipal Census Nos. 4319-20, 4321-22 and 4323 and city survey & Sheet No. 3,-119, 120, 121. It is therefore proposed that the same should be acquired.

The Society being a body registered under Act XXI of 1860 is a company within the meaning of the Land Acquisition Act and the aims and the objects of the Society as also the work it carries on will show that the object of the extension of the buildings is for public purposes within the meaning

of the said Act A copy of the latest report of the Society is submitted herewith for information as to the Society's work

The Government have also recognised the Society and its work as a body useful to the general public by granting to the Society the present site on which the offices are situate on a nominal rental and by further giving an annual grant of Rs 500/-.

I have therefore the honour to request that you will be so good as to take the necessary steps to acquire under the Land Acquisition Act at the Society's cost for the above said public purposes the following properties —

| | Census Nos | City Sorvey & Sheet No 3 |
|---|---|---|
| 1 | 4319-20 | 119 |
| 2 | 4321-22 | 120 |
| 3 | 4323 | 121 |

The general plan of the present site of the buildings and the sight proposed to be acquired is submitted herewith

I have the honour to be,

Sir,

Your most obedient servant,
Sd/- **Ramanbhai M. Nilkanth.**
Hon Secretary.

નામદાર સરકારને સોસાઈટીની માગણી વાજબી જણાઈ અને એ જમીન સાર્વજનિક ઉપયોગ માટે જરૂરની છે એવા નિર્ણય પર આવી એ ત્રણે મકાનો સરકારે એક્વાયર કરી સોસાઈટીને સન ૧૯૨૦ મા સોંપ્યા હતા એ મકાનો મેળવવામા સોસાઇટીને રૂ ૧૨૫૧૧-૧૩-૦ ખર્ચ થયું હતું એ જમીનની સરવેની વિગત નીચે પ્રમાણે છે —

No. and Date of Statement—69 of 25-3-1930.

Date of Award—25th March, 1930.

Name of work for which Land has been acquired—
Date of Declaration in Bombay Government Gazette,
Pages 2067-2068

**Statement showing Compensation awarded by G. B. (London). Special Land Acquisition Officer, In situated in the city of Ahmedabad.**

**Revenue Roll of the District of Ahmedabad.**

| Serial No | Names of persons to whom Payment is due under the award | Area of land Sq. Yds. | | | Government or Allenated. | Abatement of land Revenue 5 | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | (a) Assessment | | | (b) Quit-rent | | |
| 1 | 2 | 3 | | | 4 | Rs. | A. | P. | Rs. | A. | P. |
| | (S. Nos. 4724 & 4725.) | | | | | | | | | | |
| 1 (a) | Bai Annapurna widow of Mehta Natawarlal Shankerlal (Mortgagor) | 50 | 0 | 0 | Free hold | ... | ... | ... | ... | ... | ... |
| (b) | Pakhali Pursho-tamdas Govindlal (Mortgagor). | | | | ,, | ... | ... | ... | ... | ... | ... |
| | (S. No. 4726 & 4727) | | | | | | | | | | |

for extention of the Premabhai Hall, Ahmedabad. Dated 11-10-1928. No. 8764-24, Dated 6-10-1928, under Section 11.

**Soparkar, Esqr., L. C. E. F. S. I., A. M. T. P. I. Estate-Sheet No. 39, inserted in the Plot of Land Ahmedabad Survey Nos. 4724 to 4728.**

**Taluka--North Daskroi.**

| A valuation of any failings that may be taken upon the Land 6 | | | Total amount due to each person, including the amount shown in column 6, the amount awarded for the land interest, costs & any other amounts due to the payee in connection with the acquisition of the land 7 | | | Description of the amount in Col 7 taken from the subsidiary statement A A 8 | |
|---|---|---|---|---|---|---|---|
| Rs. | A. | P. | Rs. | As. | P. | To be deposited in the District Court. Ahmedabad under Sec. 31 (2) of the land. | |
| ... | ... | ... | 4291 | 0 | 0 | Acquisition Act | |
| ... | ... | ... | 227 | 0 | 0 | To be paid to Pakhali Purshotam Govindlal | |
| | | | 4518 | 0 | 0 | | |

| Serial No | Names of persons to whom Payment is due under the award | Area of land Sq Yds. | | | Government or Alienated | Abatement of land Revenue 5 | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | (a) Assessment | | | (b) Quit-rent | | |
| 1 | 2 | 3 | | | 4 | Rs. | A. | P. | Rs. | A. | P. |
| 3 | Pakhali Lalubhai Pochabhai ( S. Nos. 4728 ) | 43 | 0 | 0 | Free hold | ... | ... | ... | ... | ... | ... |
| | Mr. Behcharbhai Pochabhai Pakhali. | | | | | | | | | | |
| | Dy. Station Master Ahmedabad ( Retired ) | 35 | 0 | 0 | | ... | ... | ... | ... | ... | ... |
| | Total ... | | | | | | | | | | |

Rs. Twelve Thousand one hundred sixty two and annas eight only.

To the Collector of Ahmedabad, with a reference to his number L. A. Q. 287, dated 5-11-1928.

The Honorary Secretary Gujarat Vernacular Society, Ahmedabad.

The Treasury Officer, Ahmedabad.

The Accountant General, Bombay.

| A valuation of any fallshing that may be taken upon the Land. | | | Total amount due to each person, including the amount shown in column 6, the amount awarded for the land interest, costs, and any other amounts due to the payee in connection with the acquisition of the land. | | | Description of the amount in Col 7 taken from the subsidiary statement A A |
|---|---|---|---|---|---|---|
| 6 | | | 7 | | | 8 |
| Rs. | A. | P. | Rs. | As. | P. | |
| ... | ... | ... | 5632 | 0 | 0 | To be paid to Pakhali Lalubhai Pochabhai |
| ... | ... | ... | 2012 | 8 | 0 | To be paid to Mr. Behcharbhai Pochabhai Pakhali |
| | | | 12162 | 8 | 0 | |

Sd/- **G. B. Soparkar.**
Special Land Acquisition Officer,
Ahmedabad.

આ મકાનોની જમીન અને સોસાઇટીની દિવાલ એ બેની વચ્ચે મ્યુનિસિપલ સ્ટ્રીટ લેન્ડ આવેલી છે, અને સોસાઇટીનો પ્રેમાભાઈ હૉલ સમચોરસ કરવા માટે એ મ્યુનિસિપલ સ્ટ્રીટ લેન્ડ પણ મ્યુનિસિપાલિટી પાસેથી વેચાતી લેવી જોઈએ.

તેથી અમદાવાદ મ્યુનિસિપાલિટીને આ જમીન સોસાઈટી સિવાય બીજા કોઈને ઉપયોગી નથી, સોસાઈટી એ જમીનની સાર્વજનિક ઉપયોગ માટે માગણી કરે છે, અને સોસાઈટી એક લોકોપયોગી, સાહિત્ય અને કેળવણીની સંસ્થા છે, એ લક્ષમાં લઇને, સદરહુ જમીન નામની કિંમતે સોસાઇટીને આપવા વિનંતિ કરવામાં આવી હતી અને મ્યુનિસિપલ જનરલ બોર્ડે વાર દીઠ રૂ. પાંચની કિંમત મુકરર કરીને આ જમીન સોસાઈટીને વેચાતી આપવા તા. ૧૮-૧૨-૧૯૨૮ ના રોજ ઠરાવ કર્યો હતો.

સદરહુ જમીન વેચાણનું કામ મે. ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ સમક્ષ નિયમાનુસાર છેવટની બહાલી માટે જતાં, મ્યુનિસિપાલિટી અને સરકાર વચ્ચે–સબ સૉઇલ–sub soil નો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, તે મુજબ એ sub soil–જમીનનું સરકારી ભાડું માસિક રૂ. ૨૦) ઠરાવી તે સોસાઇટી આપવાને ખુશી છે કે કેમ એવો એક પત્ર કલેક્ટર સાહેબ તરફથી મળ્યો, અને સોસાઇટીએ તે સંબંધમાં ઘટતો ખુલાસો કરી યોગ્ય રાહત મળવા ઉત્તર લખી મોકલ્યો હતો, પરંતુ તે ઉત્તર ઉપરથી મે. કમિશ્નર સાહેબે સોસાઇટી ભાડું આપવા ખુશી નથી એમ માની લઇ તે જમીન વેચાણને બહાલી આપવા ના પાડી હતી. આ પ્રમાણે આ મ્યુનિસિપલ જમીનનું કામ ઘોંચમાં આવી પડતાં, મેનેજીંગ કમિટીના સભ્યો ઉત્તર વિભાગના કમિશ્નર મે. ગેરેટ સાહેબને ડેપ્યુટેશનમાં મળ્યા હતા, અને જે કાંઈ ગેરસમજુત થતી હતી તે દૂર કરી, એઓ સાહેબની સૂચનાનુસાર એ પ્રશ્નનો ઉકેલ આણવા ફરી ગયા ઓગસ્ટમાં અરજી કરી મોકલી હતી, તેનો નિર્ણય થોડાક સમયમાં આવી જવા સંભવ છે.

ઉપરોક્ત જમીનનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો હતો તે અરસામાં સોસાઇટીની પશ્ચિમ બાજુના મકાનોનો જમીન પરો પૂરો થતો હતો અને કારોબારી કમિટીના જાણવામાં આવ્યું કે સરકાર એ જમીન પોતાના ઉપયોગ માટે લઇ લેનાર છે.

એ જમીન જેમ મોખરાની તેમ સોસાઈટીના ખરા ઉપયોગની હતી, અને સોસાઇટીના મકાન વિસ્તાર માટે એ જમીન પછીથી મળવાનો સંભવ

નહોતો, અને સોસાયટીનું પુસ્તકાલય એલાયદું કરવા માટે એ જમીન સર્વ રીતે બંધબેસતી અને સગવડભરી હતી

આ હેતુથી સોસાયટીના સભ્યોનું એક ડેપ્યુટેશન મે. કમિશનર ગેરેટ સાહેબને નવેમ્બર સન ૧૯૨૯ ના રોજ શાહીબાગમાં મળ્યું હતું, અને મે નાગરીનો સર્વ વૃત્તાંત જણાવી, મજકૂર જમીન સોસાયટીને મળવી જોઈએ એવી માગણી કરી હતી

એઓ સાહેબે બધી વિગતોથી વાકેફ થઈ, સોસાયટીની માગણી લક્ષમાં લેવાનું આશ્વાસન આપ્યું હતું, એટલુંજ નહિ પણ આસપાસ જાહેર મકાનો આવેલાં હોઈને અને ખાસ કરીને તેની સામે આઝમખાનનો મહેલ છે, તો એના મુકાબલે અને એ જાહેર ચોગાનને શોભતું સોસાયટી નવું મકાન કરાવશે કે કેમ એવો પ્રશ્ન પૂછ્યો હતો

તે સંબંધમાં સોસાયટીએ મે. કમિશનર સાહેબને લખી મોકલેલી અરજી અને તે નવા મકાનનો પ્લાન પરિશિષ્ટમાં આપ્યો છે

સોસાઈટી કેટલાક વર્ષોથી એક સંશોધન અને અભ્યાસ મંદિર સ્થાપવાની ઇચ્છા ધરાવે છે, તે કાર્ય માટે આ જગો મળે તો તે સંસ્થા શહેરના કેન્દ્રસ્થાને આવે, એટલુંજ નહિ પણ તે સંસ્થા શહેરને ઉપયોગી તેમ ભૂષણરૂપ થઈ પડે.

અમે ઇચ્છીએ છીએ કે સરકાર તે પ્રશ્નનો છેવટ નિર્ણય કરે ત્યારે સોસાઇટીને પ્રસ્તુત કાર્ય માટે એ જમીન આપવાની ઉદારતા બતાવશે.



પરિશિષ્ટ ૮

Date Nov, 1929.

From,

DIWAN BAHADUR K H. DHRUVA, B A,
President,
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD.

To,

J H GARRETT, ESQR, I C. S,
Commissioner, Northern Division,
AHMEDABAD

Sir,

At the request of the Managing Committee of the Gujarat Vernacular Society I have the honour to place the following before you for favourable consideration by the Government

1. The Gujarat Vernacular Society was started by the late Hon Mr A K Forbes, the then Asstt Judge at Ahmedabad, on 25th Dec 1848, with the object of promoting the vernacular literature of Gujarat and spreading useful knowledge through the Vernacular. In this he was joined by many European and Indian Officials of the time and the institution was rendered assistance by Indian Chiefs and gentry

2 The Society started work by patronising authors and purchasing copies of their works It also started a collection of old manuscripts of Vernacular literature

3. The Society opened a public library in 1849 and as necessity for a separate suitable building was felt, Government were approached for a site, which they granted gratis in about 1854-55 The then Nagarseth Himabhai gave a donation of Rs 4500/- for a building and with the help of other donations

a building was erected on the site granted by Government at a cost of Rs. 7,000/-. This is at present known as the Himabhai Institute situate opposite the present Telegraph Office, outside Bhadra. In 1856 the Society handed over the management of the Institute to a separate Committee

4. Side by side with the said Library the Society undertook in 1850 the management of a private Primary School. Originally it was a mixed school open both to boys and girls Later on it was turned into a girl's school exclusively. Through the generous donation of Sethani Harkunverbai of Rs. 4000/- for a building and Rs 12,000/- towards endowment for its maintenance the School has had a permanent abode and is known as Harkunver Sethani's school situate at Tankshal, Kalupur. Later on the Society transferred the management of this school to a separate body.

5. The Society's activities extended in all directions for spread of knowledge. It felt the want of a Printing Press for publication of books at cheap price and therefore in 1851 a Litho Press was started. By means of the Press the Society supplied, at low rates a large number of books to the Education Department for use in the Vernacular Schools.

6 In 1854 the society felt necessity of an organ for spread of its aims and objects. So it started the monthly Magazine Buddhi-prakash both for propoganda as also for spread of knowledge and encouragement of Vernacular literature. The Buddhi-prakash is being published regularly and is now in the 76th year

7. Thereafter in co-operation with the Education Department the Society undertook preparation of useful books. The "Kavyadohan" (cream of Poetry) was complied by its Assistant Secretary, the late Kavi Dalpatram Dahyabhai, C. I. E. for the Department of Public Instruction. A Gujarati Grammar text book was also prepared with the help of Government for the Society by Rev. Mr. J. V. S. Taylor, which is even now a good text book. The Society also further undertook the preparation of a good Gujarati Dictionary and this attempt has progressed well upto now though it has had its lull on account of various difficulties. The work is over but its revision is now well in hand and is expected to progress satisfactorily with co-operation of Government and Gujarati scholars. It is however expected that a work of such importance and comprehensive magnitude will take long years to be completed. It is also besides a very costly undertaking.

8. At its inception, the work of Society was carried on by Europeans who were ardent lovers of the Vernacular and earnestly wished for spread of Education and useful knowledge among the children of the soil. Besides Hon. Mr. Forbes who founded the Society it had the services of Mr. T. B. Curtis as Hon. Secretary and the active co-operation of Sir Theodore C. Hope, Rev. Mr. J. V. S. Taylor, Sir F. S. P. Lely, Mr. E. Giles and many others.

9. As spread of education and knowledge by means of class-books, scholarships etc., was the object of the Society it was deemed necessary to have it registered as a corporate body so that it could act

as permanent Agency to hold trust funds for educational purpose which could be acquired and attracted on a large scale, if confidence were created among the people The society was accordingly registered under Act XXI of 1860 on 29-9-1880.

10. After the registration of the Society funds began to flow in steadily. Books-publication branch as well as the library of the society began to grow considerably and the society felt the need of its own home with the necessary facilities for future extensions The society therefore approached Government for a grant of land. Government were pleased to grant the society 533 sq yards of land at its present site opposite Karanj for a nominal occupaucy price of Rs 582-10-0 and a nominal annual rent of Rs. 5-8-6 Possession of this land was given over to the society on 20th May 1898 and the society thereafter put up its present buildings on the said site. The society feeling the necessity of an adjoining strip of land of 67 sq. yds, again approached Government for the same and this was also granted to the society for a nominal premium of Rs 71-3-0 and a nominal annual rental of Rs 0-11-2 Possession of this strip was given to the society on 19th of January 1904

11. Present buildings of the society with the Public hall forming the first floor of the said buildings are located on the said lands granted by Government and were put up from 1898 to 1924, at an approximate cost of about 31,000/- rupees The said buildings at present consist of 5 set of rooms 2 of which are used as office accommodating the clerical

staff, one is put to the combined use of office of the Asstt. Secretary, Library and committee room, one is used as a record room and one is used for stocking the society's publications. The hall on the first floor known as the Premabhai Hall is used for all important meetings in Ahmedabad The society has provided the hall with the necessary seating accomodation of chairs and has also fitted it with the convenience of electric lights and fans The society allows the use of this hall for such public functions as are approved by the Hall committee on a nominal charge of Rs 2/—.

12. When the society put up the said buildings its permanent funds amounted to Rs 67056-6-8 and the number of trust funds under its management was 55 amounting to Rs 154670-13-6. The number of trust funds which the society is at present administering is 145 amounting in all to Rs. 471456-6-8 and the amount of its permanent funds is Rs 1,56,539-8-6. On account of the additions of books to the society's library, the large and growing collection of manuscripts the increasing number of its publications, the demand for a good and complete library viz, publications with the necessary references' library of books in English, Sanskrit, and other languages, the need for extension of the hall as well as offices of the society is being keenly felt for a long time

13. The society have therefore resolved to extend the present buildings and hall and also have the necessary extensions for comfortable locating its library with facilities for scholars and re-search

workers to carry on their work. In this connection it may be noted that the society has recently endowed prizes to be given to research students for writing thesis in Gujarati on either History, literature, economics, sociology or science.

14. The society therefore recently approached Government for acquisition of the adjoining properties bearing the present S. Nos. 4724, 4725, & 4728. Governments have been pleased to undertake the acquisition proceedings as prayed for in view of the fact that the society is a public body rendering useful service to the general public for spread of education and knowledge.

15. Side by side with the said private lands there is a piece bearing S. No. 4726 belonging to the Ahmedabad Municipality admeasuring about 104 sq. yds. The society approached the Municipality who in view of the usefulness to the general public of the society, have passed a resolution for granting the land to the society at a nominal price.

16. The society's present buildings are situated in present S. No. 4729 and cover an area of about 600 sq. yds. The additions thereto by the said acquisition and the grant by the Municipality will give the society a further area about 232 sq. yds. The additional space is however not sufficient for the growing needs of the society particularly for the location of its library.

17. There is no scope for any extension on the north and the east of the present site as the buildings abut on important roads with very heavy and continuous traffic. The only possibility of extension is therefore on the south and the west of the

present site which is hemmed in by Government land on those sides The land forming present S No 4663 admeasuring about 300 sq yds is pre-eminently suitable for the requirements of the said society The land is leased by Government and the period of the lease is due to expire on 31st March 1930 It is a piece which is practically detached from the piece of Government land, on the south of the society's buildings, and therefore, while the grant of that land will suit the requirements and the purpose of the society, it is not at all likely to interfere with any project which Government may have in view in connection with their land on the south Besides, the Government land on the south is extensive enough for any project they may have in contemplation and therefore the grant of the detached plot of S No 4663 is also not likely to cause Government any appreciable inconvenience, while compared with that the advantage to the society if the plot is granted would be immensely greater

18 If that plot were granted to the society the society proposes to extend its buildings therein so as to locate a part of its library with a hall on the site of the present S Nos 4724 to 4728 for scholars and re-search students to work quietly The society also intends to extend the present public hall on the first floor over the said site of S Nos 4724 to 4728 and a terrace on the building to be put in plot No 4663 which it seeks from Government This terrace will be opening in the hall on the 1st floor thereby allowing scope for the extension of the Premabhai hall if necessary

19 Just opposite this land of S No 4663 is situate the old palace of Azam Khan where the head Post Office is at present located Government are shortly going to remove the Post Office from that place and have also decided to hand over the building to the custody of the Ahmedabad Municipality for its Archaological museum Government have also further promised to supply exhibits for the museum likely to encourage research in Gujarat The location of society's Library and accomodation for scholars there on the plot in question will be very convenient and conducive to the study of the Archaology as well as Re-search work in Gujarat A plan showing roughly the general nature of the buildings that the society will put up in case the land is granted is submitted herewith The accompanying gives only the out-lines I have no hesitation in stating with certainty that any structure that the society will put in the said land will be such as will maintain the balance of appearance of the site as a whole as well as a suitable match to the old palace opposite

20 It is estimated that for all the extensions additions and alterations the society will have to spend about Rs 50 000/- exclusive of the cost of the land A copy of the latest report of the Society is submitted herewith, from which it will appear that the Society has got sufficient funds of its own for the purpose It has got an yearly income of about Rs 15000/- and it can also raise funds by donations or even if need be, by debentures The said copy will also give the details as regards the various private funds and the other activities shortly detailed above

21. The management of the Society vests in a Managing Body of 20 members elected annually by the Society in their General Meeting. The present membership of the Society consists in all of 679 members of whom 13 are Europeans, about 17 are ruling Princes and Thakores, about 320 are female members and the rest represent gentlemen from all parts of Gujarat. H H Sir Sayajirao Gaekwad Maharaja of Baroda is the patron of the Society. In addition to these there are 552 libraries registered as members A detailed list of the members of the Managing Committee and other members as well as registered libraries will be found in the accompanying report (p 1 to 20)

22 It will be seen from the rules of the Society a copy whereof is appended hereto that the funds of *the Society are required to be invested in the* Imperial Bank or Postal Savings Bank It is an uniform practice to invest the Society's funds in securities authorised by the Trust Act.

23 In view therefore of the foregoing circumstances viz —

(a) That, the Society is a public institution of long standing carrying on the promotion and spread of knowledge and education

(b) That it badly requires the land of S No. 4663 for its legitimate extensions as well as to increase its usefulness and service to the public.

(c) That, if the land is granted either free or on nominal rent the Society is and will be able to raise the necessary funds for the building.

(d) That, Government have always in the past recognised the Society and its objects as a fit

subject of grant of lands free or on nominal rentals

(e) That, the municipality has also similarly recognised the Society and its objects

(f) That the absence of the grant of the land to the Society will inconvenience it much more than the use to which Government can put the land for any purposes in any of their projects.

(g) That, the constitution, standing and the history of the Society are a sufficient guarantee that the land if granted will be put to the best use in the interest of the public

(h) That, the situation of the land being very near the proposed Archecological museum the library and study for re-search work located on this land will further stimulate interest in Archaeology in Gujarat

25 The Managing Committee of the Society earnestly hope and urge that Government will be pleased to consider the claims of the society and grant to it the said land admeasuring about 300 sq yds of S No 4663 on the expiry of its present lease on 31st March 1930

I shall be glad to supply any further details or information in case any are deemed necessary and are required

I have the honour to be,
Sir,
Your most obedient servant,
**K H. Dhruva.**
President

SKETCH - DESIGN FOR
NEW BUILDING PROPOSED TO BE ERECTED BY
THE GUJARAT VERNACULAR SOCIETY AHMEDABAD
SCALE 8 FEET TO 1 INCH


FRONT ELEVATION FRONTING THE AZAMKHAN PALACE


NORTH SIDE ELEVATION

## પ્રકરણ ૧૯

### પ્રબોધક વાચન સાહિત્ય

"There is little fear for the future of the young man who has a deep-seated faith in himself. Self-faith has ever been more than a match for difficulties. Men with no assets but colossal of faith in themselves have accomplished wonders."

*Orison Swett Marden.*

એકલી આર્થિક પ્રાપ્ત થયે જીવન સુખમાં જતુ નથી. આજ માનવનો સુખ સગવડ મેળવી આપવામાં મહાપ્રભૂત થાય છે, એથી સંતોષ અને આનંદ પ્રાપ્ત થાય છે, પણ એની અસર થોડા સમય માટે હોય છે. સ્થાયી સુખ, આનંદ અને શાંતિ માટે ખરી રીતે મનને કેળવવુ જોઇએ સુખ દુખના પ્રસંગે મનની સ્થિતિ સમતોલ રહે એવી મનોવૃત્તિ કેળવવાની જરૂર છે અને તે સામાન્ય નીતિ અને જ્ઞાનના બોધવચનો વાચે વિચારે અને સત્સંગ કરે પ્રાપ્ત થાય છે

ગયા સૈકામાં સ્માઇલ્સ કૃત સદ્વર્તન, કર્તવ્ય, જાત મહેનત, તેમ લૅબક કૃત 'જીવનનો આનંદ' (Pleasure of life) 'જીવનનો ઉપયોગ' (Use of life) વગેરે પુસ્તકો પુષ્કળ વંચાતા અને તેની લાખો પ્રતો વહેંચાઈ હતી આજે તેનો ખપ ઓછો થયલો જણાય છે, પણ તેને સ્થાને "નવ વિચાર" (New Thought) નામક લાગણી અને ભાવનાને પોષતુ અને ઉત્તેજતુ વાચન સાહિત્ય વિશેષ પ્રચારમાં આવ્યુ છે, અને તેનો પણ મ્હોટો ઉપાડ ચાલુ છે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે છપાવેલા 'આગળ ધસો' ભાગ્યના સૃષ્ટાઓ, સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ, પ્રભુમય જીવન વગેરે આ કોટિના પ્રકાશનો છે

"સુખ અને શાન્તિ" જોન લૅબક રચિત Peace & Happiness નો અનુવાદ—આ પુસ્તક, ઇંગ્રેજી અને તેનો મરાઠી તરજુમો એ બે વસ્તી થયો હતો, નિરાતે વાચવા વિચારવા જેવો ગ્રંથ છે અને તેના નામ પ્રમાણે, એમાના વિચાર અને આદર્શ અનુસરવામાં આવે, તો, તે સુખ અને શાંતિના પ્રદાતા થઇ પડે. લેખકે એક સ્થળે જણાવ્યુ છે તેમ, 'આપણી જાતના જેવો ખરો મિત્ર કે કટ્ટો શત્રુ બીજો કોઇ નથી"

સોસાઇટીને જેમણે લેખી કૃત (Map   life) 'જીવનનો આદર્શ' એ નામના એક મનનીય પુસ્તકનો તરજુમો અગાઉ કરી આપ્યો હતો તે શ્રીયુત જીવાભાઈ રેવાભાઈ પટેલે મદદરૂ "સુખ અને શાન્તિ"નું પુસ્તક લખી આપ્યું હતું અને તેના વાચનમાં પ્રતીત કરેલો મય જરૂર સ્ફૂર્તિદાયક અને આનંદમય થઇ પડશે

જીવનમાં જેમ કંજુસાઈ કામની નથી તેમ ઉડાઉપણું પણ તજવા જેવું છે કરકસરથી તો ઘણા મનુષ્યોએ પોતાની મિલકતને સમૃદ્ધ કરી છે નાણાના વ્યયમાં વિવેક કરવો એનું નામજ કરકસર છે તેનું ઉલટું, ઉદારતાની હદ ઓળંગી જઇને વિના કારણ અને નિરર્થક પૈસા ખર્ચી નાખવા તેનું નામ ઉડાઉપણું છે અને એવા ઉડાઉપણાને કદી પણ ઉત્તેજન ન આપે

આપણા એક જુના લેખક અને જેઓ સુધારક કવિ તરીકે જાણીતા થયા હતા તે શ્રીયુત ભવાનીશંકર નરસિંહરામે આ વિષયોને નિબંધરૂપે પ્રાચીન નિરૂપણ શૈલીમાં, યોગ્ય સ્થળે સંબંધસ્તા ઉદાહરણ આપીને ચર્ચ્યો છે અને એ ચોપાનિયું જો કે ન્હાનું છે તો પણ તેમાંની માહિતી બોધપ્રદ અને માર્ગદર્શક જણાશે

સન ૧૯૧૦–૧૧ માં એ લેખકની યોગ્ય કદર કરવા અમદાવાદમાં એક જાણીતી નાટક કંપનીએ મેળાવડો યોજ્યો હતો, તે વખતે એમને સોસાઇટીના પ્રકાશનો ભેટ કરી શ્રીયુત ભવાનીશંકરનું સન્માન કરવામાં આવ્યું હતું

આ જમાનામાં આપણાં પ્રાચીન પુસ્તકો જેવાં કે રામાયણ અને મહાભારતનું વાચન તદ્દન ઓછું થઇ ગયું છે અને અગાઉ માણભટ્ટ દ્વારા એ કથા સાંભળવાનો લાભ મળતો હતો તે પ્રથા પણ લુપ્તપ્રાય થવા આવી છે આપણી આ સાંસ્કૃતિક સંપત્તિથી આપણી નવી ઉછરતી પ્રજા વંચિત રહે એ વિચાર જ અસહ્ય છે કોઈ રીતે એ પુસ્તકોનું વાચન અને અભ્યાસ વધે એવી તજવીજ થવી ઘટે છે. એ ઉણપ કંઇક અંશે પૂરી પાડવા સોસાઇટીએ "મહાભારતની નીતિ કથાઓ" એ પુસ્તકનું પ્રકાશન સ્વીકાર્યું હતું એ પુસ્તક મૂળ બંગાળીમાં લખાયું હતું, અને તે શ્રીયુત મગનલાલ હરિકૃષ્ણ ભટ્ટના વાચવામાં આવતાં તેમને તે ખૂબ ગમી ગયું અને તુરતજ તેમણે તેને ગુજરાતીમાં લખી નાખ્યું હતું

તે પરથી એ લખાણ કેટલું ચમત્કારક છે તે સમજાશે, જો કે મૂળ વસ્તુ જ ઓછી આકર્ષક કે ઓછા પ્રભાવવાળી નથી

' સમાજ સેવા " એ આ યુગનુ મુખ્ય લક્ષણ છે એ સેવાવૃત્તિ પૂર્વે આપણે ત્યા નહોતી એમ નહિ પણ તેનો પદ્ધતિસર અને વ્યવસ્થિત પ્રબધ હમણા થયો છે અને તે પાશ્ચાત્ય સસ્કૃતિનું અનુકરણ છે એમ સ્વીકારવુ જોઇએ એ સેવાના માર્ગ અનેક અને ભિન્ન ભિન્ન પ્રકારના છે અને તેનુ માર્ગદર્શક નિરૂપણ વાસ્સાર કોલેજના પ્રોફેસર જે મી કનેમિંગે Suggestions for Social Usefulness—સામાજીક સેવાના સન્માર્ગ—એ નામનુ પુસ્તક લખીને કર્યું હતું આવુ એક સરસ પુસ્તક ગુજરાતીમા સહાર પાડવામા આવે તો સમાજ સેવકને ઉપયોગી થઈ પડે તેમ અન્યને સમાજ સેવાનો સાઇને ઈ માર્ગ ગ્રહણ કરવા પ્રેરે તેથી સોસાઇટીએ જાણીતા લેખક અને પત્રકાર ડાહ્યાભાઈ નરમપુભાઈ પટેલને એ પુસ્તક તૈયાર કરી આપવાનુ સોપ્યુ હતુ અને એમની અન્ય કૃતિઓને પેઠે એ પુસ્તક પણ લોકપ્રિય નિવડયુ છે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સચાલક ભિક્ષુ અખડાનદજીએ એ પુસ્તક ગમી જતા એમની વિવિધ ગ્રથમાળામા તે લી ગયુ હતુ અને આજ સુધીમા તેની ત્રણ આવૃત્તિ થવા પામી છે એજ તેની ઉપયોગિતા પૂ વાર કરે છે

અગાઉ માબાપથી જુદા પડી પુત્રો નવુ ઘર માડતા એ બનાવ નવો નહોતો પણ કેટલાક સમયથી નવા શિક્ષણના પ્રભાવે વા વ્યક્તિ સ્વાત ત્ર્ય ની ભાવના દૃઢ થતા ઉછરતી આપણી જુની સયુક્ત કુટુ બની સસ્થા તુટવા માડી છે અને નવી ઉછરતી પ્રજામાથી તે સસ્થાનો નાશ થાય તો આપણે એમા કાઇ નવાઇ પામવા જેવુ નથી

આ પરિસ્થિતિને કઇક અ શે ટાળવા કટલાક વર્ષો પર સ ધાનિવાસી હરિલાલ અનુપરામે " પુત્ર અને પુત્રવધુના ધર્મો ' એ વિષય પર નિબધ લખાવી મગાવી તેમા જે નિબધ ઉત્તમ માલુમ પડે તેને રૂ ૫૦) ઇનામ આપવા જણાવ્યુ હતુ અને લખાઇ આવેલા નિબધોમાથી મહેશ્વરલાલ નટવરલાલ ત્રિવેદીનો લેખ ઇનામપાત્ર જણાયો હતો અને તે સોસાઇટીએ છપાવ્યો હતો મહેશ્વરલાલ એક નવા વકીલ હતા અને એમણે પ્રસ્તુત લેખમા પુત્ર અને પુત્રવધુના કર્તવ્ય વિષે દર્શાવેલા વિચાર વિચારણીય માલુમ પડશે દેશનું દુર્ભાગ્ય છે કે આવા ઉગતા લેખકો એમની શક્તિ ખીલે અને તેઓ પ્રજાને તેમના જ્ઞાન અને બુદ્ધિનો કાઇક લાભ આપવા શક્તિમાન થાય તે આગમચ અકાળે દેવલોક પામે છે

---

## પ્રકરણ ૨૦

# દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

> "Of studie took he most cure and most hede
> Noght o word spake he more than was nede,
> And that was seyd in forme and reverence,
> And short & quick, and ful of hy sentence.
> Sowninge in moral vertue was his speche,
> And gladly wolde he lerne and gladly teche."
>
> *Chaucer's 'Prologue.'*

દી બા કેશવલાલભાઈનો સોસાઈટી સાથેનો સંબંધ લાંબા સમયનો છે. છેક સન ૧૮૮૬–૮૭ મા બુદ્ધિપ્રકાશ કમિટીના તેઓ એક સભ્ય નિમાયા હતા અને ટ્રેનિંગ કૉલેજમા તેઓ શિક્ષક હતા તે વખતે બાણકૃત કાદંબરીનુ સંશોધન અને સંપાદન કાર્ય, અન્ય ઉમેદવારને નહિ આપતા કમિટીએ એમને સોંપ્યુ હતું.

આમ એમની કારકિર્દીના આરંભથી એક સાક્ષર—man of letters તરીકે એમની ખ્યાતિ બંધાઈ હતી અને તે દિવસે દિવસે વિસ્તરી, એક ન્હાના વિદ્વદ મંડળથી શરૂ થઈને તે છેક વિદ્યાર્થી વર્ગ અને જનસમૂહ સુધી પસરેલી છે

અંગ્રેજી આદ્ય કવિ ચોસરે 'કેન્ટરબરી ટેલ્સ' મા એક પંડિત (Clerke) નુ વર્ણન કરેલુ છે તેમાથી ઉપર ઉધૃત કરેલી પંક્તિઓ કેશવલાલભાઈને કેટલેક અંશે લાગુ પડી શકશે

જેઓ એમના સમાગમમા આવેલા છે તેઓ સઘળા સારી પેઠે જાણે છે કે કેશવલાલભાઈ દિવસભર વિદ્યાવ્યાસંગમા પ્રવૃત્ત રહે છે. ગોખની મેડીમા એમના ચોથે માળે કોઈ ને કોઈ સાહિત્ય, ઇતિહાસ, ભાષાશાસ્ત્ર, પુરાતત્ત્વ, છંદ, વ્યાકરણ, કે શબ્દની વ્યુત્પત્તિમા તેઓ વિચારનિમગ્ન માલુમ પડશે, અને જે કોઈ એમની મુલાકાતે કે વંદન કરવા આવે એમને એમની પાસેથી એ પૈકી એકાદ વિષય પર જ્ઞાનગોષ્ટિ સાભળવાની અમૂલ્ય તક સાંપડશે.

એમણે પૈસા ટકાની પરવા કરી નથી. માનમરતબા સારૂ ઝંખના કરી નથી; એમને એકજ વસ્તુની લગની લાગેલી છે; અને તે સરસ્વતીની ઉપાસનાની, અને એમની એ બ્રાહ્મણત્વભરી વૃત્તિપર ભાર મૂકીને સોસાઇટીની છેલ્લી વાર્ષિક સામાન્ય સભામાં શ્રીયુત નરસિંહરાવ અને દી. બા. કેશવલાલને બુદ્ધિપ્રકાશનો અભિનંદન અંક અર્પણ કરવાના ઠરાવની દરખાસ્તને અનુમોદન આપતાં શ્રીયુત મુળચંદભાઇએ એ પ્રતિ શ્રોતૃવર્ગનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું અને તે ઉલ્લેખ પ્રસંગોચિત હતો. એમણે ઇચ્છયું હોત તો સરકારી ખાતામાં તેઓ કોઇ મોટા અધિકારીના પદે પહોંચ્યા હોત અથવા તો વકીલ થઇને સારી રીતે પૈસા ભેગા કર્યા હોત; પણ એમના સ્વભાવને તે અનુકૂળ જ નહોતું. તા. ૧૧ મી ઓગસ્ટના રોજ ગુજરાત કૉલેજમાં પ્રેમ ભક્તિ મંડળ તરફથી એમના સન્માનાર્થે સમારંભ યોજ્યો હતો, તે પ્રસંગે અપાયલા માનપત્રનો ઉત્તર આપતાં કેશવલાલભાઇએ જણાવ્યું હતું, કે:—

"સારૂં થયું કે હું એ (કેળવણી) ખાતામાં જોડાયો. મને મૂળથી વિદ્યા ઉપર પ્રીતિ હતી; અને જુના જમાનામાં વિદ્યાવૃદ્ધિને અવકાશ આપતું તો માત્ર એ ખાતુંજ આપતુ હતું. એ અનુકૂળતાને લીધે મેં મારો અભ્યાસ આગળને આગળ ધપાવ્યો. આજીવિકા મેળવવા અને વર્તમાનપત્ર કે કાવ્ય નાટક વાંચવા ઉપરાંત માણસે કોઇ ઊંચું ધ્યેય રાખવું ઘટે છે; તદનુસાર જીવનની બીજી વીસીના આરંભમાં સાહિત્ય સેવા ઉઠાવવાનો મેં સંકલ્પ કર્યો હતો. તે પણ મેં અવસરસર આચારમાં મૂક્યો."

આપણે ઉપરના કથન ઉપરથી જોઇ શકીએ છીએ કે કેશવલાલભાઇએ સરસ્વતી પ્રત્યેના પ્રેમથી ખેંચાઇને આજીવન સાહિત્યની ઉપાસના કરેલી છે; સાહિત્યમય જીવન જીવ્યા છે; અને સાહિત્ય વાચન અને લેખનમાં રાચ્યા છે અને તેમાં પોતાને કૃતકૃત્ય થયલા સમજ્યા છે. શ્રીયુત ન્હાનાલાલે એમના વિષે બોલતાં સાચુંજ કહ્યું હતું, કે 'વર્તમાન ગુજરાતની મૂર્તિમન્ત વિદ્વત્તા તે કેશવલાલભાઈ.'

આવા એક વિદ્દદ મણિની સેવાનો લાભ સોસાઇટીને મળ્યો છે, એ સોસાઇટીનું મહદ ભાગ્ય છે.

ભૂજમાં કચ્છના પાટવી કુંવરના શિક્ષક તરીકે એમની પસંદગી થતાં તેઓએ સોસાઇટીની મેનેજીંગ કમિટીમાંથી તેમજ સોસાઇટી હસ્તકની

અભ્યાસીની વાડીના ટ્રસ્ટી તરીકેનું રાજીનામું આપ્યું હતું, તો પણ દૂર રહે તેના કામકાજમાંથી એમનો રસ ઓછો થયો નહોતો.

ગ્લેશોડનાર હાઈકોર્ટના હેડ માસ્તરના પદે અમદાવાદના પાછા ફરતા કૃષ્ણલાલભાઈને સોસાઈટીની મેનેજીંગ કમિટીમાં ફરી લેવામાં આવ્યા હતા. માત્ર વચમાં થોડાક વર્ષો કેટલાક પ્રપંચી પુરુષોની ખટપટને લઈને એમને ખસવું પડ્યું હતું, પણ સન ૧૯૨૦ માં સોસાઈટીના પ્રમુખપદે તેઓ નિમાયા હતા અને અદ્યાપિ તે પદને તેઓ શોભાવી રહ્યા છે.

સોસાઈટીના પ્રમુખપદે આવ્યા પછી સોસાઈટીની સાહિત્ય વિષયક પ્રવૃત્તિ વિવિધ રીતે વિકસેલી છે, તેમાં ખાસ કરીને ગુજરાતી [illegible] કામ અને પ્રાચીન કાવ્યોનું સંશોધન અને પ્રકાશન કર્યું, તે એ, મુખ્યત્વે, દી. બા. કૃષ્ણલાલભાઈને આભારી છે.

આ વિષયોમાં તેઓ ઊંડા ઉતરેલા છે, એટલું જ નહિ પણ તે વિષે તેમના અભિપ્રાય પ્રમાણભૂત લેખાય છે. તેઓ જાતે તેમાં રસ લે અને સાથે સાથે તેનું સંપાદન અને સુધારણાનું કામ પણ હાથ ધરે, એથી વિશેષ રૂડું શું હોઈ શકે?

એ વિષેના એમના શોખ તો એ ઉપરથી દેખાય છે કે તેઓ એક પ્રમાણભૂત ગુજરાતી કોશ જોવાને સદા ઉત્સુક છે, તે એક ભગીરથ કાર્ય છે, તથાપિ એકલે હાથે અને ઉત્તરાવસ્થામાં સોસાઈટીના ગુજરાતી કોશનું નવેસર સુધારણાનું કામ એમણે ઉપાડી લીધું હતું. સોસાઈટીએ છપાવેલા કોશને ભૂમિકા તરીકે રાખીને 'પ' અક્ષર એમણે તૈયાર કર્યો, જે છપાયો છે, તે પછી 'અ' અને 'આ' એ બે સ્વર શબ્દોની પ ની પેઠે સાફ પ્રત કરેલી છે. આખો કોશ અન્યના સહકાર અને સહાયતા વિના થોડા સમયમાં પૂરો થાય એ સંભવિત નહોતું. તેમાં એમની આંખ નબળી પડી જતાં તે કાર્ય એ પ્રવૃત્તિ અટકાવવી પડી હતી. તોપણ એ તૈયાર કામ પરથી કોશનું કામ કયા ધોરણે કરવું, તેમાં શું શું આવશ્યક છે, તેની રચના કેવી હોવી જોઈએ એ વિષે ઘણું જાણવાનું પ્રાપ્ત થશે અને, એ વિષય પ્રતિની એમની ઉત્કટ લાગણી નિહાળીને અમે તો માનદાશ્ચર્ય પામ્યા છીએ.

પ્રાચીન ગુજરાતી કવિતા માટે એમના જેવો અનુરાગ અમે બહુ થોડા વિદ્વાનોમાં જોયો છે. 'આપણું' એ કવિતાનું સાહિત્ય, છપાયેલું એમણે બારીકાઈથી વાંચ્યું છે, તેમ કેટલાક પ્રાચીન કાવ્યો હાથપ્રતોમાં દટાઈ

પ, પુ૦ પકાર

પઇડું, ન૦ જુઓ પૈડું

પઇતું, ન૦ જુઓ પીતા

પઇસા, પુ૦ જુઓ પૈસો

પઈ સ્ત્રી૦ જુઓ પાઈ

પઈ, પુ૦ [પ્રા પહિઅ, સં પથિક–મુસાફર] (૧) વટેમાર્ગુ (૨) અજાણ્યા મુસાફર મહેમાન. ઉ૦ પહેલે દિવસ પરોણો ને બીજે દિવસે પઈ કહે૦

પઈ સ્ત્રી૦ [ઇ. Pica (પાઇકા)] ભાંગેલા ગૂંથેલા બીબાંનો જથ્થો

પકડ ક્રિ૦ સ૦ [સં પ્ર કૃત–પકડવું ઝાલવું ?] (૧) ઝાલવું (૨) મજબૂત ઝાલી રાખવું

રૂ. પ્ર—(૧) કાન પકડવો–ભૂલ કબૂલ કરવી (૨) નાડ પકડવી–ચિકિત્સાપૂર્વક જાણી લેવું (૩) હાથ પકડવો–આશ્રય આપવો.

પકડ, સ્ત્રી૦ [જુઓ √ પકડ] (૧) પકડવું તે. (૨) પકડવાની શક્તિ (૩) વસ્તુને મજબૂત ઝાલી રાખનારું ઓજાર

પકડાપકડી સ્ત્રી૦ [જુઓ √ પકડ] એકને પકડવું પછી બીજાને પકડવું એમ ઉપરાઉપરી પકડી લઈ જવું તે

પકતું, વિ૦ જુઓ પગતું

પકવ, ક્રિ૦ સ૦ [પ્રા. પાક–રસોઈ] રાંધવું રસોઈ કરવી ઉ૦ તે રોટલી પકવે છે

પકવાનું, ન૦ જુઓ પકવાન

પકવાસી, સ્ત્રી૦ મેડાના પાટિયાની નીચે બે પાટિયાંની સાથે ઉપર જડાતી લાકડાની ચીપ કે લોઢાની પટ્ટી.

પકવાસો, પુ૦ [કામળી–કામળી વસ્ત્ર વાસ ?] (૧) વસ્ત્રની કામળી. (૨) છાપરાના માળ ઉપર જડવાની ચીપ. (૩) જોખું

પકાર પુ૦ [સં. પ્ર.] પ અક્ષર

પકાવ ક્રિ૦ સ૦ [સં પાક–રસોઈ] રાંધવું ઉ૦ તે ખીચડી પકાવે છે

પકાઈ, સ્ત્રી૦ [જુઓ પાકું] (૧) કોઈથી ન ઠગાવાપણું હોંશિયારી. (૨) પાકાઈ

પક્વ, વિ૦ [સં પક્વ] (૧) પૂર્ણ ઉ૦ પક્વ નિશ્ચય પક્વ કાલ. (૨) કોઈથી ઠગાય નહિ એવું (૩) પાકું

પક્વાન્ન, વિ૦ [સં સં] સારી રીતે રંધાયેલું ઉ૦ પક્વ અન્ન.

પકવાન ન૦ [સં. સં.] જલેબી વગેરે મીઠાઈ

પક્વાશય ન૦ [સં. સં.] હોજરી જઠર

પક્ષ, પુ૦ [સં. સં.] (૧) બાજુ ઉ૦ તે દુશ્મનના પક્ષમાં ભળ્યો છે (૨) બે કે અધિક કોટિમાંથી એક. ઉ૦ ઉત્તમ પક્ષ તો એ છે કે તમે તે વાતને ફરી બતાવો (૩) એક વિચારવાળાઓનું ટોળું ઉ૦ ઉદ્દામ પક્ષ વિનીત પક્ષ નાઇટ પક્ષ (૪) માસનાં બે પખવાડિયામાંનું એક. ઉ૦ શુક્લ પક્ષ (૫) તરફદારી. ઉ૦ તે તેનો પક્ષ લેએ છે (૬) પક્ષપાત. ઉ૦ ન્યાયાધીશ પક્ષ કરે છે (૭) જેના વિષે અમુક વાત સાધવાની છે તે

પક્ષ, સ્ત્રી૦ (૧) તરફદારી. (૨) પખ

પક્ષકાર, વિ૦ [સં પક્ષ, કાર] વાદીપ્રતિવાદી માંનું એક

> જ્યારે પ્રધાન જ એક પાસનો પક્ષકાર હોય
> ત્યારે એ નિવન થાય પ તો નથી
> (ગુ. મ ૩–૨૩૫)

પક્ષઘાત પુ૦ [સં પક્ષ ઘાત] લકવો અર્ધાંગવાયુ

પક્ષપાત પુ૦ [સં. પક્ષ પાત] ન્યાય કે સત્ય નહિ જોતાં એક પક્ષ તરફ ઢળી જવું તે વગ.

પક્ષપાતી વિ૦ પક્ષપાત કરનાર વગિયું.

દી. બા. કેશવલાલ સંપાદિત 'પ' કાર શબ્દનું પહેલું પૃષ્ઠ

રહેલા હતા, તેનો ઉદ્ધાર કરવાનો અને પ્રકાશમાં આણવાનો યશ પણ એમણે મેળવેલો છે, જે સેવા માટે આપણે સૌ એમના ઋણી છીએ. એમની સંશોધન પદ્ધતિ વિશે કાંઇક મતભેદ છે, પણ એમના હસ્તે થયલું પ્રાચીન કાવ્યોનું સંશોધન અને સંપાદન કાર્ય ખચિત્ મહત્વનું અને કિંમતી છે, તેમ આદર યોગ્ય છે, એની કોઇ વાચક ના પાડી શકશે નહિ

એમની સૂચનાથી સોસાઇટીએ પ્રાચીન કાવ્યોનું પ્રકાશન કાર્ય હાથ ધરેલું છે અને તેના અત્યાર સુધીમાં પ્રકટ થયલા પુસ્તકો લક્ષમાં લેતા વાચક જોઇ શકશે કે તેમાં સારી પ્રગતિ થયલી છે અને તેનો યશ કેશવલાલભાઇને છે.

ગુજરાતી વ્યાકરણ પર એક ગ્રંથ સ્વર્ગસ્થ ટેલર પાસે ઘણા વર્ષો ઉપર સોસાઇટીએ લખાવ્યો હતો; તે પછી એક સારા વ્યાકરણ ગ્રંથની ઉણપ રહ્યા કરે છે એ વિષયમાં કેશવલાલભાઇ અમુક ચોક્કસ અભિપ્રાય ધરાવે છે, તેઓ માને છે કે, ગુજરાતીનો આરંભ અને વિકાસ અપભ્રંસમાંથી સીધો ઉતરી આવ્યો છે, તો એને અનુલક્ષીને, પ્રચલિત સંસ્કૃતના ધોરણે નહિ, ગુજરાતી વ્યાકરણની રચના થવી ઘટે છે અને જ્યાં સુધી એ વસ્તુ ધ્યાનમાં લેવાશે નહિ ત્યાં સુધી ગુજરાતીનું સારૂં અને સંપૂર્ણ વ્યાકરણ રચી શકાશે નહિ. ગુજરાતી કોશ સુધારણા સારૂ એમણે જે તૈયારી કરી હતી તેમાં આ પ્રશ્નને તેનો એક આવશ્યક ભાગ ગણ્યો હતો, આ દૃષ્ટિ નજર સમીપ રાખીને ગુજરાતી ભાષાનું એક સારૂં અને સ્વતંત્ર વ્યાકરણ લખી આપવાનું કાર્ય દી. બા. કેશવલાલભાઇની ભલામણથી, શ્રીયુત રામનારાયણ પાઠકને સોંપાયું છે. એ કાર્યમાં સહાયક પણ કેશવલાલભાઇ જ છે.

અપભ્રંસ સાહિત્ય ઝાઝું જાણવામાં નહોતું અને તેનો અભ્યાસ પણ નહિંજેવો જ હતો, તે સમયથી કેશવલાલભાઇ કહેતા આવ્યા છે કે ગુજરાતી ભાષાનો પદ્ધતિસર, શાસ્ત્રીય અને ઐતિહાસિક રીતે અભ્યાસ કરવા અપભ્રંસનું જ્ઞાન આવશ્યક છે. તેના જ્ઞાન વિના ગુજરાતીનો અભ્યાસ અધુરો જ રહેવાનો, અને અમે જોયું છે કે પ્રતિદિન એમના એ અભિપ્રાયને વજન મળતું જાય છે, અને તેની આવશ્યકતા સ્વીકારાઇ છે.

વર્ષો ઉપર સ્વર્ગસ્થ ભાઈશ્રી ચીમનલાલ દલાલે ગાયકવાડ ઓરિયંટલ ગ્રંથમાળામાં ‘પ્રાચીન ગુર્જર કાવ્યો’ એડિટ કરી પ્રસિદ્ધ કર્યાં ત્યારે એ કામમાં એમને કેશવલાલભાઈની જ મદદ મળી હતી, અને જુની ગુજરાતીના અભ્યાસીઓ સારૂ એવા પુસ્તકો ઝાઝી સંખ્યામાં નિકળે એજ ઇચ્છનીય કે

એ હેતુથી સોસાઇટીએ અપભ્રંશ પાઠાવલિ બે ભાગમા દીધા. કેશવલાલભાઈના સામાન્ય તંત્રીપદ અને દેખરેખ હેઠળ શ્રીયુત મધુસૂદન ચીમનલાલ મોદી પાસે સંપાદન કરાવવાનું કાર્ય આરંભેલું છે, શ્રીયુત મોદી અપભ્રંસ સાહિત્યના સારા જ્ઞાતા અને અભ્યાસી છે, ગયે વર્ષે કાલેજના વિદ્યાર્થીઓ માટે એમણે એક અપભ્રંસનુ પુસ્તક 'સમરાઇચ્ચ કહા' એડિટ કર્યું હતું; અને 'બુદ્ધિપ્રકાશ'મા એ ભાઇના જુના ગુજરાતી ભાષા સાહિત્ય વિષેના જે લેખો પ્રસિદ્ધ થયલા છે, તે એ વિષયના અભ્યાસીઓના આદરપાત્ર જણાયા છે. આવા એક નિષ્ણાત ભાઈ, અપભ્રંશના વિષયમા જેમનું વાચન અને જ્ઞાન બહોળું છે એવા કેશવલાલભાઈની સૂચના મુજબ અપભ્રંસ પાઠાવલિ તૈયાર કરે છે તે એવી રીતે યોજાયેલી જુદી જુદી ભાષાઓની જાણીતી પાઠાવલિઓમા ઉંચું સ્થાન પ્રાપ્ત કરશે એ વિષે અમને લગારે શંકા નથી. એ પાઠાવલિનો પહેલો ભાગ આ વર્ષમા છપાઈ જશે અને અમે સાભળ્યું છે કે મુબાઇ યુનિવરસિટિએ એ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે પસંદ કર્યુ છે.

આ કાર્યનો યશ કોઇ એક વ્યક્તિને ઘટે તો તે કેશવલાલભાઈ છે

કેશવલાલભાઇએ સોસાઇટીનું પ્રમુખપદ સ્વીકાર્યા પછી અમે જોયુ છે કે સોસાઇટીનુ વાતાવરણ તદ્દન સાહિત્યમય થઇ રહેલુ છે. સાહિત્ય પ્રવૃત્તિ કેમ વ્યવસ્થિત થઇ શકે, તેને કેવી રીતે આગાડી વધારી શકાય, આપણા ભાષા સાહિત્યના ઉત્કર્ષ અને અભ્યુદય અર્થે શા વધુ પગલા ભરવા જોઇએ, એ વિચારોને પ્રાધાન્ય મળતુ રહ્યુ છે. અને આ કાર્યમા સાધન, શક્તિ, સંપત્તિ, સાથ, સહકાર અને સહાનુભૂતિનો લાભ મળતા અને તેનો યોગ્ય ઉપયોગ થયે તે પ્રવૃત્તિમા તેટલા અંશે ગતિ, વેગ, જોમ, વિવિધતા, નવીનતા અને વિશિષ્ટતા પ્રાપ્ત થવા સંભવ છે.

સોસાઈટીનું કાર્ય કોઈ એક વ્યક્તિ પર નહિ પણ સાહિત્યકારોના એકત્ર સહકાર અને સંઘબળ પર અવલંબે છે. જેટલે દરજ્જે તેમા ઐક્ય અને સંવાદિતા સાધી શકાય એટલે દરજ્જે તે પ્રવૃત્તિ પ્રગતિમાન અને ફતેહમંદ નિવડે છે.

છેલ્લા તેર વર્ષમા સોસાઇટી જે કાંઈ થોડુ ઘણુ કરવા શક્તિમાન થયલી છે, તેમા ઓન. સેક્રેટરીની કિમતી સેવા સાથે કેશવલાલભાઇની વિદ્વતા અને નિરભિમાની અને સુશીલ સ્વભાવે ઓછો હિસ્સો આપ્યો નથી

કેશવલાલભાઈની લોકપ્રિયતા વિષે થોડાક દિવસો પર (તા. ૧૧ મી ઓગસ્ટ) બોલતાં કવિવર ન્હાનાલાલે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે અત્રે આપીશું

"કેશવલાલ ધ્રુવ એટલે રાજ્ય અને પ્રજા ઉભયના સન્માન્ય સાક્ષર વર્ય. કેશવલાલભાઈની વિદ્વતા સરકાર સન્માનાયેલી અને પ્રજા પ્રમાણાયેલી છે."

સાહિત્ય પરિષદના પ્રમુખ ચુંટીને પ્રજાએ એમની વિદ્વતાની કદર ક્યારનીય કરેલી છે; અને સરકારે એમને દી. બા. નો ઈલ્કાબ સોસાઈટીના પ્રમુખ તરીકે બક્ષ્યો હતો, એમાં પણ વિદ્વત્ પૂજા જ રહેલી છે.

એ શુભ અવસરે સોસાઇટીએ દી. બા. કેશવલાલભાઇને ખાસ મેળાવડો કરીને એક માનપત્ર આપ્યું હતું.

એ માનપત્ર નીચે મુજબ હતું:—

## દિવાન બહાદૂર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,

બી. એ.,

પ્રમુખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,

એ સત હમેશા સ્વપ્ન લગી ગણ્યુ છે અને એથી જ આપને ભાષાન્તર કરનાર તરીકે કવિત્વ ભરેલા ભાષાંતર પણ તેમની થયા નવલકથાઓ નવા રચનાના નવી પ્રથા જ હોય નહિ એવા, સરળ, શુદ્ધ અને રસ ભરેલા થાય છે આપે સંસ્કૃતમાંથી ગુજરાતીમા કરેલા મુદ્રારાક્ષસ, હર્ષ અને ભામ કવિના નાટકો, અમરુશતક અને ગીતગોવિંદ એ સર્વ ભાષાન્તર કરવાની આપની નૈસર્ગિક ઉત્તમ પ્રકારની શક્તિના ઝળહળતા દાખલા છે ગુજરાતીમા ગીતગોવિંદના ઘણા ભાષાન્તરો છે પણ તેમાથી એક પણ આપના ભાષાન્તરને પહોંચે પણ ચિડી શકાય નહિ એવુ આપનું ગીત-ગોવિંદનુ ભાષાન્તર એકલુંજ આપના કીર્તિસ્થભરૂપે પૂરતુ છે

માત્ર એકજ પ્રસંગ ઉપસ્થિત થયા ત્યા ભાલણની કાદંબરી જેવા વિકટ ગ્રન્થનો આપે ઉદ્ધાર કર્યો છે એ પુસ્તકની વિદ્વત્તા ભરેલી ટીકા આપનુ ભાષા અને વ્યાકરણશાસ્ત્રના ક્ષેત્રનુ વિશાળ જ્ઞાન પ્રદર્શિત કરે છે. ખરેખર, જુની ગુજરાતીની આપે કરેલી સેવા અનન્ય છે

વિવેચક બુદ્ધિએ લખાયલી હર્ષ અને ભાસના નાટકોની પ્રસ્તાવનાઓ, પત્રરચનાના પ્રકાર સંબધે લખાયલો નિબંધ, વિશાખદત્ત, હર્ષ અને જયદેવના સમય પરત્વે લખાયલા લેખો અને સંસ્કૃત નાટકસાહિત્યની પ્રાચીનતા સબંધે લખાયલા વિષયો આપના વિસ્તીર્ણ વાચન અને સચોટ વિવેચનાના તાદૃશ દૃષ્ટાન્તો છે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે આપનો સબંધ ઘણા લાબા સમયનો છે આપના સ્વર્ગસ્થ બંધુ હરિલાલ ધ્રુવને પગલે પગલે ચાલી આપે પણ જુના વખતથી સોસાયટીના બુદ્ધિપ્રકાશમા વખતોવખત સાહિત્ય વિષે વિદ્વત્તાપૂર્ણ લેખો લખ્યા છે

ત્યાર પછી ઘણા લાબા ગાળા સુધી આપ મુંબઈમા રહ્યા છતાં પણ સોસાઈટીને ભૂલ્યા નહોતા આપના સ્વર્ગસ્થ પત્ની સૌ ચતુરલક્ષ્મીના અવસાન નિમિત્ત એક સ્મારકફડ સ્થાપી તેના વ્યાજમાથી ગુજરાતી સ્ત્રી ઉમેદવાર મેટ્રિક્યુલેશનની પરીક્ષામા ઉંચે નબરે પાસ થાય તો તેને સોસાઈટીની લાઈફ મેમ્બર બનાવવી એ હેતુથી સદર્હુ ફડ સોસાઇટીને સોંપ્યુ છે.

સન ૧૯૨૧ મા ગુજરાત સોસાઇટીએ આપને પોતાના પ્રમુખ તરીકે ચુટયા હતા જે પદ આપ લાબા સમયથી શોભાવો છે. પ્રમુખપદે નિમાતાજ આપે ગુજરાતી ભંડારની વૃદ્ધિ કરવાનુ વિકટ અને શ્રમવાળુ

કેશવલાલભાઈની લોકપ્રિયતા વિષે થોડાક દિવસો પર (તા. ૧૧ મી ઓગસ્ટ) બોલતા કવિવર ન્હાનાલાલે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે અત્રે આપીશું

"કેશવલાલ ધ્રુવ એટલે રાજ્ય અને પ્રજા ઉભયના સન્માન્ય સાક્ષર વર્ય. કેશવલાલભાઈની વિદ્વતા સરકાર સન્માનાયેલી અને પ્રજા પ્રમાણાયેલી છે."

સાહિત્ય પરિષદના પ્રમુખ ચુંટીને પ્રજાએ એમની વિદ્વતાની કદર કદાચનીય કરેલી છે, અને સરકારે એમને દી. બા. નો ઈલ્કાબ સોસાઈટીના પ્રમુખ તરીકે બક્ષ્યો હતો, એમા પણ વિદ્વત્ પૂજા જ રહેલી છે.

એ શુભ અવસરે સોસાઇટીએ દી. બા. કેશવલાલભાઇને ખાસ મેળાવડો કરીને એક માનપત્ર આપ્યું હતું

એ માનપત્ર નીચે મુજબ હતું—

# દિવાન બહાદૂર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,

બી. એ.,

પ્રમુખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,

અમદાવાદ.

સરકારી કેળવણી ખાતામા ઉત્તમ પ્રકારની લાંબા સમયની સેવા અને તે રીતે જનસમાજમા પ્રાપ્ત કરેલા માન અને પ્રતિષ્ઠાની કદર તરીકે નામદાર સરકારે આપને ઘણા વર્ષ પૂર્વે રાવબહાદુરનો ઉંચો ઈલ્કાબ આપ્યો હતો

પરંતુ આપની કીર્તિ માત્ર એક નામાંકિત અને આદર્શ શિક્ષક હોવામાંજ સમાતી નથી. સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યના ઉંડા અને તલસ્પર્શી અભ્યાસક તરીકે આપ જાણીતા છો.

ગુજરાતી પ્રજાએ આપની વિદ્વત્તાની કદર જાણી મુંબાઈમાં મળેલી બીજી સાહિત્ય પરિષદના પ્રમુખ નીમી આપના પ્રતિનો સદ્ભાવ પ્રદર્શિત કર્યો હતો.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમા આપની કૃતિઓ ચિર સ્થાયી છે એ કોણ નથી જાણતું? ખરેખર આપના કરેલા સંસ્કૃત ભાષાન્તરો અત્યાર સુધીમા તો અદ્વિતીય સ્થાન છે. કવિ હરિશ્ચન્દ્રનું "विना पूर्व कविके हृदयमें हृदय मिलाये अनुवाद करना केवल जहर मारना हि नहि कविका लोकान्तर स्थित आत्माको नर्क कष्ट देना हि है"

એ સૂત્ર હમેશા નજર તરીકે ગણ્યુ છે અને એથીજ આપના ભાષાન્તરો હમેશ મૂળ કવિના રસમા રતિભાર પણ ક્ષતિ થયા વગર—જાણે નવા લખાયેલા મૂળ ગ્રન્થોજ હોય નહિ એવા, સરળ, શુદ્ધ અને રસ ભરેલા થાય છે આપે સંસ્કૃતમાથી ગુજરાતીમા કરેલા મુદ્રારાક્ષસ, હર્ષ અને ભાસ કવિના નાટકો, અમરુશતક અને ગીતગોવિંદ એ બધા ભાષાન્તર કરવાની આપની નૈસર્ગિક ઉત્તમ પ્રકારની શક્તિના [illegible] દાખલા છે ગુજરાતીમા ગીતગોવિંદના ઘણા ભાષાન્તરો છે પણ તેમાથી એક પણ આપના ભાષાન્તરને પડખે પણ ચઢી શકાય નહિ એવુ આપનુ ગીત-ગોવિંદનુ ભાષાન્તર એકલુજ આપના કીર્તિસ્તંભરૂપે પૂરતુ છે

માત્ર એકજ પ્રત ઉપસ્થિત થયા છતા ભાલણની કાદંબરી જેવા વિકટ ગ્રન્થનો આપે સારોદ્ધાર કર્યો છે એ પુસ્તકની વિદ્વત્તા ભરેલી ટીકા આપનુ ભાષા અને વ્યાકરણશાસ્ત્રના ક્ષેત્રનુ વિશાળ જ્ઞાન પ્રદર્શિત કરે છે. ખરેખાત, જુની ગુજરાતીની આપે કરેલી સેવા અમૂલ્ય છે

વિવેચક બુદ્ધિએ લખાયેલી હર્ષ અને ભાસના નાટકોની પ્રસ્તાવનાઓ, પદ્યરચનાના પ્રકાર સંબંધે લખાયલો નિબંધ, વિશાખદત્ત, હર્ષ અને જયદેવના સમય પરત્વે લખાયેલા લેખો અને સંસ્કૃત નાટકસાહિત્યની પ્રાચીનતા સંબંધે લખાયેલા નિબંધો આપના વિસ્તીર્ણ વાચન અને સચોટ વિવેચનાના તાદૃશ દૃષ્ટાન્તો છે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે આપનો સંબંધ ઘણા લાંબા સમયનો છે આપના સ્વર્ગસ્થ બંધુ હરિલાલ ધ્રુવને પગલે પગલે ચાલી આપે પણ જુના વખતની સોસાયટીના બુદ્ધિપ્રકાશમા વખતોવખત સાહિત્ય વિષયે વિસ્તારપૂર્ણ લેખો લખ્યા છે

ત્યાર પછી ઘણા લાંબા ગાળા સુધી આપ મુંબઈમા રહ્યા હતા પણ સોસાયટીને ભૂલ્યા નહોતા આપના સ્વર્ગસ્થ પત્ની સૌ. ચતુરલક્ષ્મીના અવસાન નિમિત્તે એક સ્મારક ફંડ સ્થાપી તેના વ્યાજમાથી ગુજરાતી સ્ત્રી ઉમેદવાર મેટ્રિક્યુલેશનની પરીક્ષામા ઉંચે નંબરે પાસ થાય તો તેને સોસાયટીની લાઈફ મેમ્બર બનાવવી એ હેતુથી સદર ફંડ સોસાયટીને સોંપ્યુ છે.

સન ૧૯૨૧ મા ગુ. વ. સોસાયટીએ આપને પોતાના પ્રમુખ તરીકે ચુંટ્યા હતા, જે પદ આપ ઘણા સમયથી શોભાવો છો. પ્રમુખપદે નિમાતાજ આપે ગુજરાતી [illegible]ની વૃદ્ધિ કરવાનુ વિકટ અને શ્રમવાળુ

કામ ઉત્સાહપૂર્વક હાથ ધર્યું; એટલુંજ નહિ પણ કેટલુંક મહત્ત્વનું માર્ગદર્શક કામ ઉકેલ્યું પણ છે. એ પ્રમુખપદને લક્ષનેજ નામદાર સરકારે ફરીથી કદર કરીને આપને દિવાન બહાદુરનો માનવંતો ઇલ્કાબ ઈનાયત કર્યો છે; અને તેથી આપનેજ નહિ પણ આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને પણ માન આપ્યું છે એમ અમે માનીએ છીએ.

આવું વિરલ માન વર્ષોનાં વર્ષો સુધી ભોગવવાને શ્રી જગન્નિયંતા પરમેશ્વર આપને દીર્ઘાયુષ આપો અને ભવિષ્યમાં અધિકાધિક માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાઓ એ અમારી શુભાશિષ અને આકાંક્ષા છે. અમારી ભવિષ્યવાણી ફળીભૂત થવાથી, અમે નીચે સહીઓ કરનાર આપના શુભચિંતક મિત્રો ઘણો આનંદ પામીશું.

| | |
|---|---|
| ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી. અમદાવાદ. તા. ૨૮ મી ડિસેમ્બર ૧૯૨૭. | અમે છીએ, આપના સ્નેહી બંધુઓ. |
| સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ | રમણભાઈ મહીપતરામ નિલકંઠ. |
| દાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી | આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ |
| કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ | મંગળદાસ ગીરધરદાસ |
| ગણેશ વાસુદેવ માવલંકર | ખુશાલદાસ ગોકળદાસ પટેલ |
| અંબાલાલ દલસુખરામ લખીયારા | મુળચંદભાઈ આશારામ શાહ |
| ચીમનલાલ દલપતરામ કવિ | જોસફ બેન્જામીન |
| હોમી પી. ચાહેવાલા | નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી |
| પ્રાણજીવનદાસ નારણદાસ ડૉકટર | જનુભાઈ અચરતલાલ સયદ |

ગટુલાલ ગોપીલાલ ધ્રુવ

**ઑન. સેક્રેટરી અને મેનેજીંગ કમિટીના સભ્યો, ગુ. વ. સોસાઇટી.**

ત્યાર બાદ ગત્ વર્ષમાં આપણા બે અગ્રગણ્ય વિદ્વાનો દી બા. કેશવલાલ અને શ્રીયુત નરસિંહરાવભાઈ એમના પોણોસોમા વર્ષમાં પ્રવેશ કરતા હતા. એ માંગલિક પ્રસંગને ઉજવવાનો સોસાઇટીએ નિર્ણય કર્યો હતો; તદનુસાર તૈયાર થયલો બુદ્ધિપ્રકાશનો અભિનંદન અંક આ જુલાઈ માસમાં એ બે વિદ્વાનોને ભેટ ધરવામાં આવ્યો હતો.

સોસાઇટીના ઇતિહાસમાં આ બનાવ અપૂર્વ હતો અને તે ચિરસ્મરણીય રહેશે.

# પ્રકરણ ૨૧

## કેળવણીને લગતાં પુસ્તકો

"The national state must act on the presumption that a man of moderate education but sound in body, firm in character and fitted with joyous self-confidence and power of will, is of more value to the community than a highly educated weakling."

[ *Herr Hitler* ]

કેળવણીનો પ્રશ્ન હમણાં ખૂબ ચર્ચાઈ રહ્યો છે, તેમાં માતૃભાષા દ્વારા શિક્ષણ, બાળશિક્ષણ–મોન્ટીસરી પદ્ધતિએ, હુન્નર ઉદ્યોગનું શિક્ષણ (vocational), ખેતી પ્રધાન શિક્ષણ (agricaltural bias), નિરક્ષર નિવારણની યોજના, પુસ્તકાલય પ્રવૃત્તિ વગેરે મુદ્દાઓ પર ખાસ ભાર મૂકાય છે અને દેશમાં શિક્ષિત વર્ગમાં પ્રવર્તી રહેલી બેકારીના કારણે આધુનિક શિક્ષણને વખોડવામાં આવે છે.

આપણે જાણીએ છીએ આપણા દેશમાં કેળવણીની શરૂઆત, ઈસ્ટ ઈંડીઆ કંપનીના રાજ્યમાં તેમને રાજવહીવટમાં યોગ્ય માણસો મળે એ દૃષ્ટિથી કરી હતી અને તે પછી જે શિક્ષણપ્રણાલિકા ચાલુ રહેલી છે તે મુખ્યત્વે બુદ્ધિપ્રધાન, માનસિક વિકાસ કરનારી નીવડી છે. તેના ગુણદોષમાં અહિં નહિ ઉતરીએ, પણ એટલું તો નિર્વિવાદ છે કે પ્રચલિત ધોરણમાં ફેરફાર કરવાની આવશ્યકતા ઉદ્ભવી છે, અને પ્રજાને એકલું સાહિત્ય વિષયક શિક્ષણ બસ નથી. પ્રસ્તુત પ્રકરણને મથાળે જે ઉતારો કર્યો છે, તે પ્રમાણે સશક્ત, ચારિત્ર્યવાન, આત્મવિશ્વાસવાળા અને દૃઢ નિશ્ચય ધરાવનાર સામાન્ય શિક્ષણ મેળવેલા પુરુષોની, ઉંચા બુદ્ધિશાળી માયકાંગલા કરતા વિશેષ જરૂર છે. જર્મનીના નવ વિધાયક હિટલરના એ કથનમાં સત્ય રહેલું છે, એમ આપણે આપણી પરિસ્થિતિનો વિચાર કરતાં સ્વીકારવું પડશે.

શાળામાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાવું જોઈએ એ પ્રશ્ન પર સોસાયટી સન ૧૮૮૨ થી ભાર મૂકતી આવી છે. હંટર કમિશન સમક્ષ જે નિવેદન સોસાયટીએ રજુ કર્યું હતું, તેમાં એ મુદ્દા પ્રતિ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું અને તે પછી મુંબાઈ યુનિવર્સિટીને એક મેમોરેન્ડમ

મોકલવામાં આવ્યું હતું, તેમ માતૃભાષાને યુનિવર્સિટીની પરીક્ષામાં સ્થાન આપવા માટે આગ્રહ કર્યો હતો.

સ્ત્રી કેળવણીના પ્રશ્નને તો સોસાઈટીએ પોતાનોજ કર્યો છે. ગુજરાતમાં પ્રથમ કન્યાશાળા કાઢવાનું માન સોસાઈટીને છે. આજે પણ તેના હસ્તક ના મા. રણછોડલાલ કન્યાશાળાનો વહીવટ ચાલુ છે. વળી શાળામાંથી બાળાઓ ઉઠી જાય ને પછી તેમને આગળ અભ્યાસ કરવાનું સુગમ થઈ પડે, એ આશયથી સોસાઈટીએ સ્ત્રી શિક્ષણની પરીક્ષાની યોજના કરી હતી, તે વિષે બીજા વિભાગમાં સવિસ્તર કહેવાઈ ગયું છે, અને તે વિષે વિશેષ હકીકત ‘મહિલામિત્ર’ નામક પ્રકરણમાં આ વિભાગમાં દાખલ કરી છે.

વધુમાં કન્યાઓને વધુ વિષયોમાં જ્ઞાન આપવાનું બની શકે તે માટે ખાસ અભ્યાસ વર્ગ કાઢવાની સોસાઈટીએ વ્યવસ્થા કરી હતી તેની વિગતો સન ૧૯૦૮ ના બુદ્ધિપ્રકાશમાંથી અહિં ઉદ્ધૃત કરીશું.

“આ શાળાને અંગે મોટી ઉંમરની સ્ત્રીઓને વ્યવહારોપયોગી જ્ઞાન આપવાના હેતુથી એક વર્ગ તા. ૨૧, નવેમ્બર ૧૯૦૭ થી ઉઘાડવામાં આવ્યો છે, તેમાં હમેશ સાંજના ૪ા થી પા વાગ્યા સુધી એક કલાક શિક્ષણ આપવામાં આવે છે. આ વર્ગમાં દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ અર્થશાસ્ત્ર, પ્રોફેસર માણેકચંદ જેઠાભાઈ શાહ સપ્રયોગ રસાયનશાસ્ત્ર અને ડાક્ટર ઝવેરભાઈ નથુભાઈ શારીરિકવિદ્યા તથા ઘરઉપયોગી વૈદક વિષે શિક્ષણ આપે છે. આ વર્ગમાં હાલ શાળાની સ્ત્રી શિક્ષકો, છઠ્ઠા ધોરણની કન્યાઓ તથા બીજી બે ત્રણ સ્ત્રીઓ આવે છે. બહારની વધારે સ્ત્રીઓ આવી આ વર્ગનો લાભ લેશે એવી આશા રાખવામાં આવે છે. આ વર્ગના શિક્ષણ આપનાર સદ્‌ગૃહસ્થોનો કમિટી અંતઃકરણપૂર્વક આભાર માને છે.

આ કન્યાશાળામાં નીતિ ભક્તિ અને સદાચારના શિક્ષણ ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે. આ શિક્ષણ આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ધર્મ અને નીતિ સંબંધી સામાન્ય વિચારોવાળી પ્રસિદ્ધ કવિતાઓ જુદાં જુદાં પુસ્તકોમાંથી ચૂંટી કાઢી “શિક્ષા વાચન” નામનું એક પુસ્તક તૈયાર કર્યું છે. તેમજ રા. બા. રણછોડલાલ છોટાલાલે વેદ વગેરે ધર્મશાસ્ત્રોમાંથી ચૂંટી કાઢેલાં નીતિ તત્ત્વોનું ‘ધર્મતત્ત્વ’ નામનું પુસ્તક પસંદ કરવામાં આવ્યું છે. નૈતિક શિક્ષણ આપવા માટે યોગ્ય સુશિક્ષિત મેળવવાની જરૂરીઆત જોઈએ તેવી હજી મળી શકી નથી, જેથી પુસ્ત

ઉંમરનો કોઈ શાસ્ત્રી ગખવાની તજવીજ ચાલે છે. ને મજેથી નીતિ, ભક્તિ અને સદાચારનું સામાન્ય શિક્ષણ આપવા ઉપરાંત થોડું પણ સંસ્કૃત શિક્ષણ આપવાની વ્યવસ્થા પણ થઈ શકશે."

તે પછી સન ૧૯૨૫મા એક સ્ત્રી શિક્ષિકા મુકીને ગ બા. ગણેશલાલ કન્યાશાળામા મોટી વયની સ્ત્રીઓને શિક્ષણ આપવાનો એક વર્ગ ખોલવામા આવ્યો હતો; પણ આ અને અખતરાઓનુ પરિણામ નિરાશામા પરિણમ્યુ હતુ.

સોસાઇટીએ અગાઉ ગૌરીશંકર કૃત 'કેળવણી' અને બગાળી પરથી 'નારી શિક્ષા —બે ભાગમા—અને 'ગૃહિણી કર્તવ્ય દીપિકા' એ પુસ્તકો છપાવ્યા હતા, તેની નોધ બીજા વિભાગમા કરવામા આવી છે.

વીસમી સદીમા બાળ શિક્ષણ પ્રતિ વિશેષ લક્ષ ગયુ છે અને એ વિષયમા ખૂબ પ્રગતિ થયલી છે. સોસાઇટીએ એ વિષયનુ મહત્વ લક્ષમા લઇને જાણીતા વિદુષી બ્હેન સૌ શારદા બ્હેન પાસે 'બાળકનુ ગૃહશિક્ષણ' એ નામનુ એક ન્હાનુ પુસ્તક સન ૧૯૦૯ મા લખાવ્યુ હતુ અને તે ખરેખર લોકપ્રિય નિવડયુ છે, એમ તેની ત્રણ આવૃત્તિઓ થવા પામી છે તે પરથી કહી શકાય.

બાળશિક્ષણને ચર્ચતુ એવુ એકે પુસ્તક અગાઉ લખાયલુ અમારી જાણમા નથી. શ્રીમતી શારદા બ્હેને એ વિષયને પદ્ધતિસર અને સમગ્ર રીતે અવલોક્યો છે અને તે એવુ સરલ રીતે યોજાયુ અને લખાયું છે કે તેમાના મુદ્દાઓ સામાન્ય વાચકને પણ ગ્રહણ કરતા મુશ્કેલી પડે નહિ

એ અરસામા જ દેશપરદેશમા પ્રચલિત શિક્ષણ પદ્ધતિઓ અને શિક્ષણ સસ્થાઓનુ નિરીક્ષણ કરી આવવાની પ્રથાને હિન્દી સરકાર તરફથી ઉત્તેજન મળવા માંડયું હતુ, અને તેનો લાભ લઇને મુબાઈ કેળવણી ખાતાના માજી વડા અધિકારી ડબ્લ્યુ એચ. શાર્પે "જાપાનની કેળવણી પદ્ધતિ" એ પર એક સરસ પુસ્તક લખ્યું હતુ, અને સોસાઇટીએ તેનો ગુજરાતીમા તરજુમો કરાવ્યો એ ઉચિત થયુ હતુ. કેળવણીના વિષયમા રસ લેનાર અને જીંદગીભર એ ક્ષેત્રમા જેમનુ જીવન વ્યતીત થયું છે, એવા એક વિદ્વાન શ્રીયુત અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીએ તે તરજુમો કર્યો હતો. સાહિત્યના સંસ્કાર એમને એમના પિતા શ્રી કમળાશંકર પાસેથી મળેલા હતા, અને ચાલુ અભ્યાસ, નિરીક્ષણ અને નિયમિત વાચનવાચન વડે એ સંસ્કાર એમનામા ખૂબ ખીલ્યા છે

રૂસો જાપાન યુદ્ધના પરિણામે સમસ્ત સુધરેલી દુનિયાનું લક્ષ જાપાન પ્રતિ ખેંચાયું હતું અને તેણે ટુંક મુદતમાં જે અસાધારણ અને વિસ્મયકારક પ્રગતિ કરેલી છે, તેમાં એની કેળવણીપદ્ધતિએ મોટો હિસ્સો આપેલો છે એ વિષયનું જ્ઞાન આપણા માટે ઉપયોગી છે, અને તે પુસ્તક એવી દૃષ્ટિથી લખાયું છે કે કેળવણીના પ્રશ્નમાં રસ લેનારાઓને જ નહિ પણ સામાન્ય વાચકને પણ તેમાં રસ પડે એ ખુબી આણવામાં તે પુસ્તકના ભાષાન્તરકારનો પણ હિસ્સો છે

આપણે અહિં કેળવણીવિષયક સાહિત્ય ઝાઝું નહિ હોવાથી સોસાઇટીએ યુરોપના કેળવણીકારો અને પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિઓ વિષે બે પુસ્તકો લખાવવાનો નિર્ણય કરી, એ વિષયને ન્યાય આપી શકે એવા લેખકને તે તૈયાર કરી આપવાનું કાર્ય સોંપ્યું હતું પણ તે હજુ લખાઇ આવ્યાં નથી

મિયાન અંકલેશ્વર મિશન શાળાના એક કાર્યકર્તાએ 'How we learn' એ નામનું એક ન્હાનું છપેલું પુસ્તક સોસાઇટીને મોકલી આપી તેનો ગુજરાતીમાં તરજુમો કરવાનું સૂચવ્યું યુરોપિયન મિશનરીઓએ હિન્દમાં કેળવણીના પ્રચારાર્થે પુષ્કળ અને સંગીન કાર્ય કરેલું છે અને આપણા પર તેમનું એ ઋણ બહુ મોટું અને ભારે છે એ લોકો એકલું શિક્ષણ આપીને અટક્યા નથી પણ તે ક્ષેત્રમાં તેઓ હમણાં ખૂબ પ્રયોગો કરી રહેલા છે અને તેનાં પરિણામો એમણે વિવિધ પુસ્તકો જેવાં Village School in India, Projects in Indian Education, Fourteen Experiments in Rural Education, The Reconstruction of the Curriculum of the Elementary Schools in India—રચીને પ્રજા સમક્ષ ધર્યા છે અને એમની તે સેવા ધન્યવાદને પાત્ર છે

ઉપરોક્ત 'How we learn' એ પુસ્તકનો તરજુમો સોસાઇટીએ "શિક્ષણનું હૃદય" એ નામે પ્રગટ કર્યો છે અને તેના અનુવાદક શ્રીયુત નવલરામ જગન્નાથ ત્રિવેદી છે તેઓ લાભશંકર મંદિરની પાઠશાળામાં ઘણા વર્ષોથી અધ્યાપક છે એટલુંજ નહિ પણ ગુજરાતી સાહિત્યના એક જાણીતા લેખક અને ઉગતા અભ્યાસી તરીકે એમણે પ્રતિષ્ઠા મેળવેલી છે

કેળવણી વિષયમાં રસ લેનારા અને ખાસ કરીને શિક્ષકબંધુઓને એ પુસ્તક સાદ્યન્ત વાંચી જવા અમે ભલામણ કરીએ

---

# પ્રકરણ ૨૨

## લલિત કળાનાં પુસ્તકો

" કળાનો ઉદ્દેશ આંખને કેળવવાનો છે,...અને તેના કરતા પણ મન સાથે તેનો વધારે નિકટનો સબધ છે...કળાથી ખીલેલા આવા અતર્ચક્ષુ વડે આપણે જોઈ શકીએ છીએ કે જે ખરું સત્ય છે તે વિશુદ્ધ અને નક્કર છે, અને સત્ય, સદ્ગુણ અને સૌન્દર્ય એ સર્વ એકાકાર, એકજ સ્વરૂપ છે એ માત્ર ઈશ્વરના વપુ અંગો છે "

**સર મનુભાઈ નંદશંકર મહેતા**

(આગામી સાહિત્ય પરિષદ વખતે કળા પ્રદર્શન ખુલ્લુ મૂકતા આપેલા વ્યાખ્યાનમાંથી)

આપણા સમાજમા એક સમય એવો હતો જ્યારે સગીત અને નૃત્ય, એ મદ્યપાન કરનારા અને ગણિકાને જ યોગ્ય ગણાતા અને ગયા જમાનામા એવા પુરુષો અમે જોયા હતા કે જેઓ નાટકમા તેમના પુત્ર પરિવારને જવા દેતા નહિ, કારણ કે એથી તેમની નીતિ શિથિલ પડી જાય અને તે નાટકની તેમના પર ખરાબ અસર થવા પામે

મનુષ્યને તેના શારીરિક વિકાસ માટે કસરત અને આહાર આવશ્યક છે, તેના માનસિક વિકાસ માટે જ્ઞાનની જરૂર છે, તેમ મનુષ્યની લાગણીઓ અને તેની આત્મિક શક્તિઓની ખીલવણીમા લલિત કળાઓ મદદગાર થાય છે, એવી સામાન્ય માન્યતા છે

આપણા શાસ્ત્રકારોએ સગીત કળા વિહિન પુરુષને પશુની ઉપમા આપેલી છે અને તે યથાર્થ છે

જીવન ઘડવામા, જીવનની ઉન્નતિ સાધવામા સગીત અને કાવ્યની અસર ઓછી હોતી નથી તે પ્રમાણે ચિત્રકળા, સ્થાપત્ય અને શિલ્પકળા મનુષ્યને નૈસર્ગિક આનદ અનુભવવામા, સૌન્દર્યનુ દર્શન કરવામા અને તે સારા જગતમા વ્યાપી રહેલી કોઈ મહાન શક્તિનુ–વિભૂતિનુ સ્મરણ અને ભાન થવામા, એટલા જ મદદગાર થાય છે

એક કવિએ ખરું કહ્યુ છે કે એક સુદર ચીજ સદા આનદનુ સાધન છે અને તે સૌન્દર્યમાથી સત્ય પ્રત્યક્ષ થાય છે A thing of Beauty is a joy for ever સગીતની એક મીઠી ચીજ સાભળતા

કે એક સુંદર કાવ્ય વાંચતાં આપણે કંઇ જુદો જ આનંદ અનુભવીએ છીએ ને આપણી સમક્ષ કોઈ કોઈ ચિત્રો, દશ્યો, પાત્રો, વિચારો ઉભા કરે છે, આપણે કંઈ કંઇ અવનવી લાગણીનો અને અનુભવનો સાક્ષાત્કાર કરીએ છીએ તે આપણને સુખ અને શાન્તિ આપે છે, તેનો આહ્લાદક ધ્વનિ આપણા કાનમાં ગુંજ્યા કરે છે તેની છાપ આપણી નજર પાસેથી ખસતી નથી.

જેઓએ તાજમહેલનું દર્શન કર્યું છે, તેઓ તેના સૌન્દર્યનું પાન કરતાં ધરાયા નથી. સ્થાપત્ય કળાનો તે ઉત્તમ નમુનો છે અને તેની આસપાસનું વાતાવરણ અને દેખાવ એવાં આહ્લાદક, શાન્તિમય, સુરમ્યતાભર્યા અને ચિત્તાકર્ષક માલુમ પડે છે કે આપણે ઘડીભર કોઈ નંદનવનમાં જઇ વસ્યા હોઇએ એવું ભાન થાય છે—એવો આનંદ પ્રાપ્ત થાય છે અને તેનું કારણ આપણે આપી શકતા નથી.

અત્યાર સુધી આપણે સંગીત, નૃત્ય, સ્થાપત્ય અને શિલ્પ પ્રતિ ઉદાસીનતા સેવી હતી, તેમને અધમ પ્રતિનાં માન્યાં હતાં પણ એ વિચારો હાલમાં બદલાતા ચાલ્યા છે એ સંતોષકારક છે.

આ વિષયોનું મહત્વ સમજીને પ્રો. આનન્દશંકરભાઇની પ્રેરણાથી સોસાઇટીએ મેસર્સ ... “The Fine Arts” એ નામના પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરાવવાનું નક્કી કર્યું હતું અને તેમાં ખુશી થવા જેવું એ હતું કે તે પુસ્તકનો તરજુમો કરવાનું કાર્ય આપણા એક સર્વમાન્ય સાક્ષર અને રસજ્ઞ શ્રીયુત નરસિંહરાવે સ્વીકાર્યું હતું. અનેક વ્યવસાયો અને પાછળથી કૉલેજના અધ્યાપક તરીકેના કામના દબાણથી તેઓ એ તરજુમો હજુ તૈયાર કરી શક્યા નથી, પણ જ્યારે તે આપણને મળશે ત્યારે તે પુસ્તક ઉપયોગી થઇ પડશે એ વિષે અમને શંકા નથી.

એ ઉણપ એમણે બીજી રીતે પૂરી કરી છે.

સન ૧૯૦૭ માં મુંબાઇમાં ભરાયલી બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે “અભિનય કળા” વિષે એમણે એક નિબંધ લખ્યો હતો પણ તે બહુ લાંબો હોવાથી તેનો સાર માત્ર ‘વસન્ત’ માં પ્રગટ થયો હતો. આવો કિમતી નિબંધ છાપ્યા વગર દફતરમાં સંઘરાઈ રહે એ કોઈ રીતે ઇચ્છનીય નહોતું. સોસાઇટીને એમણે તેના પ્રકાશન માટે સોંપ્યું અને કમિટીએ તે ખુશીથી છપાવવાનું સ્વીકાર્યું અને તે પુસ્તક “અભિનય કળા

એ નામથી પ્રસિદ્ધ થઈ ચૂક્યુ છે ગુજરાતીમા નો અભિનય કળા વિશે એ પહેલવહેલુ પુસ્તક છે

એ નિબંધમા દર્શાવેલા વિચારો અને અભિપ્રાય એક જમાના પૂર્વેના છે તે પછી તો એ વિષયમા આપણે અહિં તેમ જ પાશ્ચાત્ય દેશોમા ભારે પ્રગતિ થઈ છે અને રૂશિયા જેવા મૂલકમા તેમા મોટુ પરિવર્તન થવા પામ્યુ છે

રંગભૂમિ, ચિત્રપટ અને ગ્રામોફોનનો યુરોપીય દેશોમા સારો પ્રચાર થયો છે અને તેમા પુષ્કળ સુધારા અને ફેરફાર થવા પામ્યા છે હિન્દુસ્તાનમા પણ તેની અસર જોવામા આવે છે એટલુંજ નહિ પણ નર્મદ શતાબ્દી પ્રસંગે 'રાઈનો પર્વત'નું દૃશ્ય જોઇને ગૌરવ તેમા ભાગ લનાર સુશીક્ષિત સુવતીનો અભિનય વિશે પ્રશસાના ઉદ્ગારો ઉચ્ચાર્યા હતા થાડાક સમયપર મુંબાઇમા ઉદયશંકરે અને અમદાવાદમા કુમારિકા [illegible] એ કળામા જે પ્રાવિણ્ય મેળવ્યુ છે, તેનો પરિચય આપણને કરાવ્યો હતો તે જોઇને એક હિંદી તરીકે આપણને મગરૂરી ઉપજે બીજુ આપણે જોઇ શકીએ છીએ એ નૃત્યકળા પ્રતિનો વિરોધ અને તિરસ્કાર જનતામાથી ઓછો થતો ગયો છે એટલુંજ નહિ પણ તે કળા શિખવાનો એક પ્રકારનો શોખ ઉદ્ભવ્યો છે

એક વિષય એવો હતો કે એમ એ ના વિદ્યાર્થીઓને નૃત્ત, નૃત્ય અને નાટય એ શબ્દોનો ભેદ દર્શાવવા પ્રશ્ન પૂછવામા આવતા

"કર્મ" ના ગ્રામોફોનમા હિમાંશુરાય અને દેવિકા રાણીના અભિનયે તો જગખ્યાતિ મેળવી છે અને સૌ કોઈ તે જોઇને મુગ્ધ બન્યા છે

વળી 'પ્રસ્થાન' અને 'કૌમુદી' મા ઉદયશંકરના નૃત્ય પરત્વે જે વિસ્તૃત અને વિદ્વત્તાભરી સમાલોચના ગયે વર્ષે કરવામા આવી હતી તે પરથી જોઇ શકાશે કે તે પછી આપણે અહિં તેના અભ્યાસમા અને જ્ઞાનમા ઘણી પ્રગતિ થયેલી છે

ઉપરની પરિસ્થિતિમા લલિત કળા વિષય પ્રતિ ખાસ લક્ષ અપાવુ જોઇએ, એમ વિચારી લખ્યા હતા એ અરસામા મરાઠીમા આનંદ માસિકના તંત્રી વાસુદેવ ગોવિંદ આપ્ટેનુ લખેલુ 'સૌન્દર્ય અને લલિત કળા' નુ પુસ્તક અમારા જોવામા આવ્યુ

અમે જોયુ કે એ વિષય પર સ્વતંત્ર નિબંધ લખી આપનારા આપણે ત્યા ગણ્યાગાંઠ્યા વિદ્વાનો છે અને તેઓ એટલા રોકાયલા રહે

છે. તેમની પાસે એ વિષય પર પુસ્તક મેળવવાના [illegible] સુવી શોભતું. ૫
તેથી પ્રસ્તુત પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરાવી નખાવવાનો નિર્ણય કર્યો.
આગ નમીપે 'ચિત્રમય જગત' માસિકના ગુજરાતી આવૃત્તિના તંત્રી,
શ્રીયુત મા[illegible] તુળજાશંકર યાજ્ઞિકે તે પુસ્તક ગુજરાતીમાં લખી આપવાનું
માથે લીધું, અને ૧૯૨૫ માં તે બહાર પડ્યું હતું. તે પુસ્તકની પ્રસ્તાવના
માં અનુવાદકે એ વિષયના મથાળામાં જે નમ્ર લક્ષ્ય છે તે વિચારણીય
હોઈ અહીં તે રજુ કરીએ છીએ.

"ગુજરાતી વાચકોની અભિરુચિ અત્યારે એટલી બધી બેનગામ
બની ગઈ છે અને એના એવા કમ [illegible], નવીન અને ગંભીર વિષયનું
ગ્રહણ કરવાને નાલાયક — ભલે કે નાખુશ કિંવા બેદરકાર કહો, — બની
ગયા છે — અમુક એક પ્રકારના વાચન સિવાય બીજું કશું નજરે જ
ગમતું નથી. પરિણામે અનેક લેખકોને હાથે ખુશીથી કે નાખુશીથી નવલ
કથાઓ લખાયા જ કરે છે. પછી તે સારી હોય [illegible] ખરાબ. પરિસ્થિતિ
આવી પ્રતિકૂળ હોવા છતાં પ્રસ્તુત પુસ્તક જેવા સૂત્ર પદ્ધતિથી લખેલ એક
પુસ્તકનો ગુજરાતીમાં વધારો કરીને જનસમાજની વાચનની અભિરુચિ
જરાક ઊંચે તે ચડાવવાનો પ્રયત્ન મારે હાથે થયો, એટલું જ. મને તો
સમાધાન. જનસમાજને એક નવીન મનોહર ઉદ્યાનનું અસ્પષ્ટ દર્શન
કરાવીને તે ઉદ્યાનમાં સ્વૈરપણે મહાલવાની તેનામાં વૃત્તિ ઉત્પન્ન કરવાની
અભિલાષાએ "સૌન્દર્ય અને લલિતકળા"ને જન્મ આપ્યો.

મૂળ લેખકે ગ્રંથના પ્રથમ ખંડમાં સૌન્દર્યની ભાવનાનું પદ્ધતિસર
નિરૂપણ કર્યું છે. તેનું વાચન બોધપ્રદ તેમ આનંદદાયક જણાશે. બીજા
ખંડમાં કલા અને લલિતકળાનો ભેદ બતાવી જુદી જુદી પ્રકારની લલિત
કળાઓ જેવી કે, પાષાણશિલ્પ, વાસ્તુશિલ્પ, સંગીત, ચિત્રકળા,
નાટ્યકળાનો ઐતિહાસિક [illegible] પરિચય કરાવ્યો છે, તેમાંથી જાણવા જેવી
ઘણી માહિતી મળે છે અને આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ થાય છે.

×લલિતકળાની પ્રવેશિકા તરીકે આ પુસ્તક અગત્યનું છે.

આ જ વિષયને ચર્ચતું બીજું એક મરાઠી પુસ્તક ૧૯૨[illegible] માં
બહાર પડ્યું હતું તેનો અનુવાદ કરવા તે [illegible]માં સમિતિ
તરફથી સૂચના થઈ અને તે કામ શ્રીયુત મહાશંકર [illegible]ને સોસાઇટીએ
સોંપ્યું હતું.

---

× 'સૌન્દર્ય અને લલિતકળા' પ્રસ્તાવના, પૃ. ૨.

શ્રીયુત મહાશંકર જે પ્રાથમિક શાળાના શિક્ષક છે પણ લેખન વાચનનો ખૂબ શોખ ધરાવે છે અને તેમનું બંગાળીનું જ્ઞાન જેમ ગહેરૂં તેમ માર્મિક છે બંગાળીમાંથી એમણે સંખ્યાબંધ પુસ્તકો ગુજરાતીમાં ઉતારી આપણું સાહિત્યને સમૃદ્ધ કર્યું છે ગોસાંઈજીને એમણે "યન રહસ્ય' નામક પુસ્તકનો તરજુમો અગાઉ કરી આપ્યો હતો અને તે પુસ્તક સૌને પસંદ પડ્યું હતું એટલે આ કામ તેમને સોંપવામાં કાંઈ તકલીફ પડી નહિ

એ બંગાળી પુસ્તકની સમાલોચના વિષે એમણે અમને તે વિષે પ્રસિદ્ધ થયેલા અભિપ્રાય વચનો, તે નીચે પ્રમાણે હતા

‘આ વર્ષે સાહિત્ય વિભાગમાં એક અતિ ઉપયોગી ગ્રંથ પ્રગટ થયો છે ગ્રંથનું નામ છે "સૌન્દર્ય તત્ત્વ' લેખકનું નામ છે શ્રીયુત અભયકુમાર ગુહ કઠોર પરિશ્રમપૂર્વક લખાએલો આવો સુંદર ગ્રંથ બંગાળી ભાષામાં ઘણા વર્ષ થયા પ્રગટ થયો નથી

આ પ્રમાણે એક જ વિષયપર બે પુસ્તક થયા પણ બંનેની નિરૂપણ પદ્ધતિ નિરાળી અને સ્વતંત્ર છે તે એક બીજાના પૂર્તિરૂપ કહી શકાય

શ્રીયુત ગુહે આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંથી અગત્યના ઉતારા કરી પ્રાચીન ઋષિમુનિઓએ એ વિષયને કી રીતે વિચાર્યો અને ચર્ચ્યો હતો તે દર્શાવી, પાશ્ચાત્ય પ્રજાઓ, ગ્રીક, જર્મન, ફ્રેન્ચ, ઇટાલીઅન અને ઇંગ્લાંડના લેખકો આ તત્ત્વચિંતકો એ વિષય પરના વિચારો ધરાવે છે તે, સરખામણી અને તુલના માટે, તેમજ એ વિષયને વધુ સ્પષ્ટ અને સરલ કરવા માટે નોંધ્યા છે

આમ પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય લેખકોના સૌન્દર્ય વિષેના વિચાર અને અભિપ્રાય એક સાથે જાણવા તપાસવાનું પ્રાપ્ત થાય છે

ખરી રીતે લલિત કળાનો પ્રત્યેક વિભાગ એક એક સ્વતંત્ર પુસ્તક માગી લે છે, સંસ્કૃતમાં એ પ્રમાણે દરેક વિષય પર એકથી વધુ ગ્રંથો પ્રાપ્ત થાય છે ગુજરાતીમાં આપણે આશા રાખીશું એની ભરતી થતાં વાર નહિ લાગે કારણ પ્રજાનું એ પ્રતિ લક્ષ ગયું છે એટલુંજ નહિ પણ તેને તેનો રંગ લાગ્યો છે

છે તેમ તે ધારી અમને ઉપજાવી શકે છે. થોડાક સમય પર "સ્વર્ગસ્થ સર રમણભાઈ" એ નામનું પુસ્તક એમના સ્વજનો તરફથી પ્રકટ થયું, તેમાં લેડી વિદ્યાબ્હેને 'જીવન વિધાયક' નામક ઉત્કટ લાગણીને વ્યક્ત કરતો એક હૃદયસ્પર્શી લેખ લખ્યો છે, તે તેમના ગદ્ય લખાણનો ઉત્કૃષ્ટ નમુનો લેખી શકાય, અને એ પુસ્તકની પહોંચ સ્વીકારતા એક પત્ર પ્રિન્સિપાલ ધ્રુવે એ લેખ પરત્વે લખ્યો હતો, તે જો કે ખાનગી પત્ર છે, તેમ છતાં અમારા સુચનાના સમર્થનમાં તે અહિં આપવો અમને ઉચિત જણાય છે —

મુમ્બાઈ

તા. ૩ જુનાઈ ૧૯૩૪

નિર્મળમતિ વિદ્યાબ્હેન,

તમે આપેલા પુસ્તકમાંથી "જીવન વિધાયક" લેખ વાંચ્યો. સ્વર્ગસ્થ મહર્ષિ રાનડેના પત્નીએ લખેલા પતિના સંસ્મરણો યાદ આવ્યા. એજ શૈલી

કહેવાની જરૂર નથી કે ભીના નેત્રેજ ! એ લેખ વાંચી ગયો. વધુ શું લખું ?

લી.

આનન્દશંકરના શુભચિન્તન.

રમાબાઈ રાનડે રચિત "અમારા જીવનની યાદગીરીઓ" એ પુસ્તકની પેઠે લેડી વિદ્યાબ્હેન એમના જીવન સ્મરણો સંગ્રહે તો તે કૃતિ ગુજરાતી સાહિત્યમાં બહુ મૂલ્યવાન થઈ પડે.

આધુનિક સ્ત્રીઓ માટે જીવન વિકાસનો માર્ગ ખુલ્લો મુકનાર અને સ્ત્રી જીવનમાં પ્રગતિ સાધનાર શ્રી લેડી વિદ્યાબ્હેન પ્રથમ છે. એ કારણે એમનું નામ આપણા પ્રાંતના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

છેલ્લી પોણી સદીથી ભોળાનાથ સારાભાઈનું કુટુંબ ગુજરાતમાં એક સુધારક કુટુંબ તરીકે અગ્રસ્થાન ભોગવે છે અને ગળથુથીમાંથી એ કુટુંબના સુસંસ્કાર પામીને અને એ વાતાવરણમાં ઉછરીને લેડી વિદ્યાબ્હેને મોસાળ તેમ શ્વસુર કુટુંબના નામને દીપાવ્યું છે. એક પક્ષે તેઓ ભોળાનાથભાઈના દોહિત્રી થાય અને બીજા પક્ષે મહીપતરામના પુત્રવધુ થાય. ભોળાનાથભાઈને સ્વર્ગસ્થ મહીપતરામ સાથે સારો ભાઈચારો અને સ્નેહ જામ્યો હતો અને મહીપતરામ વિલાયતથી પાછા ફર્યા બાદ જ્ઞાતિ

ન્યાતથી એમનો બહિષ્કાર કરવામા આવ્યો ત્યારે ભોળાનાથભાઈ જ એમની કુમકે ઉભા રહ્યા હતા, અને એ વખતથી જ મહીપતરામના કુટુંબમા પોતાના ઘરની એક છોકરી જાય એવી ઈચ્છા ભોળાનાથભાઈ સેવતા, અને યોગ્ય પ્રસંગ આવી મળતા, જો કે એમના મૃત્યુ બાદ, રમણભાઈનું સગપણ વિદ્યાબ્હેન સાથે કરી, એ બે કુટુંબોનો સંબંધ સુવર્ણની સાંકળથી સંધાયો હતો.

વિદ્યાબ્હેનના પિતા ગોપીલાલભાઈ નોકરીના અંગે બહારગામ રહેતા તેથી એમનું ઘણુંખરું રહેવાનું મોસાળમા થતું એટલે ત્યાં ન્હાનપણમા કુમારિકાઓ ગૌરીપૂજન, સાવિત્રી વ્રત, વગેરે નાગર ગૃહસ્થોમા જેનો આદર છે, એવું એમણે કાંઈ કરેલું નહિ. કોઈ પ્રસંગે શ્રાવણ કે અધિક માસમા સાહેલીઓ સાથે નદીએ સ્નાન કરવા જતા, એ સિવાય બીજી કોઈ અસર જુના વ્રત વિધિની કે વિચારની એમના પર થઈ નહતી.

ગુજરાતી ૭ ચોપડીઓનો અભ્યાસ કન્યાશાળામા એઓ પૂરો કરે તેમા નવાઇ જેવું કાંઇ નહતું, સુધારક કુટુંબની એક બાળા માટે એટલો અભ્યાસ આવશ્યક મનાય, પણ આપણે આશ્ચર્ય પામવા જેવું તો એ હતું કે તે સમય કોઇ હિંદુ બાળા ઇંગ્રેજીનો અભ્યાસ કરવાને હાઇસ્કુલમા ભાગ્યેજ જતી હતી, તે સંજોગમા લેડી વિદ્યાબ્હેને મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના અંગે ચાલતી એંગ્લો વર્નાક્યુલર હાઇસ્કુલમા જવાની હિંમત કરી હતી. બ્હેનપણીઓમા બે ત્રણ પારસી બાળાઓ હતી અને તેમને ઇંગ્રેજી સિવાયના અન્ય વિષયોનું શિક્ષણ વિમેન ટ્રેનિંગ કોલેજના શિક્ષકો આપતા, લેડી સુપરીન્ટેન્ડન્ટ મીસીસ મેકારી હતા, તેઓ ઇંગ્રેજી શિખવતા હતા. આ પ્રમાણે પાંચમા ધોરણમા તેઓ પહોંચ્યા ત્યાં એમનું લગ્ન સન ૧૮૮૯ મા રમણભાઈ સાથે થયું. પણ આગળ જણાવ્યા પ્રમાણે બન્ને કુટુંબો સુધારક વિચારના, સંસ્કારી અને સુશિક્ષિત એટલે વિદ્યાબ્હેનના આગળ અભ્યાસમા વિઘ્ન નડયું નહોતું અને તેમા રમણભાઇની પૂરી મદદ હતી. તેમ છતા એમનું કુટુંબ સંયુક્ત હોઈ કેટલુંક ઘરકામ કરવાનું ફરજીયાત માથે આવી પડતું અને કેટલીક વાર તે બોજા રૂપ થઈ પડતું હતું તેથી અભ્યાસમા વિક્ષેપ પડતો અને કોઇક કોઇક વાર અકળાઇને વચમાથી અભ્યાસ મૂકી દેવાનું તેઓ મન કરતા તે કસોટીના પ્રસંગો હતા, છતા એ અડચણો અને મુઝવણો વટાવીને સને ૧૮૯૧ મા વિદ્યાબ્હેને મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી હતી. ગુજરાત માટે તે એક ઉજ્જવળ દિવસ હતો. સર્વત્ર એથી આનંદ પ્રસરી રહ્યો હતો.

એ ખુશાલીના સમાચાર સાભળી આપણા એક વિદ્વાને ટકોર કરી, કે અહા, એ મેટ્રીક થાય એમા શુ ? તેઓ બી. એ; થાય ત્યારે ખરૂ !

એ ટીકામા વ્યંગ કરતા પ્રોત્સાહનનો ધ્વનિ હતો અને પરમાત્માની કૃપાથી તેઓ બી. એ. થવાને પણ ભાગ્યશાળી થયા હતા.

કોલેજમા વિદ્યાબ્હેન દાખલ થયા પણ કૌટુંબિક જવાબદારી દિનપ્રતિદિન વધતી જવાથી તે અભ્યાસમા ખલેલ પડતુ અને તેની ગતિ પણ અનિયમિત રહેતી

પણ વ્હેનાનું અને આસપાસનુ ઉત્તેજન એવુ હતુ કે તેઓ બી. એ. ની પદવી પ્રાપ્ત કરે ત્યારે સતોષ વળે.

કાલેજના અભ્યાસ દરમિયાન રમણભાઈ કેટલાક કઠિન વિષયો તેમને શિખવતા એના ઉલ્લેખ દી બા કૃષ્ણલાલ ઝવેરીએ રમણભાઈની ત્રીજી સંવત્સરી પ્રસંગે કરેલા વ્યાખ્યાનમા અને "સ્વર્ગસ્થ સર રમણભાઇ" એ પુસ્તકમા પોતાના સ્મરણો નોધતા શ્રીમતી શારદાબ્હેને રમણભાઇ, એ બ્હેનો ને અને ત્રીજા એમના ભાઇ ગટુલાલને સંસ્કૃત શિખવતા તેનું હૃદયંગમ ચિત્ર દોર્યુ છે, તે વાચનીય છે.

એક શિક્ષક તરીકે આપણને એ ચિત્રોમા રમણભાઇનો પરિચય થાય છે, અને એમની બહુશ્રુતતા માટે માન પેદા થાય છે, પરંતુ અમે તો એમા સ્ત્રીઓને અભ્યાસમા મદદ કરવાની અને એમને ઉત્તેજન આપવાની એમની ઉત્કંઠા અને પ્રેમની ઝાખી કરીએ છીએ.

સ્વજનની પાસે બેસી અભ્યાસ કરવો એમા જેમ આનંદ રહ્યો છે, તેમ કેટલોક સંકોચ પણ અનુભવાય છે, આપણે ઇચ્છીએ કે લેડી વિદ્યાબ્હેન એ પ્રસગોનુ વર્ણન કોઈ વખતે લખે.

બી એ, ના વર્ગમા વિદ્યાબ્હેને તત્ત્વ જ્ઞાન અને તર્ક શાસ્ત્ર એચ્છિક વિષય લીધો હતો અને પ્રો. કાશીરામ દવે એમના અધ્યાપક હતા. તેઓ જુનિયર વર્ગમા હતા એ અરસામા પ્રો. દવેનુ અવસાન થયું અને એમનો એ વિષય લેનાર તુરત કોઇ અધ્યાપક મળે નહિ; પણ એ મુશ્કેલી પ્રો. આનન્દશંકરભાઇએ એમને એ વિષયનુ શિક્ષણ આપવાનું સ્વીકારી લઇને દૂર કરી હતી. પ્રો. આનન્દશંકર તે વખતે એ વિષય શિખવતા નહતા; અને એ વિષયનુ પૂર્વે વાચન પણ કરેલુ નહિ, પણ આ બે બ્હેનોને મદદરૂપ થઇ શકાય એ હેતુથી એ વિષયો ઘેર વાચીને, તેઓ કોલેજમા તત્ત્વજ્ઞાનનો વર્ગ લેતા હતા.

સ્ત્રી જાતિ પ્રતિ પ્રો. આનન્દશંકરભાઈ અત્યન્ત માન ધરાવે છે અને સન ૧૯૦૭માં સ્ત્રીબોધ જ્યુબિલિ પ્રસંગે એમણે નારી પ્રતિષ્ઠા વિષે આપેલા વ્યાખ્યાનથી એમના એ વિષેના વિચારોથી આપણે સુપરિચિત છીએ, પણ તે પૂર્વે ઘણાં વર્ષો પર ઉપર જણાવ્યા પ્રમાણે ગુરૂપદ લઈને જે સક્રિય સહાનુભૂતિ દર્શાવી હતી, તે ખરેખર વંદનીય છે.

એ શિક્ષણ પણ એવું માઃ અપાયું હતું કે યુનિવરસિટિમાં એ વિષયમાં લેડી વિદ્યાબ્હેન પહેલે નંબરે આવ્યાં હતાં, અને બી. એ., ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી હતી અને પસાર થયેલા ઉમેદવારોમાં એમનો નંબર ઉંચે હોવાથી તેઓ ગુજરાત કોલેજમાં ફેલો પણ નિમાયા હતા

બી. એ. ની પરીક્ષામાં સૌ. શારદાબ્હેન એમની સાથે થઈ ગયાં હતાં; અને ગુજરાતમાં પહેલ પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ થવાનું માન એ બ્હેનોને છે. આ અવનવા બનાવથી ગુજરાતમાં આનંદના ઉદ્ગારો જ સંભળાઈ રહ્યા હતા અને નવશિક્ષિત વર્ગે તો એ બનાવને એક ઉત્સવ જેવો લેખી જનતા તરફથી એ બે બ્હેનોને એક માનપત્ર એનાયત કર્યું હતું. એ પ્રસંગ ગુજરાતના ઇતિહાસમાં અસાધારણ હતો અને તે આપણા વૈદિક સમયનું સ્મરણ કરાવતો હતો. અમદાવાદની સોશિયલ અને લિટરરી એસોશિએશને મેળાવડો કરી એક માનપત્ર પણ એમને આપ્યું હતું. લેડી વિદ્યાબ્હેનને અપાયેલું માનપત્ર નીચે મુજબ હતુ —

THE SOCIAL & LITERARY ASSOCIATION,
AHMEDABAD, 7th February 1902.

To,
MRS VIDYA RAMANBHAI NILKANTH,
Dakhna Fellow, Gujarat College,
AHMEDABAD.

Dear Madam,

We the members of the Social Literary Association take this opportunity of publicly conveying to you the sincere joy we feel at your brilliant success in the last B. A Examination of the University of Bombay.

Your success, madam, is unique and unprecedented in the history of Female Education in this part of

the country. You have by your example shown to us and other persons interested in the matter of higher Female Education, what could be achieved by Indian women when freed from social prejudices and superstitious belief. You have taken the lead in the matter and we are glad to observe that your example is so ably followed by your sister. In the persuit of knowledge, madam, you have displayed commendable patience and preservence and we are very much rejoiced to see that your labour have been crowded with such eminent success.

To us who are anxiously following your career with interest, the present is an occasion of great personal pride and satisfaction and we confidently hope that you will, in future, continue to evince the same genuine interest in the cause of Female Education as you have hitherto done

In conclusion, we ardently desire that you will put in to practical life the great and varied lessons of your Collegiate career and inspire others to follow your example in the acquisition of knowledge and thus prove a powerful force in the improvement and elevation of our Indian Homes.

We remain,
Dear Madam,
Your Sicere friends and admirers

The Members of the Social and
Literary Association.

સન ૧૮૯૯–૧૯૦૦ મા ગુજરાતમા મ્હોટો દુકાળ પડ્યો ત્યારે સ્ત્રીઓ અને બાળકોની સહાયતા અને સુશ્રુષા માટે મીસીસ લેલી સાથે વિદ્યાબ્હેન જાહેર કામ કરવામા જોડાયા હતા જાહેર કામમા જોડાવાનો એ પ્હેલો પ્રસગ હતો લેડીઝ ક્લબના સભ્ય તો તેઓ સન ૧૮૯૦થી હતા અને સન ૧૯૦૭ મા તેના મત્રી નિમાયા હતા.

સ્ત્રી કેળવણીના, સ્ત્રી જીવનના ઉત્કર્ષના આવા જાહેર કાર્યમા લાલશકરભાઈ તેમને આગળ કરતા, અને એ પૈકીનુ કોઇને કોઈ તેમની પાસે તેઓ કરાવતા, અને વિદ્યાબ્હેને તે ઋણ સ્વીકાર એમના "જીવન વિધાયક" એ લેખમા લાગણીપૂર્વક અદા કરેલુ છે.

જાહેર કામકાજમા રમણભાઇ એટલા બધા વ્યવસાયી રહેતા કે તેમને ખાનગી કે સાહિત્યિક કામ માટે બહુ થોડો સમય મળતો. કૌટુમ્બિક બોજાને લેડી વિદ્યાબ્હેને ઉપાડી લીધો હતો એટલુ જ નહિ પણ રમણભાઇના સાહિત્યના કામમા તેઓ મદદગાર થતા જ્ઞાનસુધાના અને એમના સઘળા પ્રકાશનોના પ્રૂફ વિદ્યાબ્હેન જ વાચતા. અને ફુરસદે પ્રસગોપાત્ત લેખ પણ લખતા, જેમાના કેટલાક લેખોનો સગ્રહ "હાસ્ય મદિર" મા એકત્ર કરવામા આવ્યો છે

"મહિના મિત્ર વાર્ષિકનું સપાદન કામ લેડી વિદ્યાબ્હેન અને શ્રીમતી શારદાબ્હેનને સોંપાયુ ત્યારે અમારી એવી માન્યતા હતી કે એ લેખોનુ પ્રૂફ વાચન સોસાઈટીમા મોકલવામા આવશે લેડી વિદ્યાબ્હેને પ્રૂફ વાચવાની કળા હસ્તગત કરેલી છે, એની માહિતી અમને નહોતી, તેથી એ કાર્ય તેમને જાતે કરતા જોઇને અમે તાજુબ થયા હતા

રમેશચન્દ્ર દત્ત કૃત "સુધાહાસિની" નામક નવલકથાનો અને મહારાણી શ્રી ચીમનાબાઇ ગાયકવાડ લિખિત હિન્દી સ્ત્રીઓનુ સ્થાન 'The Position of Women in India' એ પુસ્તકો એમણે શ્રીમતી શારદાબ્હેન સાથે મળીને લખેલા છે અને તે બને પુસ્તક ગુજરાતી શિષ્ટ સાહિત્યમા સ્થાન પામ્યા છે, તે માટેના યશમા મૂળ લેખકની સાથે તેના અનુવાદક બે બ્હેનો પણ ભાગીદાર છે

સ્ત્રી સમાજની સેવા કરવા લાલશકરભાઇ વિદ્યાબ્હેનની મદદ લેતા એ વિષે ઉપર કહેવાયુ છે, અને સન ૧૮૧૧–૧૨ મા સ્વર્ગસ્થ દયારામ ગિદુમલની સૂચનાથી અમદાવાદમા સેવાસદન કાઢવામા આવ્યુ તેમા મુખ્ય સહાયક વિદ્યાબ્હેન હતા

સન ૧૯૧૪-૧૫ મા મ્યુનિસિપલ સ્કુલ બોર્ડમા તેમને એપોઈન્ટ કરી સભ્ય નિમવામા આવ્યા હતા, સન ૧૯૧૬ મા મહિલા મંડળ સ્થાપવામા ગં. સ્વ. મહાલક્ષ્મીબ્હેન સાથે એમણે આગેવાની લીધી હતી, અને યુરોપીય મહાન યુદ્ધ દરમિયાન વિમેનસ વૉર રીલીફ ફંડના એક મુખ્ય સભ્ય તરીકે એમની સેવા કિંમતી જણાઈ હતી. આ તેમજ એમની અન્ય જાહેર પ્રવૃત્તિઓની કદર કરીને સન ૧૯૧૯ મા નામદાર સરકારે વિદ્યાબ્હેનને એમ. બી. ઇ. નો ઇલ્કાબ આપી વિભૂષિત કર્યા હતા.

સ્ત્રી સમાજમા તેઓ પ્રથમથી જ બહુ લોકપ્રિય હતા, અને ઉપરાંત પ્રસંગ આવી મળતા લેડીઝ ક્લબે વિદ્યાબ્હેનનુ જાહેર રીતે સન્માન કરવાનો કાર્યક્રમ યોજ્યો હતો. તે પ્રસંગે એમને નીચે પ્રમાણેનુ એક માનપત્ર આપવામા આવ્યુ હતુ —

## અ. સૌ. વિદ્યાબ્હેન રમણભાઈ.

બી. એ., એમ. બી. ઈ.

અમદાવાદ.

સુજ્ઞ બ્હેન,

આપણી મહારાણી સરકારે નવા વર્ષની ખુશાલીમા આપને 'મેમ્બર ઓફ ધી બ્રિટિશ એમ્પાયર' અર્થાત્ બ્રિટિશ સામ્રાજ્યના સભ્ય, એવો માનવંત ઇલ્કાબ બક્ષ્યો છે તેથી અમે સર્વ—અમદાવાદ લેડીઝ ક્લબની સભાસદ બહેનોને અત્યંત આનંદ થયો છે. અત્યાર સુધી સ્ત્રીઓ જાહેર જીવનમા ભાગ્યે જ આગળ પડી ભાગ લેતી હતી. પરંતુ આપે તે દિશામા પહેલ કરી સારી છાપ પાડી છે અને યશ અને નામના પ્રાપ્ત કર્યા છે. આમ આપને મળેલા માન માટે અમે મગરૂર થઈ આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

ગુજરાતમા સ્ત્રી કેળવણીનો પ્રચાર નામનો હતો અને તેમની ઉચ્ચ કેળવણી માટે બહુ થોડી આશા રખાતી હતી તેવા સમયમા અજ્ઞાન અને વિરુદ્ધ લોકમતની સામે હિમ્મતપૂર્વક ટક્કર ઝીલી સ્ત્રીઓ માટે યુનિવર્સિટીનુ ઉંચુ શિક્ષણ લેવાનુ દ્વાર આપે ખુલ્લુ કર્યું છે અને આપના સન્નારી બ્હેન સાથે ગુજરાતમા પ્રથમ બી. એ. ગ્રેજ્યુએટ થવાનુ માન આપનેજ છે. તે પછી સ્ત્રી ગ્રેજ્યુએટોની અને ઉંચી મેટ્રિક્યુલેટ થયેલી બ્હેનોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે અને આવુ સુંદર

પરિણામ આણવા માટે ખરેખર આપને જ ધન્યવાદ ઘટે છે અને તે માટે આ બહેનો આપના પ્રત્યે માન અને પ્રેમની લાગણીથી જુએ છે.

એક પ્રસિદ્ધ સુધારક કુટુંબમાં આપ ઉછર્યાં છો અને આપનો લગ્ન સંબંધ પણ એવા એક બીજા આગેવાન અને પ્રતિષ્ઠિત સુધારક કુટુંબ સાથે જોડાયો છે. આ પ્રમાણે પ્રાપ્ત થએલા ઉચ્ચ સંસ્કારોનું પરિણામ બહુ સુંદર આવ્યું છે. અત્યારે એક આદર્શ સુધારક ગૃહિણી તરીકે આપની ખ્યાતિ ચોમેર પ્રસરેલી છે અને આપણા સમાજ જીવનમા આપના કુટુંબે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું છે, જે માટે કોઇ પણ વ્યક્તિ કે કુટુંબ મગરૂર થઇ શકે.

સમાજ જીવનમા સ્ત્રીઓ પુરૂષ વર્ગ સાથે સમાન સ્થાન અને હક મેળવવા માટે લાયક છે એ આપે કાર્ય કરી બતાવી પ્રત્યક્ષ રીતે સિદ્ધ કર્યું છે, અને સ્ત્રીઓને યોગ્ય સાધન અને અનુકૂલતા મળ્યેથી તેઓ શું કરી શકે તેમ છે તેનું સુંદર ઉદાહરણ પુરૂ પાડ્યું છે. સ્ત્રીઓ માટે આ કંઇ ઓછા આનંદ અને અભિમાનની વાત નથી.

પુનાની હિંદી મહિલા વિદ્યાલયની સેનેટના આપ સભાસદ છો, અમદાવાદની મહિલા મંડળ અને લેડિઝ કલબનાં ઑન. સેક્રેટરી છો, અમદાવાદ વનિતા વિશ્રામ અને મહિલા વિદ્યાલયના કાર્યમા રસપૂર્વક ભાગ લો છો, ગુજરાત કેળવણી મંડળના કાર્યમાં હિત ધરાવો છો, તેમજ દેશની સ્ત્રી કેળવણીની પ્રગતિ માટે થતી હિલચાલોમા આગળ પડતો ભાગ લો છો, એ સૌ અમારે ને અમારી બહેનોને માટે બહુ આશાજનક અને શુભચિહ્ન છે. હાલમા સર્વત્ર ભારે ફેરફાર અને ચળવળ ચાલી રહ્યાં છે, આત્મનિર્ણય અને સ્વાતંત્ર્યના પડઘા બહુ જોસથી સંભળાય છે.

આ પ્રમાણે સ્ત્રી જીવનમા એક નવીન પ્રકરણ ખુલ્લું થયુ છે, આવા સંજોગોમા આપણી બહેનોની કેળવણી અને પ્રગતિ, તેમનાં દુઃખ નિવારણ અને ઉન્નતિના-ઉપાય યોજવા, તેમની પ્રતિષ્ઠા અને ગૌરવ વધારવાં, તેમના સમાન હક સ્વતંત્રતા પ્રાપ્ત કરવા, એ સ્ત્રી જીવનના મુખ્ય પ્રશ્નો છે અને અમને ખાતરી છે, કે તે કાર્યમા આપ અગ્રેસર તરીકે મુખ્ય-ભાગ લેશો અને તે માટે સતત્ પ્રયત્ન કરશો, તેમાં આપને યશ અને કીર્તિજ મળશે, એવી અમારી શુભેચ્છાઓ છે અને પરમાત્મા તે પાર પાડો, અને દીર્ઘાયુ, સુખ અને આનંદ આપો.

**અમે છીએ આપની બહેનો**

રમણભાઈની પેઠે એમના ઉપર જાહેર કામની જવાબદારી વધતી હતી ગઈ એવી હિલચાલ નહિ હોય કે જેમાં એ બન્નેના નામો ન હોય ! અને એ સઘળા કાર્યોમાં સંતોષ પામવાનું એ છે કે એમની એ પ્રવૃત્તિ સફળ નિવડેલી છે

સન ૧૯૨૬ માં નામદાર સરકારે તેમને કૈસરે હિન્દનો રૂપાનો ચાંદ આપ્યો હતો અને આ વખતે શહેરીઓએ એમનું સન્માન કર્યું હતું

તાત્પર્ય કે જાહેર સમાજ સેવિકા તરીકે વિદ્યાબ્હેનની સેવા કીર્તિવંત જણાય છે તેમ સોસાઇટીના ઑનરરી સેક્રેટરી તરીકેનું તેમનું કાર્ય ફતેહમંદ નિવડ્યું છે, એમ કહેવામાં અમે ખોટી ખુશામદ કરતા નથી

રમણભાઈની જ કાર્ય પદ્ધતિ એમણે હસ્તગત કરેલી છે સ્વર્ગસ્થની પેઠે સર્વ કામનો નિકાલ તાત્કાલિક અને જે તે કાર્ય હાથ પર હોય તેની માહિતી પણ પૂરી ધરાવતા હોય છે નાણાં જેવા કઠિન વિષયમાં એમની નજર ઉંડી ખુંપેલી જોવામાં આવશે અને એવો કોઇ વિષય નહિ હોય કે જેમાં એમની બુદ્ધિ કુંઠિત માલુમ પડશે

લેખન કાર્યમાં રમણભાઈની જેમ તેઓ કલમ પર સરસ કાબુ ધરાવે છે અને એમનો વિચાર પ્રવાહ એકધારો અને ગંભીર ચિંતન યુક્ત હોય છે, તેમ એમના વિષયની નિરૂપણ શૈલી સ્વભાવિક અને અસરકારક જણાય છે દિલગીરી માત્ર એટલી છે કે તેઓ બહુ થોડું લખે છે પણ જે લખે છે તે એકી બેઠકે લખી કાઢે છે

સોસાઇટીના નાણાના ચેકપર વિદ્યાબ્હેનની સહી થાય છે અને તેની બાજુના ન્હાના કુપનમાં એમની ટુંકાક્ષરી સહીમાં તેઓ V R એટલા બે અક્ષરો લખે છે, તે જોતાં ઘણી વખતે સામ્રાજ્ઞિ Victoria Regina વિક્ટોરિયાનું અમને સ્મરણ થાય છે

એ મહારાણીની યશસ્વી કારકીર્દિને લઇને ઓગણીસમું સૈકું વિક્ટોરિયન યુગ તરીકે ખ્યાતિ પામેલું છે તેમ અર્વાચીન ગુજરાતી સ્ત્રી સમાજના લેડી વિદ્યાબ્હેન વિધાયક અને પ્રેરક બળ હોઇને નવયુગની સ્ત્રીઓ એ યુગને લેડી વિદ્યાબ્હેનનો યુગ એ રીતે સંબોધે તો તે ઉચિત તેમ વાજબી કહેવાશે



# પ્રકરણ ૨૪

## સાહિત્યની અભિવૃદ્ધિ

" Written words contain all the letters and are used by all the writers, and in this general sense literature is the whole mind-life of the successive generations of men, most energetic, perhaps, when it springs from ideas bandied to and fro among contemporeries, but in the retrospect presenting peaks which dominate the whole vista down the life of the ages, high enough to be always visible, powerful enough to be always impressive There is no kind of mental energy which it includes It is science and it is art. It is learning and poetry. It is religion, philosophy, history, politics, morality, physics, and all the written arts It is mankind conscious of itsalf in every way-" the whole of man's intellectual life"-and we cannot think away one of the party without altering the whole '

*The Making of Literature*
*R A Scott-James p. 331,*

સોસાઇટી જેવી સાહિત્ય સંસ્થાઓ જે મુખ્યત્વે ભાષા સાહિત્યની અભિવૃદ્ધિ, વિકાસ અને પ્રચાર અર્થે સ્થપાયલી છે તે જેને આપણે જ્ઞાન પ્રબોધક સાહિત્ય ( Knowledge of information ) કહીશુ તે પ્રકારનું સાહિત્ય સામાન્ય રીતે પ્રસિદ્ધ કરે છે, તેમ કોશ, વ્યાકરણ, સાહિત્યનો ઇતિહાસ, પ્રાચીન કાવ્ય સંશોધન પુસ્તકો, જેના પ્રકાશનમાથી કોઈ પણ પ્રાપ્તિની આશા ન સંભવે એ નિમિત્ત એ રકમ ખર્ચ ખાતે મંડી વાળવાની હોય, પણ અભ્યાસ માટે તે પુસ્તકો આવશ્યક સમજી એ કાર્ય ઉપાડી લેવાય છે, અને તેમા જ એના અસ્તિત્વની ઉપયોગિતા અને સાર્થકતા સમાયલા છે.

જેને શ્રીયુત કનૈયાલાલ મુનશી કલાત્મક સર્જન કહે છે, એવું સાહિત્ય કાવ્ય, નાટક, નવલકથા આદિ સ્વયંભુ રચાય છે અને તે સ્થાપિત વેતન કે બંધનને પણ કેટલીક વાર ઉડાવી જાય છે, એટલુંજ નહિ પણ અમુક પ્રકારની સૂચનાઓ આપેથી પણ એ પ્રકારનું ઉત્તમ સાહિત્ય સર્જાતું નથી વળી તેના ગુણદોષ, મૂલ્ય, ઉપયોગિતા, સફળતા કે અસફળતા વિષે પ્રામાણિક મત ભેદ સંભવે અને તેના નિર્ણયનું ધોરણ પણ લગભગ એકસરખું ન રહી શકે વ્યક્તિગત નિર્ણય કરવામાં અને કમિટી દ્વારા નિર્ણય કરવામાં પણ કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓ રહેલી હોય છે, અને સારા અને પ્રતિષ્ઠિત લેખક પોતાની ઉત્તમ કૃતિઓ, એકાદ સાહિત્ય સંસ્થાને સોંપી દેવા આતુર પણ ન હોય

તેથી ઉપલી રીતિના સાહિત્યનું પ્રકાશન કાર્ય ખાનગી સાહસ માટે રહેવા દઈ સોસાઈટીના સંચાલકોએ, જ્ઞાનના અને નીતિ પોષક, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન અને સમાજશાસ્ત્ર વગેરે વિદ્યાવૃદ્ધિના પુસ્તકો લખાવવા છપાવવામાં બહુધા લક્ષ આપેલું છે

સોસાઈટીની પુસ્તક પ્રકાશનની સામાન્ય નીતિ રીતિ સમજવા સારુ એટલોક ખુલાસો જરૂરનો હતો તેમ તે પુસ્તકની પસંદગી કયા ધોરણે થાય છે તે જણાવતો એક પત્ર મેં વિદ્યાધિકારી સાહેબ, વડોદરા રાજ્ય—ને લખી મોકલ્યો હતો તે માહિતી સારુ પરિશિષ્ટમાં આપ્યો છે

પ્રસ્તાવના રૂપે આટલું વિવેચન કર્યા પછી સાહિત્યના પુસ્તકોની નોંધનું કાર્ય હવે હાથ ધરીશું

સંસ્કૃત સાહિત્યના અભ્યાસમાં પાંચ મહાકાવ્યો—રઘુવંશ, કિરાતાર્જુનીય, શિશુપાલ વધ, નૈષધ ચરિત્ર અને કુમાર સંભવ—ને અગ્રસ્થાન અપાય છે, એ પૈકી પહેલા ત્રણનો તરજુમો સોસાઈટીએ કરાવેલો તેની નોંધ બીજા ભાગમાં લેવાઈ છે, શિશુપાલ વધનો ઉત્તરાર્ધ સન ૧૯૧૦ માં પ્રસિદ્ધ થયો હતો અને એ કાવ્યની પ્રશંસા મૂળ ગ્રંથમાં કેવી ખુબીથી કરેલી છે, તે કવિના શબ્દોમાં દર્શાવીશું—

"સુકવિની કીર્તિને પ્રાપ્ત કરવાની દુરાશાથી આ કાવ્ય મેં રચ્યું છે, આ કાવ્ય માત્ર લક્ષ્મીપતિના—શ્રીનારાયણના ચરિત્ર અને કીર્તનથીજ સુંદર—મનોહર છે, નહિ કે મારા નાના અનેક ગુણથી '

તેના અનુવાદક શ્રીયુત હરિરે આ મહાકાવ્યોમાંના ઘણાખરાનો અનુવાદ ગુજરાતીમાં કરીને સાહિત્ય વાચક પર મહદ ઉપકાર કર્યો છે

નૈષધચરિતનો તરજુમો ફરી આપવાનું કાર્ય સોસાયટી તરફથી લાંબા સમયથી સોંપાયેલું છે, પણ તે લખાઈને હજી સુધી મળ્યું નથી. તેમ ઉપરોક્ત ગ્રંથોની બીજી આવૃત્તિ નવેસર સુધારીને છપાવવાનો, અમને લાગે છે કે, સમય આવી પહોંચ્યો છે.

સંસ્કૃતની જેમ અંગ્રેજીમાંથી ગોપાળજીએ "લેન્ડોરના કાલ્પનિક સંવાદો" એ નામનું એક શિષ્ટ ગ્રંથનો તરજુમો કરાવેલ છે અને તે બહુ સુંદર અને રસિક પુસ્તક થયું છે.

ગુજરાતીમાં સંવાદનું સાહિત્ય અલ્પ છે, અને જો કાંઈક પરિચય 'જ્ઞાનવર્ધક ગ્રંથમાળા'માં પ્રસિદ્ધ થયેલ "સંવાદમાળા"ના પુસ્તકથી થાય છે. એ ખામીએ આપણે અહિં સંવાદ સાહિત્ય વધુ પ્રમાણમાં લખાય એ ઇચ્છવાજોગ છે અને તેના નમૂના તરીકે લેન્ડોરનું પુસ્તક માર્ગદર્શક થઈ પડશે.

અંગ્રેજી સાહિત્યમાં 'લેન્ડોરના કાલ્પનિક સંવાદ'નું સ્થાન બહુ ઉંચું એમ મનાયું છે અને તે વિષે ઓક્ટો નોવેમ્બરના 'Bookman' માસિકમાં નીચે મુજબ વિવેચન કરેલું છે—

"Much of the interest of his "Imaginary conversations' is due to the fact that he is, over and over again using his characters as *mouthpieces* of his own opinions ... ..Imaginary conversations must remain as one of the great masterpieces of English prose

આના એક ઉત્તમ પુસ્તકનો તરજુમો આપણા સાહિત્યના એક પ્રસિદ્ધ વિદ્વાને કર્યો છે એથી મૂળના રસમાં ક્ષતિ આવી નથી અને તેનું વાચન મૂળ લખાણ જેવું સ્વાભાવિક અને રસપ્રદ થયું છે એ પુસ્તક વિષે અભિપ્રાય આપતાં સ્વર્ગસ્થ રા. બા. કમળાશંકરે લખ્યું હતું, કે—

"તમારો ગ્રંથ ઘણો સારો થયો છે ભાષા શિષ્ટ ને સરળ છે ગુજરાતી વાચક વર્ગને ભારે અનુકરણીય છે, વિચારો અવકાશે મનન કરવા યોગ્ય છે '

ગુજરાતીમાં ઉત્કૃષ્ટ ભાષાંતરોમાંનું આ એક છે, જેમાં લખનાર મૂળ ગ્રંથકર્તાનું ચરિત્ર ઉમેરીને તેની મહત્તા ઓર વધારી છે

* The 'Bookman' Nov, 1927

'સાઠીનું સાહિત્ય" એ પુસ્તકમાં અર્વાચીન ગુજરાતી સાહિત્યના છેલ્લા સાઠ વર્ષનો, સન ૧૮૪૯ થી ૧૯૦૮ સુધીનો ઇતિહાસ આલેખેલો છે.

સોસાઇટીએ તેના હીરક મહોત્સવ નિમિત્ત જે કાર્યક્રમ નક્કી કર્યો, તેમાં ઉપરોક્ત ગ્રંથનો સમાવેશ કરેલો હતો અને કમિટીએ તેનું લેખન કાર્ય શ્રીયુત ડાહ્યાભાઈ પી. દેરાસરીને સોંપ્યું હતું; એ આખાય યુગના સાહિત્યના ઇતિહાસથી તેઓ સારી રીતે પરિચિત અને વાકેફગાર હતા, એટલુંજ નહિ પણ તેમાંના ઘણાખરા લેખકોના અંગત પરિચયમાં આવેલા હતા અને એક સાહિત્યકાર તરીકે એમનો પણ તેમાં ફાળો હતો. ખાસ કરીને એમણે અર્વાચીન યુગના આરંભમાં પ્રવર્તતી જુની અને નવીન શિક્ષણ પ્રથાનું રસિક વર્ણન કર્યું છે, તે જેમ આલ્હાદક તેમ ઘણીજ રમુજી માહિતી પૂરી પાડે છે, અને બીજા કોઇ કારણસર નહિ તો એકલા એ પ્રકરણ ખાતર એ પુસ્તક વાચનીય અને સંગ્રહવા યોગ્ય છે.

સમકાલીન લેખકો અને એમની કૃતિઓની સમાલોચના કરવામાં કેટલીક વ્યવહારૂ મુશ્કેલીઓ રહેલી છે, અને સામાન્ય શિરસ્તો એવો છે કે વિદ્યમાન ગ્રંથકાર વિષે લખવામાં મૌન જ ધારણ કરવામાં આવે છે, અને તે રીતિ કેટલેક દરજ્જે વાજબી છે.

શ્રીયુત ડાહ્યાભાઇએ એ મુશ્કેલીનો ઉકેલ જુદીજ રીતે કાઢયો હતો. પોતાના એ પુસ્તકમાં સમકાલીન ગ્રંથકારો વિષે થોડી ઘણી નુક્તચેની કરી, એ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે તે વિષે કેવા અભિપ્રાય દર્શાવાયા હતા, તે પણ ઉતારવાનું ઉચિત ધાર્યું હતું તાત્પર્ય કે એ વ્યક્ત કરેલ અભિપ્રાય પોતાનો એકલાનો નથી, પણ તે સાથે અન્ય વિવેચકોએ એ પુસ્તક વિષે જે કહેલું તે જણાવવાનો પ્રયત્ન પણ કર્યો છે.

તેઓ લખે છે

"આ પુસ્તકમાં દિગ્દર્શન થાય છે તે સાઠી એટલે સાઠ વર્ષનો જરા ટૂંકો છે. એટલુંજ નહિ પણ બહુ પામેલો છે આમ હોવાથી અમારા એકલાનો આધીન અભિપ્રાય આપવા ધૃષ્ટતા કર્યા કરતાં તેમના પ્રકટ થવાના કાળમાં તે પુસ્તકોને માટે શું કહેવાયું હતું અને તેમની કેવી કિંમત અંકાઇ હતી તે પણ જણાવવાની કાળજી રાખી છે.

અને એવા લાગણીભર્યા અને નમ્રભાવથી એમણે એ પુસ્તક સમાપ્ત કર્યું છે, તે એમના નીચેના શબ્દોથી સમજાશે

"ઈશ્વરકૃપાથી ઘણા લખનારાઓ હયાત હતે કોઈ પણ વ્યક્તિને માટે રાગદ્વેષની છાયા ધગવરી મનમા પ્રવેશવા દીધી નથી જેમ લાગ્યુ તેમ શુદ્ધ અતઃકરણથી લખ્યુ છે છતા અજાણ્યે પણ કોઇનુ મન દુભવવા જેવુ લખાયુ હોય તો તેવુ હેતુપુરઃસર નથી જ લખાયુ એ જણાવીને અમારી ક્ષમાની યાચના છે "*

તેમ છતા દિલગીરભર્યું એ છે કે એમના સામે એ પુસ્તકમા એક અજાત લેખકની બદનક્ષી કર્યાનો આક્ષેપ મૂકવામા આવ્યો હતો પણ જાણકારોને તો ખબર હતી કે એ આરોપ તદ્દન ખોટો તેમ દ્વેષભર્યો હતો

ગુજરાતી સાહિત્યનો આધારભૂત સળગ અને સવિસ્તર ઇતિહાસ ગુજરાતીમા લખાયેલ નથી અને એ વિષે માહિતી મળવા કેટલાક અંગ્રેજ મિત્રોની માગણીને માન આપીને દી બા કૃષ્ણલાલ ઝવેરીએ સન ૧૯૧૩ મા Milestones in Gujarati Literature એ નામથી એક પુસ્તક લખ્યુ હતુ અને તે એકદમ લોકપ્રિય થઈ પડતા તેઓ Further Milestones એ નામનું બીજુ પુસ્તક લખવાને પ્રેરાયા હતા પ્રથમ પુસ્તકમા ગુજરાતી પ્રાચીન સાહિત્યનો ઇતિહાસ આપેલો છે, જ્યારે બીજા પુસ્તકમા અર્વાચીન સાહિત્યને ચર્ચ્યું છે

કોઈપણ આ પુસ્તક વાચવા લઇશુ તો તેમા કઇને કઈ દોષ બતાવી શકાશે એવી કેટલીક ઝીણી વિગતોની ભૂલો પ્રસ્તુત પુસ્તકમા દાખલ થવા પામી છે, તો પણ ગુજરાતી સાહિત્યનો પરિચય કરવા સારૂ હાલ તુરત એથી વધારે સારુ, પ્રમાણભૂત અને મહત્વનુ પુસ્તક બીજુ કઇ નથી એ કાઇ એવુ થોડુ મહત્વ કહેવાય નહિ

"સાઠી નુ સાહિત્ય' લખાયા પછી એ આખા વિષયને સ્પર્શતુ, અને સમગ્ર અવલોકન કરતુ ગુજરાતી સાહિત્યના ઇતિહાસનુ પુસ્તક રચાવવાનો સોસાઇટીનો પ્રયાસ ચાલુ હતો અને એક બે પ્રતિષ્ઠિત વિદ્વાનોને એ કાર્ય ઉપાડી લેવા વિનતિ પણ કરી હતી પણ એ જવાબદારીભર્યું અને કઇક કઠિન કાર્ય હાથ ધરવા એમાથી કોઇએ ઉત્તેજન આપ્યુ નહિ એ સજોગમા સોસાઈટીએ દી બા કૃષ્ણલાલના આ બે પુસ્તકોના તરજુમો અને તે એમની પાસેજ કરાવવાનો નિશ્ચય કર્યો અને તે માગણી

---

* સાઠીનુ સાહિત્ય, પ્રસ્તાવના પૃ ૧ ૨

તેમણે આનાકાની વગર, સ્વીકારી હતી, અને તે ગુજરાતીમાં ફરી લખી આપીને ગુજરાતી વાચક વર્ગ પર એમણે મ્હોટો ઉપકાર કર્યો છે એવું અમારું માનવું છે

સાહિત્યનો ઇતિહાસ આ પ્રમાણે અગ્રગ લખાવવામાં મુશ્કેલીઓ રહેલી છે, તો તેમાં સહાયભૂત થઈ પડે એ આશયથી આપણા સાહિત્યકારોના ચરિત્ર વિવેચનાત્મક દૃષ્ટિએ, જાણીતી અંગ્રેજી સાક્ષર ચરિત્રમાળાના (English men of Letters Series) ધોરણે લખાવવાનો સોસાયટીએ પ્રયત્ન કર્યો અને તે યોજનાનુસાર દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, ગોવર્ધનરામ, મહીપતરામ, હરિલાલ ધ્રુવ, મણિલાલ નભુભાઈ વગેરે અગ્રગણ્ય સાક્ષરોના ચરિત્ર તૈયાર કરી આપવાનું કાર્ય પણ એ લેખકોના જાણીતા અભ્યાસીઓને સોંપાયું હતું

તદુપરાંત અંગ્રેજી સાહિત્યનું સામાન્ય જ્ઞાન મેળવવા સારુ તેમ એ સાહિત્યના સ્વરૂપ, પ્રકાર અને ધોરણ વિષે ઉપયુક્ત માહિતી ઉપલબ્ધ થાય તે સારુ 'અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ' અને હડસનકૃત 'સાહિત્ય પ્રવેશ' Introduction to English Literature એ બે પુસ્તકો લખાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી

પરંતુ લેખકોએ આરંભમાં તે લખવાનો જે ઉત્સાહ દર્શાવ્યો હતો તે ઓસરી ગયો છે અને તે સહજ કાર્ય હાલમાં શિથિલ થઈ પડ્યું છે

તોપણ એથી નિરાશ ન થતાં એ દિશામાં સોસાયટીએ ફરીને પ્રયાસ આરંભ્યો છે અને એ સાહિત્યનો ઇતિહાસ લખવાનું સુગમ થઈ પડે એ હેતુથી સમગ્ર ઇતિહાસ, એક યુગ વિષયવાર વિભાગમાં વહેંચી નાખીને, એકનું એકજ પ્રકરણ એ વિષયના વા યુગના નિષ્ણાતને લખી આપવા વિનંતી કરવામાં આવી હતી અને અમને જણાવતાં આનંદ થાય છે, કે ઘણા લેખકોએ એ કાર્યમાં ખુશીથી સહાયતા આપવાનું સ્વીકાર્યું છે વાચકવર્ગની માહિતી અર્થે તે આખીય યોજના અત્રે રજુ કરીએ છીએ —

ગુજરાતી સાહિત્યનો વર્ણનાત્મક ઇતિહાસ લખાવવાના સમિતિએ ઠરાવ કરેલો તદનુસાર નીચે મુજબ પ્રકરણો, લેખકો, તે સામે જણાવેલા પૃષ્ઠ, સમય અને પારિતોષિકની રકમ સાથે સોંપવામાં આવ્યા છે

| વિષય | લેખક | લેખ મર્યાદા | પારિતોષિક |
|---|---|---|---|
| ગુજરાતી ભાષાનો આરંભ અને વિકાસ આરંભથી ૧૫ દરમા સૈકા સુધીનું પ્રાચીન ગુજરાતી સાહિત્ય | રા મધુસૂદન ચિમનલાલ મોદી | રૉયલ આઠ પેજી પૃ ૬૦ થી ૭૫ છાપેલા | રૂ ૧૭૫ |
| નરસૈ મહેતો | રા નટવરલાલ ઇચ્છારામ દેસાઈ | ,, પૃ ૪૦ | રૂ ૭૫ |
| ભાલણ, ઉદ્ધવ, ભીમ | રા રામલાલ ચુનીલાલ મોદી | ,, પૃ ૪૦ | રૂ. ૬૦ |
| નાકર અને વિષ્ણુદાસ (ગુજરાતીમાં થયેલા મહાભારતના અનુવાદોની સમાલોચના સહિત) | | ,, પૃ ૩૦ | રૂ ૫૦ |
| વિષ્ણુભક્તિ સાહિત્ય (ભાગવતના અનુવાદો અને ઉપાખ્યાનોની સમાલોચના સહિત) | રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ,, પૃ. ૩૦ | રૂ ૫૦ |
| શાક્ત સાહિત્ય (શાક્ત સંપ્રદાયના સિદ્ધાંતોના વિવરણ સહિત) (વલ્લભ, મીઠુ, આ[illegible] જની, રણછોડજી દિવાન વગેરેના સાહિત્યની સમાલોચના સાથે) | દી બા નર્મદાશંકર દેવશંકર મહેતા | ,, પૃ ૨૪ | રૂ ૫૦ |
| રત્નેશ્વર | રા શંકરપ્રસાદ છગનલાલ રાવળ | ,, પૃ ૧૨ થી ૧૬ | રૂ. ૨૦ |
| ગુજરાતીઓએ રચેલા ફારસી ગ્રંથો | દી બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | , પૃ ૧૦ થી ૧૬ | રૂ ૨૫ |
| પ્રાચીન ગુજરાતી કાવ્ય સાહિત્યમાં છંદ દેશી અલંકાર વગેરે વિ. | રા રામનારાયણ વિ પાઠક અને રા રસિકલાલ છોટાલાલ પરીખ | ,, પૃ ૨૪ | રૂ. ૫૦ |

| | | | |
|---|---|---|---|
| પ્રાચીન ઐતિહાસિક કાવ્ય સાહિત્ય | રા. હીરાલાલ ત્રિ. પારેખ | ,, પૃ. ૨૦ | રૂ. ૩૦ |
| પ્રાચીન વાર્તા સાહિત્ય | રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ,, પૃ. ૪૦ | રૂ. ૭૫ |
| ગુજરાતીમા સ્ત્રી કવિઓ | લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ | ,, પૃ. ૧૬ | રૂ. ૨૫ |
| ગુજરાતી કાવ્ય સાહિત્ય માની તિથિઓ ને વર્ષ | રા. મણિલાલ સામળ-ભાઇ દ્વિવેદી | ,, પૃ. ૨૦ થી ૨૪ | રૂ. ૦૩ |
| ગુજરાતનો સંસ્કૃત સાહિત્યમા ફાળો | પ્રિન્સિપાલ આનન્દ-શંકર બાપુભાઈ ધ્રુવ | ,, પૃ. ૨૪ | રૂ. ૫૦ |
| ગુજરાતનાં પ્રાચીન લોક-ગીત અને લોકકથા સાહિત્ય | શ્રીયુત ઝવેરચંદ મેઘાણી | ,, પૃ. ૨૪ થી ૩૦ | રૂ. ૪૦ |
| ગુજરાતનો હિંદી સાહિત્યમા ફાળો | રા. ડાહ્યાભાઈ પી દેરાસરી | ,, પૃ. ૧૬ | રૂ ૨૫ |

"ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો" એ પુસ્તક પ્રકટ થયુ ત્યારે Heritage of India Series હિન્દી સંસ્કૃતિ નામક ગ્રંથમાળામા હિન્દના ઇતિહાસ, સાહિત્ય, તત્વજ્ઞાન વગેરે વિષયોને લગતા પુસ્તકો પ્રસિદ્ધ થવા માંડયા હતા; તેમા હિન્દી, ઉર્દૂ, કાનડી, વગેરે ભાષાના ઇતિહાસ પુસ્તકો છપાયા હતા કે છપાવાની તૈયારી થઇ રહી હતી.

એ ધોરણે સોસાઇટીએ આપણી દેશી ભાષાઓ, બંગાળી, હિન્દી, મરાઠી, ઉર્દૂ તેમજ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ લખવાનો પ્રબંધ કર્યો, અને તેની એ યોજના ફળીભૂત થઇ છે.

બંગાળી અને હિંદી સાહિત્યના ઇતિહાસ પ્રસિદ્ધ થઈ ચૂકયા છે; મરાઠી સાહિત્યનો ઇતિહાસ એ સાહિત્યના એક માર્મિક અભ્યાસી અને સંસ્કૃતના અધ્યાપક શ્રીયુત રામચંદ્ર આથવલેને અને ઉર્દૂ સાહિત્યનો ઇતિહાસ સર મહેબુબમીયા કાદરીને અપાયા છે. સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ બંગાળી પરથી લખાઇને મળ્યો હતો; પણ તે પસંદ ન થવાથી કિથકૃત 'સંસ્કૃત નાટકો' એ પુસ્તકનો અનુવાદ કરાવવાનું ઠર્યું હતું, અને તે અનુવાદ જુનાગઢ કોલેજના સંસ્કૃતના અધ્યાપક શ્રીયુત નર્મદાશંકર બાળકૃષ્ણ પુરોહિતે ઉત્તમ રીતે કર્યો છે. મૂળ ગ્રંથમા કેટલીક વિગતની ક્ષતિઓ દાખલ થવા પામી છે, પણ એકંદરે એ પુસ્તક માહિતીપૂર્ણ અને વાચનીય છે, અને સંસ્કૃત સાહિત્યના રસિકોને તે આદરપાત્ર થઈ પડશે.

ઉપર હિન્દી સાહિત્યના ઇતિહાસનો ઉલ્લેખ કર્યો છે, એ પુસ્તક ઉપલબ્ધ સાહિત્ય ઉપરથી શ્રીયુત કિશનસિંહ ચાવડાએ સ્વતંત્ર અને રસિક રીતે યોજ્યું છે અને પ્રો. બળવંતરાયે તેનો ઉપોદ્‌ઘાત લખી આપીને તેની ઉપયોગિતામા ઉમેરો કર્યો છે.

બંગાળી સાહિત્યનો ઇતિહાસ મુખ્યત્વે રાયબહાદુર દિનેશચંદ્ર સેનના બંગાળી પુસ્તક પરથી રચાયો છે, પણ તેનુ છેલ્લુ પ્રકરણ અનુવાદકે પોતે લખ્યુ છે. પ્રસ્તાવનામા તેઓ કહે છેઃ

"દશમુ પ્રકરણ લખવામા મેં અનેક ગ્રંથોની મદદ લીધી છે. બંગાળી ભાષામા બહાર પડેલા બે ત્રણ સાહિત્યના ઇતિહાસને લગતા પુસ્તકો તથા છેલ્લા અગિઆર વર્ષ થયા મે જે કાંઈ એ સાહિત્યને લગતું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે પર આધાર રાખી મેં એ પ્રકરણ લખ્યુ છે. જો કે બંગાળાનુ આધુનિક ગદ્ય સાહિત્ય તો એટલુ વિપુલ છે, તેમા એવા તો પરસ્પર વિરોધી બળો કામ કરી રહ્યા છે કે જેનો આભાસ મારા જેવા સેંકડો ગાઉ દૂર બેઠેલા પરભાષાભાષી લેખકને નજ આવી શકે, તેમ તે સાહિત્યનો સર્વાંગ સુંદર રીપોર્ટ તૈયાર કરવાનુ પણ મારાથી ન જ બને. છતા મને ખાત્રી છે કે અતિ ઉત્તમ સાહિત્યકારો અને તેના અતિ ઉત્તમ પુસ્તકો વિષે હુ સૂચન કરવાનુ વિસરી ગયો નથી.*"

શરૂઆતમા એમ જણાવ્યુ છે કે સોસાઇટી નવલકથા, નાટક, કવિતા વગેરે પુસ્તકો છપાવવાનુ પસંદ કરતી નથી પણ સાહિત્યમા નવલકથા આજે અગત્યનું સ્થાન લે છે, તે મોટી સંખ્યમા છપાય છે; અને તેનો વાચક-વર્ગ પણ બહુ બહોળો છે

મેનેજીંગ કમિટીમા નવલકથાનો પ્રશ્ન એક વખતે ચર્ચાતા પ્રિન્સિપાલ આનંદશંકરભાઈએ ઇંગ્રેજીમાથી કેટલીક ઉંચી કોટિની પણ વિવિધ દૃષ્ટિબિન્દુ-વાળી તેમ સુપ્રસિદ્ધ નવલકથાઓના તરજુમા, નમૂનારૂપે કરાવવા જોઇએ એમ સૂચવ્યુ હતુ, અને એ દૃષ્ટિએ કમિટીએ ગોલ્ડસ્મીથનું વિકાર ઓફ ધ વેકફીલ્ડ, જ્યોર્જ ઇલિયટનુ એડમ બિડ, ડિકન્સનું ડેવિડ કોપરફીલ્ડ, જેન ઓસ્ટિનનુ પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીશ, સર વોલ્ટર સ્કોટનુ આઇવનહો પસંદ કરી તેના તરજુમા કરી આપવાનું કાર્ય જુદા જુદા લેખક અને લેખિકાઓને સોપ્યુ હતુ. તેમાનું એકજ પુસ્તક "આઈવનહો"નો તરજુમો શ્રીમતી વિમળાગૌરી

* બંગાળી સાહિત્યનો ઇતિહાસ. પૃ ૧૩-૧૪.

અનુવાદ કરી મોકલ્યો, તે બહાર પડ્યો છે, બીજાં બે પુસ્તકો વિકાર ઓફ વેકફીલ્ડ અને પ્રાઇડ ઍન્ડ પ્રેજ્યુડીસ, તે સ્વતંત્ર રીતે ગુજરાતીમાં છપાયાં છે, એમ પાછળથી જાણવામાં આવ્યું હતું, પણ સોસાઇટીની મૂળ યોજના તો નિષ્ફળ ગઈ છે એમ સખેદ કહેવું પડશે

સોસાઇટી હસ્તક હાજી મહમદ લોધીઆ નામનું ફંડ છે, તેનો ઉદ્દેશ મુસ્લીમ સંસ્કૃતિ, સાહિત્ય, ઇતિહાસ અને સમાજ સુધારા વિષે પુસ્તકો લખાવવાનો છે. સ્વર્ગસ્થ બુરાનુદ્દીનમીઆની ભલામણ પરથી સોસાઇટીએ "અયામા" નામનું વાર્તાનું પુસ્તક ઉર્દુમાંથી રચાવ્યું હતું તેમાં વિધવા વિવાહનો વિષય ચર્ચવામાં આવ્યો છે. એના લેખક મી. ફારૂકી પ્રસ્તાવનામાં જણાવે છે

'જનાબ ખાનબહાદુર શમ્સુલઉલમા મોલવી હાફિજ નજીરઅહમદ સાહેબ દહેલવી એલ. એલ. ડીના નામથી દરેક ભણેલો મુસલમાન સારી પેઠે વાકેફ છે. એઓએ ઉર્દુ ભાષામાં નૉવેલના રૂપમાં ઘણીજ રસિક રીતે મુસલમાનોના ધર્મ સંબંધી હકીકતો લખી છે, જે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી હોંસે હોંસે વંચાય છે. એમાંના 'તવબતુન્નસૂહ', 'મીરાતુલ ઉરૂસ' વગેરેએ તો એટલી ખ્યાતિ સંપાદન કરી છે, કે નામદાર સરકારની ઉર્દુ શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે તેમનો સ્વીકાર થયો છે આ અયામાનું પુસ્તક પણ એમનુંજ રચેલું છે

મુસલમાનોમાં વિધવાવિવાહ સશાસ્ત્ર છે પણ સેંકડો વર્ષથી હિંદુસ્તાનમાં રહેવાથી હિંદુઓના સમાગમના કારણથી મુસલમાનોમાં વિધવા વિવાહનો ચાલ કેટલેક અંશે બંધ થયા જેવો છે. પણ વિધવાવિવાહની અગત્ય છે તે આ પુસ્તકમાં નૉવેલ રૂપે સમજાવવામાં આવ્યું છે "*

ચાર્લ્સ લેમ્બ લિખિત શેક્સપિયરની કથાઓ એ પુસ્તક વિદ્યાર્થી સમૂહમાં બહુ જાણીતું છે, એ ઢબનું ગ્રીક સાહિત્યમાંના કરુણરસ પ્રધાન નાટકની કથાનું પુસ્તક ઇંગ્રેજીમાં લખાયલું હતું તે અને પ્રેમાનંદનાં આખ્યાનો અને ભાસના નાટકોના સાર ગદ્યમાં લખાવા યોજના કરવામાં આવી હતી, તે પૈકીનું એકજ પુસ્તક લખાઇને મળ્યું હતું અને તેનું માન સ્વર્ગસ્થ લવંગિકા મહેતાને છે, એક ભાષાંતર ગ્રંથ તરીકે તે ઉંચી કોટિનું છે, અને એક સંસ્કારી બ્હેનની કૃતિ તરીકે તે વિશેષ આદરપાત્ર છે.

---

* અયામા પૃ ૫

આપણું જુનું વાર્તાસાહિત્ય હજી મુખપરંપરાએ થોડુંઘણું જળવાઈ રહ્યું છે, પણ ખેદની વાત એ છે કે એ લોકસાહિત્ય સંગ્રહવાને અને તેનો ઉદ્ધાર કરવાને આપણા સાહિત્યકારોએ તેમ સાહિત્યસંસ્થાઓએ કશી તજવીજ કરી નથી.

કેટલાંક વર્ષપર એક પારસી ગિરહસ્થે ગુજરાત કાઠીઆવાડની વાર્તાઓ સંગ્રહવાનો પહેલ પ્રથમ પ્રયત્ન કર્યો હતો, તે પાછળ એ સંગ્રાહકે પૈસાનો, શક્તિનો તેમ સમયનો પુષ્કળ ભોગ આપ્યો હતો. અને તેના પરિણામે તેઓ 'ગુજરાત કાઠીઆવાડની વાર્તાઓ' એ નામથી એ વાર્તાના ત્રણ ભાગ બહાર પાડવાને શક્તિમાન થયા હતા, અને તે એકદમ લોકપ્રિય નિવડ્યા હતા. લાંબા સમયથી એ વાર્તા પુસ્તકોની પ્રતો અપ્રાપ્ય થઈ હતી અને લોકરુચિ એ પ્રતિ વધતી જોઇને સોસાઇટીને જણાયું કે એ પુસ્તકોની નવી આવૃત્તિ કઢાવવી તે જરૂરનું છે તેથી મૂળ પ્રત હતી તેમ, તેમાં કાંઇપણ ફેરફાર કર્યા વિના, એ ત્રણુ ભાગો સરતી કિંમતે છપાવવામાં આવ્યા હતા, તે પછી એ આવૃત્તિ પણ ખલાસ થઇ ગઈ છે, એ તેની લોકપ્રિયતા સૂચવે છે, પરંતુ હવે પછી જે આવૃત્તિ કાઢવામાં આવે તેમાં કેટલાક જોડણીના અને બીજા સુધારા સમયાનુસાર કરવા જરૂરના લાગે છે

બાલસાહિત્ય પ્રતિ સોસાઈટીએ ઝાઝું લક્ષ આપ્યું નથી અને એ પ્રવૃત્તિ છેલ્લા દશકામાંજ પગભર થવા પામી છે, એ પ્રશ્ન વિષે વિચાર થતાં કમિટીએ ગ્રીક કરુણરસપ્રધાન નાટકોની કથાઓ, ભાસના નાટકોનો સાર, પ્રેમાનંદના આખ્યાનોનો સાર, સિંહાસન બત્રીસીનો સાર–વગેરે ગદ્યમાં વિદ્યાર્થીઓને ઉપકારક થઇ પડે એવાં પુસ્તકો રચાવવાગોઠવણ કરી હતી. તેમાંની ગ્રીક કરુણરસપ્રધાન નાટકોની કથનો ઉલ્લેખ પૂર્વે થઈ ગયો છે અને શામળભટ્ટની સિંહાસન બત્રીસીનો ગદ્યમાં સાર સદરહુ યોજનાનુસાર હતો.

એ ગદ્યસાર શ્રી કેશવપ્રસાદ દેસાઇએ બે ભાગમાં રચી આપ્યો હતો; અને એમની લેખનશૈલી એવી મનહર અને સુંદર છે કે વિદ્યાર્થીઓ એ પુસ્તકો હોંસે હોંસે અને રસથી વાંચે છે; અને તેનો બહોળો પ્રચાર પણ થયો છે. તેની ચોથી આવૃત્તિ સચિત્ર કાઢવાનો પ્રયત્ન થઇ રહ્યો છે, એ એક નોંધવા જેવી બીના છે. આ પ્રકાશનનો એક આશય, લેખક કહે છે તેમ, 'એ તો ખરું કે એ વાર્તાઓમાં રસ પડતાં, વાચક મૂળ કાવ્યો વાંચવાને પ્રેરાય, એની રસવૃત્તિ સતેજ થાય.'

"કવિતા અને સાહિત્ય" નું પુનઃ પ્રકાશન કેવા સંજોગોમાં હાથ ધર્યું હતું તેની વિગત 'રમણભાઈ'વાળા પ્રકરણમાં આપેલી છે, અને અમે માનીએ છીએ કે એ પુસ્તક ફરી પ્રસિદ્ધ કરીને સોસાઇટીએ તેના પ્રકાશનની યાદીમાં એક કિંમતી પુસ્તકનો વધારો કર્યો છે.

એ પુસ્તકની નવી આવૃત્તિ કઢાવતી વખતે એ પુસ્તકની સંકલનામાં કેટલોક ફેરફાર કરવો ઇષ્ટ જણાયો હતો. તે વિષે ઘટતો ખુલાસો નવી આવૃત્તિના નિવેદનમાં રમણભાઇએ કર્યો હતો, તેજ અહિં આપીશું:

"કવિતા અને સાહિત્ય"ની પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ કાઢવાની સોસાઇટીએ ઇચ્છા દર્શાવ્યાથી આ આવૃત્તિ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થઇ છે.

પહેલી આવૃત્તિમાં પ્રસિદ્ધ થયેલા એવા મારા કેટલાક નિબંધ આ આવૃત્તિમાં દાખલ કર્યા છે.

વાચનારની અનુકૂળતા ખાતર આ આવૃત્તિમાં પુસ્તકના જુદા જુદા ભાગ કર્યા છે. તેની ગોઠવણ નીચે પ્રમાણે છે:

ભાગ ૧. કાવ્યચર્ચા
ભાગ ૨. સમાલોચના
ભાગ ૩. ગુજરાતી ભાષાનું બંધારણ અને ઇતિહાસ
ભાગ ૪. સામાન્ય

પ્રથમ આવૃત્તિમાં જે કેટલાક બીજા નિબંધમાંના વિવેચન તથા ચર્ચા "કાવ્યાનન્દ" ના નિબન્ધમાં ઉદ્દિષ્ટ કરેલા હતા તે નિબન્ધો "કાવ્યાનન્દ" થી આ આવૃત્તિમાં જુદા ભાગમાં પ્રસિદ્ધ થયા છે. તેથી ઉદ્દિષ્ટ ભાગ આ આવૃત્તિમાં પહેલા ભાગના પરિશિષ્ટરૂપે પ્રસિદ્ધ કર્યો છે કે એ ભાગ વાચનારને સુગમતા થાય. "†

તે પછી સોસાઇટીએ એકલું "કવિતા અને સાહિત્ય" નું પુસ્તક જ ફરી પ્રકટ કરીને સંતોષ માન્યો નથી પણ રમણભાઈના સર્વ લખાણોનો સંગ્રહ વ્યવસ્થિત રીતે સંકલિત કરીને પ્રકટ કરવાનો પ્રબંધ કરેલો છે, "કવિતા અને સાહિત્ય" ના ચાર ભાગ થયલા છે, અને "ધર્મ અને સમાજ" એ નામથી એક પુસ્તક જુદું બહાર પડેલું છે, અને એવા

† કવિતા અને સાહિત્ય વોલ્યુમ ૧ લું પૃ ૫-૬.

બીજા બે ભાગ થાય એટલું લખાણ હાથપર છે. રમણભાઇનું સઘળું લખાણ આરી રીતે એડિટ થઈ જનતાને ઉપલબ્ધ થાય એજ આ યોજનાનો ઉદ્દેશ છે.

સામાન્ય રેફરન્સ પુસ્તકોમા ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧ થી ૪ નો સમાવેશ થઇ શકે અને કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સગ્રહની સૂચી, જો કે રેફરન્સ પુસ્તક છે તો પણુ તે માત્ર પ્રાચીન સાહિત્યના ગણ્યા ગાઠ્યા અભ્યાસીના ઉપયોગની છે; છતા સામાન્ય વાચકને તેમાનો પ્રવેશક આકર્ષક થશે, તેમ તેની ઉપયોગિતાનો અને મહત્તાનો ખ્યાલ તેના લક્ષમા તે પરથી આવશે એ સંબંધમા સવિસ્તર હકીકત એ વિષયના જુદા પ્રકરણોમા નોધેલી છે.

સોસાઇટીનો ઇતિહાસ લખાવીને કમિટીએ પાછની ઘણી જૂનાઈ ગયલી હકીકતોને પ્રકાશમા આણી છે, એટલુજ નહિ પણુ સાહિત્ય, કેળવણી, જ્ઞાન પ્રચાર અને સમાજ સુધારાના ક્ષેત્રમા કેવો અને કેટલો ફાળો સોસાઈટીયે આપેલો છે, અને તેના કાર્યવાહકો કોણ કોણ અને કેવા પુરુષો હતા એને બહુ રસિક વૃતાન્ત પ્રાપ્ત થાય છે, પણુ એ વિષે અભિપ્રાય આપવાનુ અમારે હોય જ નહિં.

સાહિત્ય પ્રકાશનોમા 'પુરાણુ વિવેચન' પુસ્તક છેલ્લુ નોધીએ છીએ, પણુ તેથી તેનુ મૂલ્ય કોઇ રીતે ઓછુ થતુ નથી. ઉલટું આ પ્રકારનુ વિવેચનાત્મક સાહિત્ય રચવા માટે તેના લેખક શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીને ધન્યવાદ ઘટે છે એ શૈલીનુ લખાણુ આપણે ત્યા એ પ્રથમ છે. લેખક સારા સસ્કૃતજ્ઞ છે, તેની સાથે પ્રાચીન ઇતિહાસ અને પુરાતત્ત્વના વિષયમા ઉંડો રસ ધરાવે છે, ડો. સર રામકૃષ્ણુ ભાંડારકરના "વૈષ્ણવ અને શૈવ ધર્મનો ઇતિહાસ" એ પુસ્તકના આધારે એમણે ગુજરાતીમા એ વિષયને બે ભાગમા ચર્ચેલો છે, તે પરથી વાચકને એમની વિદ્વત્તા અને બહોળા જ્ઞાનની પ્રતીતિ થશે, અને તેનુ પ્રત્યક્ષ પ્રમાણુ એમનું 'પુરાણુ વિવેચન' નું પુસ્તક જ છે. સામાન્ય રીતે આપણા પુરાણોના અભ્યાસી જુજબાજ મળે છે, પણુ એમણે તે સર્વનુ અવલોકન કરીને તેમ ઐતિહાસિક દૃષ્ટિએ તેનુ દોહન કરી, એમાના માનનીય મુદ્દાઓ આપણી સમક્ષ ધર્યા છે, તે સાહિત્ય રસિકોને તેમ એ વિષયના અભ્યાસીઓને મહત્વના તેમ વિચારણીય માલુમ પડશે આવા અભ્યાસી અને વિચારશીલ લેખકો બહાર આવે, આપણો પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવા આપણે ભાગ્યશાળી થઇશુ

વિજ્ઞાન વ્યાખ્યાનમાળાની પેઠે સોસાઇટીએ લોકોપયોગી વ્યાખ્યાન-માળા યોજેલી છે; અને તેનો ઉદ્દેશ આપણા સાહિત્ય, ઇતિહાસ, સમાજ-શાસ્ત્ર, કેળવણી, તત્ત્વજ્ઞાન, અને સંસ્કૃતિ એ વિષયો પર ત્રણથી પાંચ વ્યાખ્યાનો સામાન્ય જનતા સહેલાઇથી સમજી શકે એ દૃષ્ટિએ અપાવાના છે; અને એ યોજનાની રૂએ શ્રીયુત રામનારાયણ પાઠકને "અર્વાચીન ગુજરાતી કવિતા" પર વ્યાખ્યાનો આપવાની વિનંતિ કરી હતી; એ વ્યાખ્યાનમાળા પૈકીનાં ત્રણ વ્યાખ્યાનો ગત વર્ષમાં એમણે આપ્યાં હતાં, ને "અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય" એ નામથી પ્રસિદ્ધ થયલાં છે, તેમાં વિજ્ઞાની દૃષ્ટિએ આપણી અર્વાચીન કવિતાની સમીક્ષા કરેલી છે, એ કવિતાના અભ્યાસીને બહુ મદદગાર થઇ પડશે. બીજાં ત્રણ વ્યાખ્યાનો તેઓ હવે પછી આપવાના છે, તેમાં કાવ્યના સામાન્ય સ્વરૂપ વિષે વિવેચન હોઇને, સામાન્ય વાચકને તે રૂચિકર અને આકર્ષક થઈ પડશે, એવું અમારૂં ધારવું છે

શ્રીયુત વિજયરાય કલ્યાણરાય વૈદ્યે, 'વાઙ્મય અને તેના પ્રકાર,' શ્રીયુત ગગનવિહારી લલ્લુભાઈ મહેતાએ, પાશ્ચાત્ય સંસ્કૃતિ અને તેના પ્રવર્તકબળો અને શ્રીમતી શારદાબ્હેન મહેતાએ, 'સ્ત્રી કેળવણી, પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ' એ વિષયોપર, લોકોપયોગી વ્યાખ્યાન આપવાનું સ્વીકાર્યું છે, અને તે વ્યાખ્યાનો કહેવાની જરૂર નથી, તેના નામ પ્રમાણે લોકોપયોગી, થઈ લોકપ્રિય નિવડશે.

ઉપરાંત આપણા ગ્રેજ્યુએટો જેમની કોલેજ અભ્યાસ દરમિયાન લેખન વાચન અને અભ્યાસની વૃત્તિ ખીલેલી છે અને જેઓ વધુ અભ્યાસ કરવાને ઉત્સુક હોય છે તેમને ઉત્તેજન મળે એ આશયથી સોસાઇટીએ યુનિવરસિટી ઇનામ નિબંધોની પેઠે, તેઓ એમના અભ્યાસના પ્રિય વિષયપર પ્રબંધ લખી મોકલે તે સારૂ પારિતોષિક આપવાની વ્યવસ્થા કરી હતી, અને તે માટે નીચે મુજબ નિયમો યોજ્યા હતાઃ—

## રૂ. ૨૦૦) ના પારિતોષિકની યોજના

આપણા સાહિત્ય, ઇતિહાસ અને સમાજનો પદ્ધતિસર અભ્યાસ અને તેનું સંશોધન કરવાની વૃત્તિ વિકસે એ હેતુથી કમિટીએ પ્રસ્તુત યોજના ઘડી હતી, તેના નિયમો નીચે પ્રમાણે છેઃ—

મુંબાઈ યુનિવરસિટિનો કોઈ ગ્રેજ્યુએટ અથવા તો ગુજરાત વિદ્યાપીઠનો સ્નાતક, ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર,

એ વિષયોમાના ગમે તે એક વિષયનો સમગ્ર વા તેના એકાદ અગનો પદ્ધતિસર અભ્યાસ અને સંશોધન કરી, આશરે ફુલ્સકેપ ૧૨૫ પાનાનો ગુજરાતીમા પ્રબધ લખી મોકલશે, તે પ્રબધને સોસાઈટીની પરીક્ષક-કમિટી પસાર કરેથી, મજકુર પારિતોષિક રૂ ૨૦૦) નુ આપવામા આવશે.

## તેની શરતો

(૧) ઉમેદવારે ડીગ્રી લીધે ૧૦ વર્ષથી વધુ સમય થયલો હોવો ન જોઇએ.

(૨) ઉમેદવારે પોતાનુ નામ ન આપતા, માત્ર સજ્ઞા-ઉપનામ આપી પ્રબધ લખી મોકલવો અને પોતાનુ નામ અને પૂરૂ સરનામુ જૂદા પરબીડીઆમા સીનબધ મોકલી આપવુ.

(૩) મજકુર પ્રબધ પરીક્ષક-કમિટી મજુર કરેથી રૂ ૨૦૦) નુ પારિતોષિક ફતેહમંદ ઉમેદવારને આપવામા આવશે અને તે પ્રબધ પ્રસિદ્ધ કરવાનો પ્રથમ હક્ક સોસાઇટીને રહેશે

(૪) મજકુર પ્રબધ સ્પષ્ટ અક્ષરે સફાઇબધ લખેલો જોઇશે.

(૫) જે જે વિગતો દર્શાવવામા આવે તેના સમર્થનમા આધારભૂત પ્રમાણો નોધવા.

(૬) પરીક્ષક-કમિટીનો અભિપ્રાય છેવટનો ગણાશે.



પરિશિષ્ટ ૯

No. 82 of 1912.

AHMEDABAD, OFFICE OF THE
GUJARAT VERNACULAR SOCIETY,

From,

The Honorary Secretary,
GUJARAT VERNACULAR SOCIETY,
AHMEDABAD.

To,

KHAN BAHADUR ADERJI M. MASANI, M. A., B. SC.
Director of Public Instruction,
BARODA STATE, BARODA.

Sir,

In reply to your letter No 267 of 1912-13 dated 24th October 1912, I have the honour to inform you that the Society has not framed any special and permanent rules for the award of prizes for the writing of books by translations or otherwise.

The procedure is vague in that a Sub-Committee of the Managing Committee called the Book-Committee sends up proposals for getting good and useful books prepared as translations, abridgements, adaptations or original compositions and the Managing Committee then decides upon the books to be written, and thereupon applications are invited by advertisement from persons prepared to write such books. Sometimes the Managing Committee without

any advertisement, selects men of proved merit and entrusts the compilation of certain books to them. And, sometimes, intending authors communicate to the Managing Committee their proposals for writing particular books and the work is entrusted to them if the managing Committee approves of the proposal.

The remuneration to be paid to each writer of these books is mostly fixed after considering the nature and scope of the work and the labour involved in the preparation of the book, more remuneration being paid for original work than for translation.

The Society undertakes printing and publishing of these books, reserving to itself the copy right, the writer being entitled to the honorarium only.

In the beginning of every year book published by the Society in the previous year ( not exceeding the price of rupee one each ) are presented to life-members and registered libraries of the Society and through them, they reach a large circle of readers.

I have honour,

Sd/- **R. M. N.**

*Hon. Secretary.*

---

## આસિ. સેક્રેટરી

"Age fulfills what youth has wished  Yeats

આરંભમાં જે ઇંગ્રેજી પંક્તિ ટાંકી છે તે જાણીતા આયરિશ કવિ યેટ્સના મુદ્રાલેખ (motto) નો અનુવાદ છે અને તેનો અર્થ એવો થાય છે કે યુવક જે અભિલાષ સેવ્યા હોય છે તે વયે પહોંચતા પરિપૂર્ણતાને પહોંચે છે મારેજ જીવનમાં સાહિત્યમય જીવન,–મેરી કરેલીના શબ્દોમાં life literary ગાળવાના જે મનોરથો મેં સેવેલા તે પુષ્ટ ઉમ્મરમાં સફળ થતા અમને જણાય છે અને તેમાં અમે અંતર્યામીનો અદૃશ્ય હાથ જ જોઈએ છીએ

ગુજરાતી ભાષાનો અમારો અભ્યાસ પ્રાથમિક શાળાના પાંચ ધોરણ સુધીનો અને માધ્યમિક શાળામાં અને કૉલેજમાં બીજી ભાષા ફ્રેન્ચ હતી એટલે સંસ્કૃત જ્ઞાનના અભાવે ગુજરાતી ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનું અમારા માટે કઠિન હતુ અને મ્હોટા લેખક કે સાહિત્યકાર થવાનું અમે કદી ઇચ્છ્યું પણ નહોતું પરંતુ નાનપણથી એક લગની લાગેલી અને તે વાચનની અને તેના પ્રતાપે જ અમને પ્રાપ્ત થયેલું કર્તવ્ય અમે યથાશક્તિ બજાવવાને શક્તિમાન થયા છીએ થોડા દિવસ પર મદ્રાસ યુનિવર્સિટી સમક્ષ કોન્વોકેશન વ્યાખ્યાન આપતા શ્રીયુત રંગસ્વામીએ સાચું જ કહ્યું હતું, કે 'read books of knowledge for whatever your department of work knowledge in the subject of your department will be always useful *

કૉલેજ અવસ્થામાં ઇંગ્રેજી સાહિત્યનું વાચન અને અભ્યાસ વધતા, એ પ્રમાણે અમને પણ ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ સાધવાના વિચારો સ્ફુરવા માંડ્યા અને એવામાં સ્વર્ગસ્થ ભાઇ રણજિતરામે "ગુજરાત સાહિત્ય સભા નવી સ્થાપી હતી તેમાં જોડાતા, અને ત્યાં એમના નિકટ સહવાસમાં આવતા એ વિચારોને જોસ મળ્યું હતું સોસાઇટીનો ૫૦ વર્ષનો છાપેલો વૃત્તાંત તે અરસામાં અમારા હાથમાં આવી ચઢ્યો અને તેનું નિરીક્ષણ કરતા તેના કાર્યક્ષેત્રની મર્યાદા અને કાર્યપદ્ધતિ વિષે, સમગ્રપણે સિદ્ધાંત

* Hindu' Madras 2nd August 1934

લોકન કરતો એક વિવેચનાત્મક લખ આપણા સુપ્રતિષ્ઠિત માસિક "વસન્ત"મા છાપવા મોકલી આપ્યો હતો તે સમયે સોસાઇટીના વહિવટ પરત્વે વર્તમાનપત્રોમા અવારનવાર ચર્ચાપત્રો પ્રસિદ્ધ થતા હતા આ લેખની ચામાગ સુનક માનસ પર અસર થવા પામી હતી

સન ૧૯૦૭મા સ્વર્ગસ્થ ભાઈ ભોગીન્દ્રરાવ મુબાઇ સેનામદનમા જોડાતા સાહિત્યસભાના મત્રી તરીકે એમની જગોએ અમે નીમાયલા તેના અગે આપણી સાહિત્ય પ્રવૃત્તિ પ્રતિ વિશેષ લક્ષ જવા પામ્યુ હતુ બીજે વર્ષ બી એ,ની પરીક્ષા પાસ કરી કૉલેજમા ફેલોશીપ મળી એ વર્ષે સોસાઇટીએ તેનો હીરક મહોત્સવ ઉજવવાનુ ઠરાવ્યુ હતુ અમને લાગ્યુ કે આપણા પ્રાન્તની, જુની, જાણીતી અને સુપ્રતિષ્ઠિત સસ્થાના કાર્યની આ અવસરે કદર થવી જોઇએ અને એ નિર્ણય સાહિત્યસભાની મેનેજીંગ કમિટી સમક્ષ રજુ કરી સોસાઇટીને એક માનપત્ર આપવાની વ્યવસ્થા કરી, જેનો વૃત્તાન્ત વિભાગ બીજામા આવી ગયો છે

આ સમય દરમિયાન સોસાઇટીમા જોડાવાનો અમને વિચાર સરખોએ આવેલો નહિ તેનું કારણ ગુજરાતી ભાષા સાહિત્ય વિષે અમે બહુ થોડુ જાણતા હતા એટલુજ નહિ, પણ તે કાર્ય ઉપાડી લેવાની અમારી અશક્તિ એ પણ મુખ્ય કહેવાય ઇતિહાસ પ્રતિ પક્ષપાત અને બી એ મા ઐચ્છિક વિષય તરીકે ઇતિહાસને પસદ કર્યો હતો, અને ફેલોશીપ મળવાનુ નક્કી થતા એમ એ ની પરીક્ષા સારૂ આગને વરસે સર ગ્રાન્ટ લી જેડસ યુનિવર સિટિ પ્રાઇઝ ઇનામ મળ્યુ હતુ તેમાથી ઇતિહાસ અને અર્થશાસ્ત્રના મોંઘા ખર્ચાળ પુસ્તકો પણ ખરીદ્યા હતા

પરન્તુ જે વાતાવરણમા અમારી પ્રવૃત્તિ થઈ રહી હતી, તેની ઊંડી અગમ્ય અસરને લઇને વા કોઇ ગૂઢ બળથી ખેચાઇને અમે એમ એ ની પરીક્ષા સારૂ ઇતિહાસનો વિષય લીધેલા પડતો મૂકી ઇગ્રેજી અને ગુજરાતી એ બે નવા વિષયમા ઝપલાવ્યુ હતુ તે માટે અમારી પૂર્વતૈયારી કાઇજ નહોતી એમ નિશક કહી શકીએ એ પરીક્ષામા નિષ્ફળતા મળી એ ઉપરની હકીકત જોતા સહજ સમજાશે પણ એમા સતોષ એટલા પુરતો હતો કે તેમા પાસ થવામા એકદર માર્ક્સમા ૬ માર્ક્સનો ખૂટો પડયો હતો, અને ગુજરાતીમા ૧૦૦ માર્ક્સ મેળવી શકયા હતા

ફેલોશીપનું વર્ષ પૂરૂ થતા કોઇ પણ નોકરીએ લાગી જવુ જોઇએ એટલે મુબાઇમા સેકન્ડરી ટ્રેનીંગ ટીચર્સ કૉલેજમા દાખલ થવા અરજી કરી તેમ એનામા

સોસાયટીના આસિ સેક્રેટરીની જગો ખાલી હતી તે માટે પણ અરજી મોકલી આપી હતી

જાન્યુઆરીમા મુબઇ ગયા અને ત્યા સેકન્ડરી ટિચર્સ ટ્રેનિંગ કોલેજમા પસદગી થવાથી અમે દાખલ થયા, અને એક પખવાડીયુ ગયા પછી ખબર, એટલામા સોસાયટીના આસિ સેક્રેટરી તરીકે નિમણુક થયાના સમાચાર મળ્યા, એટલે મનની અનેક ગડમથલના અંતે સરકારી ખાતાને છોડી ખાનગી નોકરીમા જોડાવા અમદાવાદ પાછા ખેચાઇ આવ્યા હતા

સોસાઇટીમા હાજર થતા પહેલી જ મુલાકાતે ઓન સેક્રેટરી સાહેબે કામ બતાવ્યુ કે સોસાઇટીને સાહિત્ય સસ્થા તરીકે સરકાર તરફથી નાણાની મદદ મળે એવી મતલબનો ઓગળી ખાતાના વડાના નામનો પત્ર લખી લાવો, એઓ સાહેબે એ સોસાયટી તરફથી અરજી આવે એ વિષે ઘણો વિચાર કરવાનુ રસ્તામા મુક્યુ છે

કોલેજના વાતાવરણમાથી તાજા બહાર નીકળેલા, ઉત્સાહભર્યા પણ બહારની દુનિયાના વ્યવહારથી અજાણ્યા, પરતુ એ નવા શિક્ષણે એક બક્ષીસ આપેલી છે અને તે પોતાનો માર્ગ અને સાધન શોધી કાઢવાની અને તે પ્રાપ્ત કરવાની શક્તિ–resourcefulness સરકારી કેળવણી ખાતાના વડાને કેવી રીતે સબોધવા, પત્રમા વિષયની શરુઆત કેમ કરવી, નાણાની મદદના વિષયમા શા મુદ્દાઓ ચર્ચવા, વગેરે પ્રશ્નોએ અમને પ્રથમ તો મુઝવ્યા એ પહેલી કસોટી હતી અને અમને તે વખતે આકરી પણ લાગી પ તુ નાહિમ્મત ન થતા અમને પરિચિત એવુ અને ઘણીવાર જે હેલુ યુનિવર્સિટીનું કેલેન્ડર હાથમા લીધુ અને તેમા સરકાર સાથે યુનિવર્સિટી કેવી રીતે પત્રવ્યવહાર કરતી તે યોગ્ય ગ્રહણ કર્યું અને અગાઉ સોસાઇટી વિષે લેખ લખવામા ૫૦ વર્ષનો તેનો રીપોર્ટ બહુ ધ્યાનપૂર્વક વાચ્યો હતો તે આ અવસરે અમને બહુ ઉપયોગી અને મદદગાર નિવડ્યો

પ્રસ્તુત પત્રનો ખરડો બીજે દિવસે લાલશકરભાઇને બતાવ્યો, મનમા ભીતિ હતી કે રખેને ફેરફાર થાય, પણ તેમાથી એક ન્હાનીશી ભૂલ માત્ર કાઢી અને તે પત્ર એમણે મજુર રાખ્યો એથી અમને કઇક શાતા વળી અને આત્માભિમાન વિશ્વાસ બેઠો

આ તો ગ્રાન્ટના નાણાના પ્રશ્નની શરૂઆત થઇ; તે પત્ર મળતા ડિરેક્ટર સાહેબે સોસાઇટીના કામકાજનો સવિસ્તર વૃત્તાન્ત મગાવ્યો. સોસાઇટીના કામકાજની રૂપરેખાથી અમે પરિચિત હતા, પણ તેની વિગતોથી

વાદેશ્માર નહિ; તેમ છતાં પાછલા રીપોર્ટ વાંચવા માંડયા અને તે પરથી કેટલીક હકીકત વ્યવસ્થિત રીતે સંકલિત કરીને એ આખો મુસદ્દો સોસાઇટીના કામના પૂરા જાણકાર અને અનુભવી ઑન સેક્રેટરી લાલશંકરભાઈ પાસે રજુ કર્યો. એમણે તો એ મુસદ્દાના બે પેરા વાચ્યા; અને ત્યાં એક બે નવી બાબતો સૂચવીને એ મુસદ્દો નવેસર લખી લાવવાનું કહ્યું. એમની પદ્ધતિ એવી કે મુસદ્દો પૂરો વાંચે નહિ; તેનો થોડોક ભાગ વાંચે અને કોઈક સ્થળે સુધારવાનું જણાય ત્યા અટકે અને પછી પોતાનું દષ્ટિબિન્દુ જણાવી તે પ્રમાણે આગળ લખવાનું કહે. આ પ્રમાણે અમારી પાસે ત્રણ ચાર વાર એ મુસદ્દો એમણે ફરી ફરી લખાવ્યો હતો; પણ અમે એમા જોઇ શક્યા હતા કે એમ કરવામાં એમનો હેતુ અમને તાલીમ આપવાનો હતો. આ કાર્ય કંટાળાભર્યું અને શ્રમવાળું થઇ પડતું. પણ ચિવટપણે અમે તેને વળગી રહ્યા. એથી અમને શિખવાનું પણ ઘણું મળ્યું; અને લાલશંકરભાઈને સંતોષ થયો, એજ અમારે મન અમારા કાર્યની સાર્થકતા હતી. એ પ્રસંગ બીજી રીતે અમારી કારકીર્દિ સાથે તેમ સોસાઇટીના ઇતિહાસમા યાદગાર રહેશે, એટલા પૂરતો કે સરકારે એ પત્ર સાદર થયા પછીથી સોસાઇટીને વાર્ષિક રૂ ૫૦૦ની ગ્રાન્ટ બક્ષી હતી; અને ચાલુ વર્ષમાં રૂ. ૧૦૦ વધારી તે ગ્રાન્ટ રૂ. ૬૦૦ની કરવામાં આવી છે.

થોડીક મુદત થઇ એટલે એમણે અમને ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલાં સઘળા પુસ્તકોની વર્ગીકૃત સૂચી તૈયાર કરવાનું કામ બતાવ્યું. પલાળેલા ઘઉં દળવા જેવું એ કઠિન કાર્ય હતું, જેમાં કાંઈ રસ પડે નહિ.

લાલશંકરભાઇની પ્રકૃતિ એવી ખરી કે તેઓ જે કાંઇ કહે તેનો તરત અમલ થવો જોઇએ; તેમાં મુસ્કેલી હોય તો પછીથી તે વિષે રીપોર્ટ કરવો. પણ હુકમનુ પાલન તાબડતોબ થવું જોઇએ.

સોસાઈટીનુ વહીવટી કામ, પુસ્તકોનું પ્રુફ વાચન, બુદ્ધિપ્રકાશનું સંપાદન કાર્ય, અને ટ્રસ્ટ ફંડોનો નિયમાનુસાર વહિવટ અને તેના અંગેની નાણાંની જવાબદારી, એ બધા કાર્યોમાં એટલો બધો સમય વ્યતીત થતો કે અન્ય કાર્ય માટે ભાગ્યે જ ફુરસદ મળે; એ સિવાય અવારનવાર કોઇ કોઈ સોસાઈટીના કે અન્ય કામસર મળવા આવે, તેમને પણ સાંભળવાના ને સંતોષવાના હોય; અને આ કામનું દબાણ ઓછું ન હોય એમ સોસાઇટી હસ્તક એક વા બીજી જાહેર પ્રવૃત્તિ આવી ઉભી હોય, તેમાં પણ કામની જવાબદારીનો હિસ્સો હોય જ.

પરંતુ ગમે તે કારણ હો, લાલશંકરભાઈના હાથ નીચે કામ કરવામાં અમને રસ પડતો અને તેમાં ગમ્મત પણ રહેતી; તેઓ વળી એક શિખાઉને પાવરધો કરવો હોય. એવી રીતે નવી નવી પ્રવૃત્તિઓમાં અમને પરોવી પલોટતા હતા. ત્રણ વર્ષમાં એમની પાસે અમે જેટલું દુનિયાદારીનું જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત કર્યાં તેટલું પછીના સમયમાં મેળવી શકયા નથી.

પહેલે વર્ષે સોસાઇટી હસ્તક કોરોનેશન ફંડનું કામ આવ્યું હતું; અને બીજે વરસે દુકાળ પડતાં સોસાઈટીનો સ્ટાફ તે કામમાં જોડાયો હતો.

ઉપરોક્ત ગુજરાતી પુસ્તકોની સૂચીનું કામ અમે ચાલુ વહીવટી કાર્ય સાથે સંભાળી શકીએ એમ નહોતું, તેથી તે પડતું મૂકાયું, પણ તેને સ્થાને બીજે વર્ષ સોસાઇટીના પ્રકાશનોની સૂચી, વિષયવાર અને સવિસ્તર યોજી તેનો ઉપયોગ કરવાનું સુતરું થઇ પડે એ કારણસર, તેનું વર્ગીકરણ લેખકવાર અને કિંમતવાર કરી તેમ ઇનામ લાયબ્રેરીમાં મંજુર થયેલાં પુસ્તકો જુદાં તારવી કાઢી બતાવ્યાં હતાં; અને સોસાઇટીનું લાઇબ્રેરીનું કેટેલોગ છપાતું હતું, તેમાં રેફરન્સની સુગમતા માટે લેખકોની નામાવળી તેમ પુસ્તકોની કક્કાવારી દાખલ કરી હતી.

ત્રીજે વર્ષે દુકાળનું હિસાબી કામ ચાલુ હતું, લાલશંકરભાઇની તબીયત લથડી હતી, છતાં નવી પ્રવૃત્તિ તરીકે સોસાઇટીના સંગ્રહમાંના હસ્તલિખિત પુસ્તકોની યાદીનું કામ તે પછી આરંભ્યું હતું.

પણ એ પ્રવૃત્તિઓ એવી કે મગજને ઝાઝી તસ્દી આપવી પડે નહિ; ઑફિસનું ચાલુ કામ થતું જાય, અને ઉપર દર્શાવેલું કામ પણ આટોપાતું જાય. લેખન કાર્ય સોસાઇટીમાં થઇ શકે એવી નિરાંત જ હોતી નથી. કાઇક કામમાં ચિત્ત પરોવાય કે તેમાં એક વા અન્ય કાર્ય નિમિત્તે વિક્ષેપ પડે. વાચનનો શોખ હોય તો થોડુંઘણું વાચી શકાય. લેખન કાર્ય તો અવકાશે ઘેર જ કરવાનું હોય અને તે પણ જો કાંઈ જરૂરનું માથે આવી પડયું હોય તેજ હાથમાં લેવાતું હતું.

સન ૧૯૧૨ ના ઑક્ટોબરમાં લાલશંકરભાઇનું અવસાન થયું. તે પછી સોસાઇટીના તંત્રમાં લાલશંકરના સમયના પૈસાના અંગે, જો કે તેનું ખરું કારણ અંગત ગરબડ હતો, ખટરાગ ઉભો થયો, અને અમારી સ્થિતિ પણ તેમાં બહુ કફોડી અને વિષમતાભરી થઇ પડી હતી. સાહિત્ય સેવાના મનોરથો સંધ્યાના પાનાના મહેલની પેઠે તુટી પડયા હતા. અને તેથી અમે

એટલા હતાશ થયા હતા કે સન ૧૯૧૯ મા સોસાઇટીમાંથી નિવૃત્ત થઈ સ્વતંત્રપણે પત્રકારિત્વના ધંધામા જોડાવાનો નિર્ણય સુદ્ધા કર્યો હતો

પણ કહેવત છે તેમ નિરાશાના વાદળમાં આશાના કિરણો છુપાં ટંકાયલા હોય છે.

સન ૧૯૨૦ મા સોસાઇટીના પ્રમુખ તરીકે દી. બા. કેશવલાલભાઇ પસંદ થતા એ નિરાશાના દિવસો જતા રહ્યા, અને કમિટીની સહાયતા, સહાનુભૂતિ અને સંમતિથી પ્રતિ વર્ષ કોઇને કોઇ નવુ કાર્ય કે પ્રવૃત્તિ ઉપાડી લેવા અમે શક્તિમાન થયા હતા, તેનો સમગ્ર વૃત્તાંત આ ઇતિહાસમાંથી મળશે અને એજ અમારા કાર્યનો રીપોર્ટ છે. અમે તો અંગ્રેજી કવિ ક્લો Clough ) ની નીચેની પંક્તિમાં માન્યુ છે.

'Serve in thy post, be faithful and obey.'

સોસાઇટીનો ઉદ્દેશ ફળીભૂત કરવામા અમે થોડી પણ તેની સેવા કરી શક્યા છીએ એમ આ વિભાગના વાચન પછી વાચકની પ્રતીતિ થશે તો એ જ અમારે મન મ્હોટો સંતોષ છે, અને તેમા અમે કૃતાર્થ થયા એમ સમજીશું. સોસાઇટીદ્વારા ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનો અને મહાજનોના ગાઢ પરિચયમા આવવાનો સુયોગ પ્રાપ્ત થયલો છે તેને અમે અમારૂ અહોભાગ્ય માનીએ છીએ. આપણા શાસ્ત્રકારોએ સત્સંગનુ મહાત્મ્ય કંઇ ઓછુ વર્ણવ્યુ નથી.

સોસાઇટીના કાર્યક્રમ વિષે કેટલીક સૂચનાઓ અમે કૉલેજમા ભણતા હતા ત્યારે કરી હતી, અને સોસાઇટીમાની અમારી કારકીર્દિ દરમિયાન એમાંથી અમે શુ શુ કરી શક્યા અથવા તે દિશામા કેવો પ્રયત્ન કર્યો તે જોઇ શકાય તેટલા સારૂ એ લેખ, વિભાગ ૨ મા અમે ફરી છાપ્યો હતો*

સોસાઇટીનો ઉદ્દેશ સાહિત્યનો વિકાસ અને અભ્યુદય, કેળવણી અને જ્ઞાનપ્રચારનો છે. આમાના બે અંગો સાહિત્યની અભિવૃદ્ધિ અને જ્ઞાન પ્રચાર અર્થે સોસાઇટી સારી પ્રવૃત્તિ આદરી રહી છે એમ તેના વાર્ષિક પ્રકાશનો અને રીપોર્ટ પરથી માલુમ પડશે.

અમે ઇચ્છીએ છીએ કે સોસાઇટી હવે કેળવણીના–ગુજરાતી દ્વારા ઉંચી કેળવણીના પ્રશ્નને હાથમા લે. એ સંબંધમા યોજનાપૂર્વક પાંચ કે દસ વર્ષનો કાર્યક્રમ રચવામા આવે તો કેટલુક સંગીન કાર્ય થઇ શકે

---

* જુઓ ગુ. વ. સોસાઈટીનો ઇતિહાસ વિભાગ ૨ પૃ

એવું અમારૂં માનવું છે, અને તે દિશામાં વિકાસ અને વિસ્તાર માટે હજુ અવકાશ છે. સોસાઈટીએ વળી એવી પ્રતિષ્ઠા બેસાડેલી છે, અને તે એટલું સામર્થ્ય ધરાવે છે કે ગુજરાતી દ્વારા ઉંચી કેળવણીનો પ્રશ્ન જો તે ઉપાડી લે તો તેમાં તેને અવસ્ય સફળતા મળે; અને અત્યારના સર્વ સંજોગો એ કાર્યને અનુકૂળ પણ છે.

અખતરા રૂપે પુખ્ત વયના સ્ત્રીપુરુષના વર્ગ સ્થાપવા સોસાઇટીએ ત્રીજે વર્ષે ઠરાવ કર્યો હતો પણ દેશમાં વ્યાપી રહેલા અશાંત અને ઉદ્વિગ્ન વાતાવરણને કારણે તે ઠરાવનો અમલ કરવાનું મુલતવી રાખવું પડયું હતુ. એમાં શિક્ષણ સારૂં સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, આરોગ્ય, નાગરિકના ધર્મ વગેરે વિષયોનો સમાવેશ કર્યો હતો અને તેનો આશય જેમનું જ્ઞાન અધવચથી અટકી પડયું હોય, અથવા જેઓ એ વિષયનો વધુ પરિચય કરવા ઇચ્છતા હોય તેમને ૧૦ થી ૧૨ વ્યાખ્યાનમાં એ વિષયનું સામાન્ય અને ઉપયોગ પુરતું જ્ઞાન આપવાનો પ્રબંધ કરવો અને વ્યાખ્યાતા તરીકે એ વિષયના નિષ્ણાતોને પસંદ કરવા. પણ એ યોજનાની એટલેથી સમાપ્તિ થવી જોઈતી નથી. જેમ સંસ્કૃત પાઠશાળામાં સાહિત્ય, વેદાંત, જ્યોતિષ, વ્યાકરણ, ન્યાય વગેરેનું શિક્ષણ આપવાની વ્યવસ્થા છે તે મુજબ જેઓ વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પાસ કરી આગળ ગુજરાતીદ્વારા વધુ શિક્ષણ મેળવવાને ઇંતેજાર હોય અથવા તો ત્રીજા વર્ષમાં પાસ થયેલો સ્કોલર એકાદ વિષયમાં ગુજરાતીદ્વારા વધુ અભ્યાસ કરવાને ઉત્સુક હોય તેમના શિક્ષણ માટે સોસાઇટી ગુજરાતીની પાઠશાળા સ્થાપે, તે ઇચ્છવા યોગ્ય છે અને તે દ્વારા ગુજરાતી ભાષા સાહિત્યના વિકાસ અને ખીલવણીમાં ઘણું કરી શકાય એવા અભિપ્રાયના અમે છીએ.

ગુજરાતી ભાષા સાહિત્યનો અભ્યાસ વધારી શકાય અને તેને ઉત્તેજન મળે એ આશયથી પૂર્વે સોસાઇટીએ એમ. એ; માં ગુજરાતીનો વિષય લઇને ફતેહમંદ થનાર ઉમેદવારને રૂા. ૨૦૦) નું ઈનામ આપવાનું જાહેર કર્યું હતું અને ત્રણ ગૃહસ્થોને તે ઈનામ અપાયાનો ઉલ્લેખ બીજા ભાગમાં કરવામાં આવેલો છે. બી. એ., ના વર્ગમાં ગુજરાતીના અભ્યાસને સ્થાન મળ્યા પછી અમને જણાયું કે એ વિદ્યાર્થી બી. એ; ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી એમ. એ; ની પરીક્ષા સારૂ એજ વિષયનો અભ્યાસ કરે તેને સારૂ માસિક રૂા. ૨૦) ની એક કે બે સ્કાલરશીપો સ્થાપવી. વળી એમ. એ. નો અભ્યાસ કરવા સારૂ યુનિવર્સિટીએ વિજ્ઞાન અને વૈદકની કેટલીક

જાણીતી સંસ્થાઓને તેમા અમુક વિષયનો અભ્યાસ કરવા સ્વીકારેલી છે, એ પ્રમાણે સોસાઇટીનો–ગુજરાતી વિષયનુ શિક્ષણ આપવા સારૂ યુનિવરસિટી તરફથી સ્વીકાર થાય તો પણ ગુજરાતીના અભ્યાસને ઘણુ ઉત્તેજન મળે અને એ સૂચનાના સમર્થનમા એવી દલીલ અમે કરી હતી કે ગુજરાત કોલેજમા ગુજરાતીમા એમ. એ, નો વર્ગ લેવાને મનાઇ નથી. દી બા. કેશવલાલ ધ્રુવ એ કોલેજમા ગુજરાતીના અધ્યાપક છે અને એમ. એ, ના ઉમેદવારોને મદદ કરે છે. એઓ સોસાઇટીના પ્રમુખ છે, અને સોસાઇટીનો ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ સમૃદ્ધ અને મ્હોટો છે, અને દી બા કેશવલાલભાઇની દેખરેખ અને સૂચના હેઠળ એ વિદ્યાર્થીઓ સોસાઇટીમા અભ્યાસ કરે તો તેમા એમનો જેમ લાભ રહેલો છે, તેમ સોસાઇટીનુ ગૌરવ વધીને તે જે હેતુથી સ્થાપાયલી છે, તે કાર્યને તેથી ઉત્તેજન મળે છે. પરન્તુ કેટલીક વ્યવહારૂ મુશ્કેલીઓ વચમા નડતા, એ બે પૈકીની એકકે યોજના વ્યવહારમા આણી શકાઇ નહોતી.

સન ૧૯૧૭ મા 'ગુજરાતી ભાષાના વધુ અભ્યાસ, વિકાસ અને અભિવૃદ્ધિ અર્થે ગુજરાતી યુનિવરસિટિની યોજના' એ *વિષયપર એક લેખ અમે લખ્યો હતો અને તે કાર્યમા સોસાઇટી આગેવાની લઇ શકે એમ દર્શાવ્યું હતુ. પરંતુ વિદ્યાપીઠ એ શબ્દ સાથે કેટલાકને એમ લાગ્યું કે તેમા વૈદક, ખેતીવાડી, ઇજીનિઅરીંગ, વિજ્ઞાન વગેરે વિષયોનો સમાવેશ કરવો જોઇએ અને એ કાર્યક્રમ વિકટ, મુશ્કેલીભર્યો અને ખર્ચાળ થઇ પડે અને એવુ મ્હોટું કાર્ય ગન્યાશ્રયે થઇ શકે અમારો આશય એ લેખમા મુખ્યત્વે ગુજરાતી દ્વારા ઉંચુ શિક્ષણ આપવાની વ્યવસ્થા થવી જોઇએ એ બતાવવા પુરતો હતો અને અમે હજુ માનીએ છીએ કે શબ્દની પંચાતમા નહિ પડતા, ગુજરાતી કોલેજ વા ગુજરાતી પાઠશાળા એવુ નામ રાખીને સોસાઇટી ગુજરાતીદ્વારા ઉંચુ શિક્ષણ આપવાનું કાર્ય શરૂ કરે તો ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસને ઘણો વેગ અને બળ મળે આ અભ્યાસનું મૂલ્ય આર્થિક દૃષ્ટિએ આકવાનુ છે જ નહિ એમ અમારે સ્પષ્ટ જણાવી દેવુ જોઇએ.

સોસાઇટીનું પુસ્તકાલય ઉપર જણાવ્યુ છે તેમ, મ્હોટું અને સમૃદ્ધ છે પણ એ પુસ્તકાલયમા ગુજરાતીમા પ્રસિદ્ધ થયલા સર્વ પ્રકાશનોનો સંગ્રહ ઉપલબ્ધ હોય અને તેની કાયમ સાચવણી માટે યોગ્ય વ્યવસ્થા

* બુદ્ધિપ્રકાશ સન ૧૯૧૭, ઓક્ટો–ડિસેમ્બર

થઈ હોય એ અત્યંત આવશ્યક છે, તે માટે ઘટના પ્રયાસ થઇ રહ્યા છે, એ ' પુસ્તકાલય અને પુસ્તકાલયપ્રવૃત્તિ ' નામનુ પ્રકરણ વાચતા તરત માલૂમ પડશે; પણ તે માટે અત્યારથી તજવીજ થવી જોઇએ, એટલુજ નહિ પણ તેને માટે એક સાગ ગ્રંથપાલની નિમણૂંક કરવી જરૂરની છે.

જે ધોરણે સોસાઇટી તેના પ્રકાશનો આજીવન સભાસદોને અને રજીસ્ટર લાઇબ્રેરીઓને ભેટ આપે છે એથી એનું જ્ઞાનપ્રચારનું કાર્ય સારૂ થાય છે, એ તો તેનો એક માર્ગ છે પણ ગામડે ગામડે વાચનાલયો, પુસ્તકાલયો, ફરતા પુસ્તકાલયો, બાળપુસ્તકાલયો, અને રેફરન્સના પુસ્તકો વગેરે માટે સત્વર ગોઠવણ થવી જોઇએ, અને અમે ઇચ્છીએ છીએ કે સોસાઇટી નવી નિમાયલી પુસ્તકાલય કારોબારી સમિતિ સાથે સહકાર કરી એનો યોગ્ય માર્ગ શોધી કાઢશે.

ગુજરાતમા પુસ્તકાલય પ્રવૃત્તિનુ કાર્ય સોસાઇટી ઉપાડી લે એ સર્વથા યોગ્ય છે અને તે એના ઉદ્દેશમાહેનું એક કાર્ય છે.

પુસ્તક પ્રચાર અને પુસ્તક વેચાણ સારૂ પણ ઘટતી ગોઠવણ થવી જોઇએ છે એ દિશામા પ્રયત્ન જ થયો નથી, તેથી એ પ્રવૃત્તિ કુંઠિત રહેલી છે, પણ આપણા પ્રાતમાં વાચન શોખ વધતો જાય છે તેથી એને ઉત્તેજન મળવા પુરો સભવ છે.

સોસાઇટીના પ્રકાશનોમા મોટી ખામી સારા મુદ્રણ કામની માલુમ પડે છે, તેના પ્રકાશનો જુદા જુદા છાપખાનામા વહેંચાયલા રહે છે તેથી મુદ્રણ કામ એકસરખું અને સદ્દાર્ઇબંધ આવતું નથી, અને અશુદ્ધિ પણ ઘણી રહે છે. તેમજ મુદ્રણ કળાની દૃષ્ટિએ તેમા સુધારા થવાની જરૂર છે. એ તો સોસાઇટી પોતનું છાપખાનું કાઢે તો જ બની શકે પણ તે સારૂ મર્યાદિત જવાબદારીવાળી નવી કંપની સોસાઇટીના આશ્રય હેઠળ સ્થાપવી જોઇએ અને તે નફાકારક થાય એ વિષે અમને શંકા નથી.

કોઇ પ્રશ્ન કરે, આ સઘળા કાર્યો માટે મ્હોટો સ્ટાફ રાખવો પડે અને તેનું ખર્ચ પણ બહુ વધી જાય

પુસ્તક વેચાણ અને પ્રેસમાથી વખતે થોડો ઘણો નફો કરી શકાય પણ સોસાઇટી એ વેપારી મંડળી નથી, એટલે એમાની ઘણીખરી પ્રવૃત્તિઓ સેવા અર્થેજ રહેવાની અને તેનો ખર્ચ સોસાઇટીએ ઉપાડી લેવો પડે.

પરંતુ એ પ્રશ્નોનો ઉકેલ સેવાભાવી સાહિત્ય-રસિકોનો સેવકગણ સ્થાપીને સારી રીતે કરી શકાય

સોસાઇટીનુ હમણાનુ આખુ તંત્ર આસિ. સેક્રેટરીમા જ કેન્દ્રિત છે, અને તેના હસ્તક નીચે મુજબ ખાતાઓ વા પ્રવૃત્તિઓ છે —

(૧) પુસ્તક પ્રકાશન-નવા અને જુના પુસ્તકો, દર વર્ષે સરેરાશ સખ્યા ૧૦ (૨) બુદ્ધિપ્રકાશ-આશરે ૫૦ ફરમા, ચાર અંકના, (૩) પુસ્તક વેચાણ અને બક્ષીસ પુસ્તકો આશરે કિંમત રૂ ૧૦૦૦૦ ના, (૪) ૧૬૫ ટ્રસ્ટ ફડોનો વહિવટ, આશરે ૩ લાખ ૭ હજારના, (૫) પુસ્તકાલય, (૬) મુ વાચન (૭) પ્રેમાભાઈ હોલનો વહિવટ, (૮) પ્રકીર્ણ

એકજ વ્યક્તિના હસ્તક આ સર્વ ખાતાઓનો વહિવટ હોવાથી તેનો વિકાસ થઈ શકતો નથી, અને એ પ્રવૃત્તિઓ પુરતી દરકાર વિના યંત્રવત ચાલુ રાખવામા આવે છે પણ તેને સભાળી લેનાર યોગ્ય વ્યક્તિ નિરાળી હોય તો તેનો વિકાસ તેમ ઉપયોગ સારી રીતે સાધી શકાય તેમ વધારી શકાય

'મુબાઈ સમાચાર'ના દિવાળી અક આઠ સન ૧૯૨૮ મા અમે 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી-તેના કાર્યક્ષેત્રનો વિસ્તાર અને વિકાસ' એ શિર્ષકથી એક લેખ લખ્યો હતો, તેમા ઉપરોક્ત સાહિત્ય સેવક ગણની યોજનાનો ઉલ્લેખ કર્યો હતો +

દેશમા નવી જાગૃતિ આવી છે, કેળવણીનો પ્રચાર વધતો જાય છે સાહિત્ય પણ ખીલવા માડ્યુ છે, તેનો પદ્ધતિસર અભ્યાસ થવા માડ્યો છે, એટલુજ નહિ પણ સેવાભાવી સાહિત્યના અભ્યાસીઓ અને લેખક હવે સારા પ્રમાણમા મળી શકે એમ છે

સોસાઇટીએ સમયાનુસાર પ્રગતિમાન રહેવુ હોય તો તેના ચાલુ વહિવટમા વખતો વખત ફેરફાર કરવો જોઇએ, આજ સુધી આખુ તંત્ર એક આસિ સેક્રેટરી હસ્તક રહેલુ છે, તેને જુદા જુદા વિભાગમા વહેચી નાખી, એક એક નિરાળી જવાબદાર વ્યક્તિને તે તે વિભાગનો વહિવટ સોપવો જોઇએ, તો તેમા કામ સારુ થશે એટલુ જ નહિ પણ તે કાર્ય ખીલી ઉઠશે અને દીપશે

---

+ જુઓ બુદ્ધિપ્રકાશ, વર્ષ સન ૧૯૨૮, પૃ ૩૪૪

ત્રણ કે પાંચ સેવાભાવી સાહિત્ય રસિકો એકજ સંસ્થામાં કામ કરવા એકત્ર થયે તેની પ્રવૃત્તિમા નવું ચેતન આવશે. એથી વ્યક્તિગત લાભ મળશે; સંગઠિત કાર્યનો લાભ મળશે; પરસ્પર સહકારથી કેટલાંક નવાં અને મહત્ત્વના કાર્યો ઉપાડી શકાશે. સંઘબળ આ યુગનું પ્રવર્તક બળ છે અને સોસાઈટીનું તંત્ર હવે પછીથી એવા સેવાભાવી સાહિત્ય રસિક સેવકગણથી ચાલે એમ અમે ઇચ્છીએ છીએ. પરમાત્મા તે આશય ફળીભૂત કરો, એજ અંતિમ પ્રાર્થના.



# પરિશિષ્ટ ૯
## સન ૧૯૦૯ થી ૧૯૩૩ સુધીનું સોસાઇટીની પ્રગતિનું માપસૂચક રેખાચિત્ર













